યાગાદિ થઇ શકતા નહિ. ચાર વર્ણને બદલે અનેક નાતો અને પેટા નાતો થવાનું વલણ દેખાવા લાગ્યું. અંદર અંદર વિખવાદ થવા લાગ્યો અને અંદર અંદરના કલહને લીધે દેશની દુર્દશા દષ્ટિ મર્યાદામાં ભમવા લાગી. **આ સમયે લોકોનો ઉદ્ધાર કરવા બૌદ્ધ અને જૈન ધર્મો બહાર પડયા.** ×××× જૈન ધર્મે બ્રાહ્મણ ધર્મની નબળાઇની ખરી નાડ પકડી; તેથી તે ધર્મનાં મૂળ ઉંડાં નંખાયાં, અને અત્યારે પણ તે ધર્મ હિંદુસ્તાનમાં પ્રવર્તે છે. જૈનધર્મ માનનારની કુલ સંખ્યા ચૌદ લાખની ગણાય છે......જૈનધર્મની ગ્રંથ સમૃદ્ધિ ઘણી મોટી છે. તત્ત્વજ્ઞાન, ન્યાય, વ્યાકરણ, રાસ, ઇતિહાસ ઇત્યાદિના અનેક ગ્રંથો જૈનોએ લખેલા છે. આ **બાબતમાં જૈનધર્મે ઘણો મોટો ઉપકાર કર્યો છે.**××× જૈનોમાં મૂર્તિપૂજા છે; અને આબુ, ગિરનાર, શેત્રુંજય ઇત્યાદિ સ્થળોએ તેમણે બાંધેલાં ભવ્ય અને સુંદર દેવાલયો શિલ્પકળાના નમુનારૂપ આજે પણ ગણાય છે."××××× "પરંતુ તે ધર્મનું ખરૂં લાક્ષણિક ચિન્હ 'અહિંસા પરમોધર્મ" છે અને આ બાબતમાં એ ધર્મની અસર આખા હિંદુસ્તાનમાં બહુ પ્રબલ થઇ છે. **વેદ ધર્મ પણ આ અસરથી કાંઇક રૂપાંતરતાને પામ્યો છે.**"×××× "સૌનું દષ્ટિબિંદુ તો એકજ છે. દરેક ધર્મનો સામાન્ય અંશ લઇએ તો જૈનો બ્રાહ્મણધર્મ પાળે છે. અને બ્રાહ્મણો જૈનધર્મ પાળે છે. વિવાદના વિષયો નિર્જીવ છે."

રા. રા. રણજીતરાવ વાવાભાઇનો જૈનો માટે એવો મત છે કે "ભૂતકાળમાંજ જૈનો ગુજરાતના અગ્રગણ્ય નાગરિકો હતા અને હવે નથી એવું કોનાથી કહી શકાશે? અમદાવાદ શહેરમાં વધતા જતા મીલ ઉદ્યોગમાં, સુરત મુંબાઇના ઝવેરાતના વેપારમાં, અને ન્હાનાં ન્હાનાં ગામડાઓમાં પણ જૈનોને મોખરે રહેતા કોણે નથી જોયા? કાઠીઆ-વાડમાં નાગરોની સાથે રાજદ્વારી નોકરી માટે જબરી હરીફાઇ કરનારાઓ આજે કદાચ એ પ્રદેશમાં પાછળ પડયા હશે પણ વેપારમાં તો આગળને આગળ વધતાજ જાય છે."××× "આધુનિક ગુજરાતમાં વેપાર અને ઉદ્યોગદ્વારા પૈસો પેદા કરનાર વર્ગમાં જૈનો પણ આગળ પડયા છે. ગુજરાત સાથે એમનો જુનો અને નિકટનો સબંધ છે."××× "ગુજરાતી વાણી અને સાહિત્યની એમના સાધુઓએ અવિરત સેવા કરેલી છે.' "સારાંશ માં જૈનો ધનાઢ્ય હોવાથી, વેપારી હોવાથી, અને ઘણા સાંસારિક બંધનોથી મુક્ત હોવાથી ઇત્યાદિ" ××× "સામાન્ય ઉક્તિ છે કે સરસ્વતીનું બ્રાહ્મણોને ઘેર પીએર છે અને જૈનોને ત્યાં સાસરું.'

ચૌદમા શતકના ગુજરાતી સાહિત્ય માટે સ્વર્ગીય સાક્ષરવર્ય શ્રીયુત ગોવર્દ્ધનરામ ભાઇએ સાહિત્ય પરિષદમાં કહ્યું હતું કે "જૈન સાધુઓ જેટલી સાહિત્યની ધારા ટકાવી રાખ્યા તેનો કાંઇ અંશ પણ અન્ય વિદ્વાનોમાં કેમ ન દેખાયો? તેઓ ક્યાં ભરાઇ બેઠા હતા...?"" જૈન ગ્રંથકારોની ભાષા તેમના અસંગ જીવનના બળે શુદ્ધ અને સરળ રૂપે તેમના સાહિત્યમાં સ્ફુરે છે.. ..." "એ સાધુઓએ તેમના ગચ્છોનો આટલો સાહિત્ય રસ ઉગવા દીધો છે."

ઉપર પ્રમાણે સાક્ષરોના વિચારો ગુજરાતી ભાષાના સાહિત્યની જૈન ધર્મીઓએ બજાવેલી સેવા માટે જ છે.

હવે સૌરાષ્ટ્રના ઇતિહાસના પ્રમાણુ વડે ગુજરાત કાઠિયાવાડ પ્રાચીન કાળમાં જંગલી સ્થિતિમાં હતા તે અને પાછળથી તેમાં જૈનોનું સામ્રાજ્ય થયું એ સંબંધી હકીકત કહેવી શરૂ થાય છે. ગુર્જરાત 'અને કાઠિયાવાડમાં ભાપાનો આધાર જૈનો ઉપરજ હતો. અને 'જૈનો સિવાયની બીજી જાતો જંગલી, ટંટાખોર અને બીનકેળવાયલી હતી. આના સંબંધમાં ઇતિહાસકાર કહે છે કે "જ્યારે આ દેશમાં મરાઠા લોકોનાં લશ્કર ઉપરા ઉપર આવવા લાગ્યાં ત્યારે આ દેશમાં ઘણા ટંટાખોર અને લુટારાની ચાલથી મશહુર 'એવા ઘણા કાઠી જમાદારો તેઓના જોવામાં આવ્યા, તેથી તેઓએ આ દેશનું નામ કાઠિયાવાડ એટલે કાઠી લોકોની-વાડ અગર પ્રાંત' નામ આપ્યું."

"દ્વારિકા મહાત્મ્યમાં કહે છે કે દ્વારિકાં ક્ષેત્રનું જૂનુ નામ કુશદ્વીપ અગર કુશાવર્ત દેશ હતું. આંહી કુશ નામનો દૈત્ય રાજ્ય કરતો હતો, તેથી એ નામ પડયુ છે. આમ પુરાણ અને જૈન ગ્રંથોમાંથી પણ મળી આવે છે."

ગુજરાત અને કાઠીઆવાડના ઇતિહાસ માટે પ્રાચીન પુરાવાની જૈનેતર 'ગ્રંથોમાં ખામી છે એને માટે ઇતિહાસકાર કહે છે કે "ઘણો જુનો અને પ્રસિદ્ધ પ્રભાસખંડ 'પણ અર્વાચીન વખતમાંજ રચાયો છે." ×× "ખુલ્લું જણાય છે કે એ ગ્રંથ અર્વાચીન વખતમાં મુસલમાનોની જીત પછી રચાયો છે કિંવા તે વખત તેમાં ફેરફાર થયો છે.' "મહાત્મ્યમાં જે ભાગને દ્વારિકાં ક્ષેત્ર કહ્યું છે તેજ અસલની દ્વારિકાં ભૂમિ કે નહિ એ , જેમ કહી શકાતું નથી તેમ તે ભાગમાં (ઓખામંડલમાં) એક સ્થલે જે હાલમાં દ્વારિકાનાં પવિત્ર નામથી હિંદુસ્તાનમા પ્રસિદ્ધ છે તેજ જગો યાદવોની દ્વારામતી હતી એ કહેવું પણ તકરાર ભરેલુ છે. ××× "કુશાવર્ત નામથી આખા સૌરાષ્ટ્રને સમઝતા હોય એમ જણાય છે. એ નામ દૈત્ય અગર દાનવ એટલે આ દેશના મૂલ રહેવાસી ભીલ, કોલી, અગર કાબા લોકો સાથે વધારે સંબંધ રાખે છે. કુશ એટલે ઘાસ. એ ઉપરથી કુશાવર્ત એટલે ઝાડીવાળો ઉજ્જડ દેશ, જેમાં પૂર્વે નર્યા દૈત્ય અને દાણવ અગર મૂળ રહેવાસી લોકો રહેતા હતા. પુરાણુમાંથી પણ જણાય છે કે યાદવો મથુરામાંથી આંહી આવ્યા ત્યારે આ દેશ કેવલ અરણ્ય હતો" આ પુરાવો એમ સાબીત કરે છે કે પ્રાચીનકાળમાં ગુજરાત કાઠિઆવાડ તદન જંગલી અવસ્થા ભોગવતો હતો. યાદવોએ જરાસંધના ભયથી આ એક ખૂણે પડેલા જંગલી પ્રદેશનુ શરણ લીધેલુ અને તે યાદવોનોજ ત્યાંજ અંદર અંદર જંગલીપણાથી એટલે દારૂના નીસાવડે નાશ થયો-લગભગ સમૂળો નાશ થયો હતો. બાકી રહેલ અર્જુન વગેરે હસ્તિનાપુર જતાં રહ્યાં હતાં એટલે આ દેશની તો જંગલીને જંગલી સ્થિતિજ રહી હતી. કાળક્રમે જૈન લોકોના વિશેષ આગમનથી આ દેશમાં ધંધા રોજગાર, શિલ્પકળા, રાજ્યનીતિ, ખેતીવાડી, દયા, પરોપકાર, વગેરે દાખલ થયાં અને આ ટાપુની આબાદી થઇ ત્યારથી લોકો આ દેશને કુશાવર્ત એટલે જંગલવાળા દેશને બદલે સૌરાષ્ટ્રદેશને નામે કહેવા લાગ્યાં અને પુરાણવાળાઓએ પણ પુરાણોમાં સૌરાષ્ટ્ર શબ્દ લખી લીધો. સૌરાષ્ટ્રમાં ગુજરાત અને કાઠિઆવાડ એ બંનેનો સમાવેશ થાય છે. આને માટે ઇતિહાસમાં પ્રમાણ છે કે "જ્યારે સૌરાષ્ટ્ર અને તેને ફરતાં દેશોની રાજધાની સૌરાષ્ટ્રનું વલભીનગર હતું ત્યારે ગુજરાત, અને કચ્છ વગેરે દેશો સૌરાષ્ટ્રમાં ગણાતા હતા." સાતમી સદીની લગભગ ગુર્જર લોકોનાં ટોળાં આવ્યાં ત્યારથીજ ગુજરાત શબ્દ પ્રચલિત થયો છે.

જૂના જૈન ગ્રંથોમાં કે પુરાણોમાં ગુજરાત શબ્દ કોઇ પણ સ્થળે જોવામાં આવતો નથી.

ઇ. સ. ની શરૂઆતની લગભગમાં પણ આ દેશ જંગલી જેવો હતો એને માટે ઇતિહાસમાં પ્રમાણ છે કે "કોઇ માણસ ઓખાના ઘાટી ઝાડીવાળા અરણ્યમાં આવી શકતું ન હતું. કાંઇ કાળ પછી તેઓમાં યવન લોકો આવી વસ્યા, ત્યારથી આ ભાગમાં કાંઇ વસ્તી થઇ. × × × × ચોરા લોકો ઘણું કરી ઇ. સ. ની પહેલી બીજી સદીમાં આ ભાગમાં આવ્યા જણાય છે. ઇ. સ. ની દસમી સદીથી આ ભાગમાં હિંદુસ્થાનના રાજાઓ યાત્રા સારૂ મોટી ધામધુમથી આવવા લાગ્યા.' દ્વારિકાંનું મંદિર પ્રાચીન નથી પણ પાછળથી બનેલું છે એને માટે પ્રમાણ છે કે "ત્રીજી ચોથી સદીમાં બૌદ્ધ લોકોનું બળ કમ થયું અને તે વખતથી હિંદુસ્થાનમાં ચોતરફ શિવ વિશ્નુનાં દેવાલય થવા માંડયાં તેવામાં કોઇ વિશ્નુ ધર્મના રાજાએ......તેને જૂનું દ્વારિકાં સમજી ત્યાં એક વિશ્નુનું મંદિર બંધાવ્યું હશે" વિશ્નુ મંદિર અને વિશ્નુ મહોત્સવ, દેવી મંદિર અને દેવી મહોત્સવ, વગેરે રિવાજો જૈનનાં પ્રાચીન સૂત્રોમાં જોવામાં આવે છે પરંતુ મૂળ વેદમાં જોવામાં આવતા નથી એ ઉપરથી વેદ વિદ્યાપારંગત સ્વામીજી દયાનંદ સરસ્વતિનું પણ એમજ કહેવું છે કે દેવતા, વગેરેની પૂજા, એ જૈન લોકોના રિવાજોનું અનુકરણ છે પણ વેદમાં તેવું નથી. આ કથન કાંઇક ઠીક લાગે છે કારણકે પ્રાચીનકાળમાં જ્યારે જગતનો ઘણો ભાગ જૈન અને જૈનના ફાંટારૂપ બૌદ્ધધર્મ પાળતો હતો ત્યારે એ લોકોએ ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ અધિકારી પરત્વે દેવી દેવતા વિશ્નુ અને વીતરાગ દેવના દેવાલયો તેમના સનાતન રિવાજ પ્રમાણે દાખલ કરેલા હતા. પાછળથી શંકરાચાર્ય વગેરેએ જૈનમાંથી પોતાના મતમાં જગતને ખેંચ્યું ત્યારે પોતાનો સંપ્રદાય ચલાવવા માટે વિશ્વાસુ લોકોને એમ સમજાવ્યું કે જૈનમાં કહેલ દેવી, દેવતા, વિશ્નુ, ઇંદ્ર, વગેરે દેવોના પૂજન, કુલદેવતા, વીતરાગદેવ અને વીતરાગ દશા એ સૌ આપણામાં પણ છે એમ કહી એ રીવાજો કાંઇક ફેરફાર કરી ચાલુજ રાખ્યા: લોકોના વલણ ઉપર ધ્યાન રાખીને ઉપદેશ દેવામાં આવે તોજ આચાર્ય થવી શકે એવો એક નિયમ છે.

વંથળી—વામનસ્થળી—કે જે જૂનાગઢ સરકારના તાબામાં છે,—ત્યાં વામનજી થયા એમ જૈનમાં તથા પુરાણોમાં—વેદના પુરાણોમાં—કથા છે. એ કથા જૈનમાંથીજ વેદના પુરાણોમાં ફેરફાર સાથે ઉતરી આવી છે. જૈન ગ્રંથોમાં એવી કથા છે કે એક લબ્ધિવંત મહા સમર્થ—વીતરાગી મુનિ વિશ્નુકુમાર કે જે મહાન્ તપસ્વી હતા, તેમણે યોગ શક્તિથી પોતાનું સ્વરૂપ વિશ્વવ્યાપક કર્યું હતું. વામનસ્થળીમાં નમુચિબલ પ્રધાન હતો તે મહાત્માઓને પીડા કરતો હતો તેને વિશ્નુકુમાર મહાત્માએ યોગબલવડે વિશ્વ વિસ્તારી રૂપ કરી છળ્યો હતો, વળી તે મહાત્માએ વામનરૂપ પ્રથમ ધારણ કર્યું હતું તે મુનિ વિષ્ણુકુમાર વામનજીના ગુપ્ત લોકો સેવક હતા. ગુપ્ત લોકો પણ જૈન હતા. વામન સ્થળીમાં હજુ પણ જૈનોનાં ઘણાં પ્રાચીન પ્રતિમાજીઓ નીકળે છે. જૈન ગ્રંથોમાં વામનસ્થળીને દેવપુરી કહેલી છે. ત્યાં ઘણાં ખંડેરો જૈન મંદિરોના નિશાનરૂપ છે. પાછળથી લોકો બીજા પંથમાં ગયા પણ વામનજીનું પૂજન તો રિવાજમાં રહીજ ગયું. જગત્ મંદિર તથા દામોદરજીનું ગીરનારનું મંદિર બંધાવનાર પણ જૈન લોકોજ હતા. વ્યવહારમાં સાધારણ માણસોને ઉપદેશવા વ્યવહારનત્ નિશ્ચયાદિ દેવોની માનિક તથા રાજમિ પ્રતિમાઓ પધરાવી અને ઉચ્ચકોટીના

માણસો માટે પરમશાંત, પદ્માસને બેઠેલી, નાસાગ્રદ્રષ્ટિવાળી, આત્મજ્ઞાનના ઉપદેશક શ્રી વીતરાગદેવની પ્રતિમાઓ, સનાતન રિવાજ મુજબ પધરાવેલી છે. દ્વારિકાનું મંદિર શંકરાચાર્યજીના કબજામાં આવ્યું ત્યારથી વિશેષ ખ્યાતિ પામ્યું. "ડાકટર ભાઉ ને પંડિત ભગવાનલાલ ઇંદ્રજી x x x...ધારે છે કે તે (સોમનાથનું) દેવળ આશરે ચોથી પાંચમી સદીમાં બંધાયું છે." પ્રભાસનું તીર્થ બંધાવનાર પણ જૈનોજ હતા. વલ્લભી વંશના રાજાઓના તામ્રપટમાં તેઓ પરમમહેશ્વરને પૂજનાર છે એમ લખેલ છે, તથા નંદીની મૂર્તિ પણ તે લોકોના તામ્રપટમાં જોવામાં આવે છે, તેથી પરમમાહેશ્વર તે જૈનધર્મના આદિ તીર્થંકર તથા જગતના પ્રથમ સુધારક શ્રીઋષભદેવજી તથા તેમની નિશાની નંદી કે વૃષભ છે, જેનું જ્યોતિ નિરંજન, નિરાકાર, સર્વજ્ઞ સ્વરૂપ તે શિવલિંગ તથા નંદી તરીકે જગતમાં પ્રસિદ્ધ છે. માટે વલ્લભીરાજાઓ નંદીસહવર્તમાન પરમમાહેશ્વર એટલે આદિનાથ શ્રી ઋષભદેવજીના ઉપાસકો એટલે જૈનોજ હતા. ઋષભદેવજીનું રૂપાંતર કરી શિવાલયો ચલાવેલ છે. શિવલિંગ માટે બીજી પણ અનેક કથાઓ છે તે કોઇ અન્ય પ્રયોજનથી લખાએલ છે.

જૈનો તથા બૌદ્ધોની ખ્યાતિ માટે ઇતિહાસમાં પ્રમાણ છે કે "ગ્રીસ દેશના મહાન્ વિદ્વાન સાધુ પાઇથાગોરસના મત અને બૌદ્ધના મત એક બીજા સાથે મળતા છે. પ્લેટો અને એરીસ્ટોટલનો મત પણ બૌદ્ધ અને જૈન ધર્મ સાથે કેટલેક મળતો છે તે ઉપરથી ઘણા એક વિદ્વાનો એવું ધારે છે કે આ મતો હિંદુસ્થાનમાંથી ગ્રીસમાં ગયા અને ત્યાંના વિદ્વાનોએ પ્રસિદ્ધ કર્યા."

અશોકનો દીકરો કુણાલ કે જે પંજાબમાં રાજ્ય કરતો હતો તેના પુત્ર સંપતિ-સંપદિ રાજાએ હજારો જૈન મંદિરો બંધાવ્યાં છે. ગિરનાર ઉપર ભીમકુંડ તરફ જતાં જમણી બાજૂએ એક મોટું જૈન દેવાલય છે ને સંપતિ રાજાએ બંધાવેલું છે. સંપતિ રાજા ઇ. સ. પૂર્વે ૨૫૦ વર્ષ ઉપર હૈયાત હતા.

ગિરનાર ઉપરનાં જૈનનાં, અંબાજી, તથા શિવ વગેરેનાં દ્હેરાં જૈન લોકોએ બંધાવેલાં છે અને તે બાબતનાં લેખો તથા નિશાનીઓ વગેરે હજુ કાયમ છે.

કનિષ્ક રાજા પણ પંજાબમાં હતો તે કનિષ્કને કાઠિઆવાડમાં કનકસેન તરીકે કહેવામાં આવે છે. તેણે સોરઠમાં કનકાવતી, કનકપુર, વગેરે જૂના ટીંબા વસાવેલ હતા.

વિક્રમ પણ જૈનધર્મી હતો, અને જૈન પંડિત સિદ્ધસેન દિવાકરનો શિષ્ય હતો તથાપિ વીતરાગ દ્રષ્ટિવંત હોઇ સર્વને સમાન ગણતો હતો.

ગિરનાર, શત્રુંજય, પ્રભાસ, આબુજી, કેસરીયાજી, વગેરેની પેઠે પંચાસર પણ જૈનોનું તીર્થસ્થલ હતું.

ઇ. સ. ૪૬૫ માં આણંદપુર-વડવાણનો ધ્રુવસેન રાજા જૈનધર્મી હતો અને કલ્પસૂત્ર જાહેર રીતે સાંભળતો હતો.

ઇતિહાસમાં લખ્યું છે કે "સાતમી સદીની આખરમાં આ દેશમાં વાલા, ચોરા, જેઠવા, આહેર, રબારી, મેર, બાબરીઆ, ભીલ, કોલી લોકોની વસતી હતી. એમ લાગે છે કે એ લોકોમાં ભીલ, કોલી વગર કોઇ પણ આ દેશનો અસલ રહેવાશી નથી. કેટલાંક પ્રમાણોથી સાબિત થાય છે કે સૌરાષ્ટ્રની ત્રણ ઘણી જૂની રજપુત જાતિ જેઠવા, વાળા, અને ચૌરા એ જુના વખતમાં આ દેશમાં થયેલા શક લોકોની જાતિ અને ઓલાદના છે

આહેર, રબારી, મેર અને બાબરીયા એ સિંધ અને ગુજરાતના આવેલા જુના આભીર અને બાબર × × તેઓની મિશ્ર ઓલાદમાંથી થયા છે. ”

ચૌરા એટલે ચાવડા લોકોમાં જયશિખર, વનરાજ એ જૈનધર્મી હતા, એ પંચાસરા પાર્શ્વનાથના તીર્થ ઉપરથી સ્પષ્ટ જણાય છે.

જુનાગઢના રાજાઓ જૈનધર્મી હતા. માંડલિક પણ જૈનધર્મી હતા એમ તેમના શિલાલેખ ઉપરથી જણાય છે.

પ્રાચીનકાળમાં સૌરાષ્ટ્રમાં જૈનોજ સુધરેલા હતા, તેમની સર્વોપરિ સત્તા હતી અને બાકીના ટંટાખોર તથા જંગલી હતા એને માટે ઉપર પ્રમાણે અનેક પુરાવા મળી આવે છે. “આ વખતથી સોરઠ સિદ્ધરાજને તાબે થયો તેણે વનરાજના મિત્ર ચાંપાના વંશના સજ્જનને પોતા તરફથી અધિકારી કરાવ્યો. તેણે ત્રણ વર્ષ સુધી સોરઠની પેદાશ નેમનાથનું મંદિર ચણાવવામાં ખરચી. આ બાબતનો સિદ્ધરાજે જવાબ માંગ્યો, ત્યારે સજ્જને ખાતરી થાય એવી રીતે હિસાબ આપ્યો. ”

“આ શાખાનો પહેલો માંડલિક રાજા થયો તે મોટો જૈન ભક્ત હતો. ગિરનારના શિલાલેખમાંથી જણાય છે કે તેણે ગિરનારમાં નેમનાથનું મંદિર બંધાવ્યું હતું. આ જૈન ધર્મની વગથીજ તેને ગિરનારમાં પોતાનું રાજ પાછું સ્થાપવા કુમારપાળે પરવાનગી આપી હશે.”

જુનાગઢના ચુસ્ત જૈન તરીકે પ્રસિદ્ધ થએલ મંડલિક રાજાઓ પૈકી એકનો સંવત્ ૧૫૦૭ ની સાલનો લેખ ઉપર કોટમાં છે તેમાં લખ્યું છે કે“ **समस्त जीव अभयदान करण—इकारकेन पंचमी अष्टमी चतुर्दशी दिनेषु सर्व जीव अमारि कारित:+××**
**श्री—गति जीवन जिणासइ बीजा लोक जीव न विणासइ ×**

**चीडीमार सीचाणका पाराधि आहेडा न करइ चोर न मारिवा वावर खांट तुरक वहे पाहडे जीव कोइ न विणासइ चौदशी घाणी न पील्हइ कुंभकार पंच पर्वीमांहे न-इंजिको**—વગેરે—

ઉપરના લેખમાં જૂની ગુજરાતીનું ભાન થવાની સાથે જૈનોની પચ પરબી ( પર્વી ) પૈકી બીજ, પાંચમ, આઠમ અને ચૌદશ, વગેરેનું ભાન થાય છે.

વસ્તુપાલ અને તેજપાલ નામના ચુસ્ત જૈન ભકતો અને ધનાઢ્ય ગૃહસ્થોએ આખા ગુજરાત અને કાઠિઆવાડમાં સર્વોપરિ સત્તા મેળવી હતી એમાં તો કોઇથી પણ ના કહી શકાય તેમ નથી. બન્ને તે કારભારીઓ હતા પણ સત્તામાં રાજાથી પણ વિશેષ હતા. વસ્તુપાળ અને તેજપાળના સંબંધમાં ઇતિહાસનો એવો મત છે કે “ધોળકાનું તખત લવણપ્રસાદને સોંપી ધોળકા અને ખંભાતના અધિકારીની જગો વસ્તુપાળને આપી વિરધવલ અને તેજપાલ મોટા સૈન્યથી નિમર્યા તે પ્રથમ તેઓએ ગુજરાતના ઘણાખરા રાજા અને મંડલેશ્વરોને દંડી તાબે કર્યા. ” × × × “ પછી લશ્કર લઇ સૌરાષ્ટ્ર તરફ ચાલ્યા અને વઢવાણ તરફ જતાં પ્રથમ ગોહેલવાડના રાજાને દંડયો ત્યાંથી સૌરાષ્ટ્રની રાજધાની વામનસ્થળી તરફ ચાલ્યા અહીં સાંગણ અને ચામુડ નામના વિરધવલના બે સાલા રાજ્ય કરતા હતા તેઓની રાજધાની પાસે આવી પહોંચ્યા ત્યારે વિરધવલે વષ્ટી તરીકે પ્રથમ પોતાની સ્ત્રી જયતળદેવીને મોકલી. * * * સૌરાષ્ટ્રની જીત કરીને પાછા ધોળકે આવ્યા. ”

"ત્રિધવલે - મહારાષ્ટ્ર દેશ સુધી પૃથ્વી જીતી સમુદ્ર કીનારાપરના રાજાઓને બીજા રાજાઓ જે કર ન હતા આપતા તેઓને જીતી પોતાને કર આપતા કર્યા. તે રાજાઓ ઘણીવાર નજરાના અગર ભેટો લઇ આવતા. જંગલના ભીલ લોકોને તેણે જીતી લુટ ચોરનો ભય ટાળ્યો." * * * * *

"તે ઉપરથી જણાય છે કે એ પહાડના શિખર ઉપર અંબાજીની મૂર્તિ પણ આ બે વાણીઆ મંત્રીશ્વરોએ પધરાવી છે."

વગેરે પુરાવા ઉપરથી જૈનોજ ગુજરાતમાં સુધરેલા, ભણેલા અને સાહિત્ય શોખિનો હતા. આ સમયમાં બીજી કોમે ભાષા સાહિત્ય સંબંધી કાંઇ કરેલુંજ નથી. મૂઠીભર બ્રાહ્મણો હતા તેઓને તો દેશ ભાષાપર તિરસ્કાર હતો કારણકે દેશ ભાષા તે જૈનોની માતૃભાષા હતી. બ્રાહ્મણો બાદ જતાં જૈનો સિવાયની અવશેષ તમામ જનનો ઘણોજ સમય ટંટા ફિશાદમાંજ જતો હતો. ફક્ત જૈનોજ ધનાઢ્ય વેપારીઓ, મંત્રીઓ, રાજાઓ, ભાષા સાહિત્ય શોખીનો અને દાનેશ્વરી હતા. ડોક્ટર હન્ટર સાહેબ પણ ઇતિહાસમાં લખે છે કે જૈનોનું દાન બેહદ છે. જૈન મુનિઓ કે જેઓ અસંગ હોય છે તેઓ તો ઉપદેશ દેતા તે પણ દેશ ભાષામાં અને ગ્રંથો પણ દેશભાષામાં લખતા હતા અર્થાત્ સૌરાષ્ટ્ર એટલે ગુજરાત કાઠિઆવાડમાં પ્રાચીનકાળથી સાહિત્યના આધાર ભૂત પણ એકલા જૈનોજ હતા. કાઠી, કોળી, ભીલ, રબારી, ભરવાડ, આહિર, વગેરે કોમો ઇધર તિધર મિશ્ર જેવી હોઇ તથા કેટલાક મૂળ વતની હોઈ તેમની ભાષામાં તો હજીએ ઠેકાણું નથી. પાછલા સમયમાં થઇ પડેલા રાજવંશીઓ પણ ગમે ત્યાંથી આવેલા હોઇ તેમની ભાષામાં પણ પાંગળો નહોતો પરંતુ જૈનોના વિશેષ પરીચયથી એ લોકોની ભાષા રીતસર ગુજરાતી થઇ છે. દેશકાળ ફરતાં જૈનોમાંથી બીજા ધર્મમાં લોકો ભળી ગયા પણ ભાષા તો જૈનોની માતૃભાષા એટલે ગુજરાતી ભાષાજ રહી ગઇ અને આજે તો ન ચાલતે બ્રહ્મણોને પણ જૈનોની ભાષા, કે જે બોલવાથી બ્રાહ્મણો મ્લેચ્છ થઇ જતા હતા. તે ભાષાનું શરણ લઇને બોલવી પડે છે. જો સંપૂર્ણ વિચાર કરે તો બ્રાહ્મણોને ગુજરાતી ભાષા બોલવાનો અધિકાર નથી કારણ કે બ્રાહ્મણોએ પોતાના ગ્રંથોમાં વ્યાકરણ શુદ્ધિમાટે તથા જૈનોની સ્પર્ધામાં આગળ કે ભિન્ન પડવાની ખાતર લખી રાખ્યું છે કે

**ते सुराः तेऽसुरा हेलयो हेलय इति कुर्वन्तः पराबभूवुस्तस्माद्ब्राह्मणेन नम्लेच्छि तवै नापभाषितवै। म्लेच्छो हवा एष यदपशब्दः। म्लेच्छा मा भूमेत्यध्येयं व्याकरणम्॥**

–રાક્ષસ લોકો અરિને બદલે અલિ શબ્દ બોલવા માત્રથી પરાભવ પામ્યા માટે બ્રાહ્મણે મ્લેચ્છ થવું નહિ અને અપભ્રંશ–મ્લેચ્છ–બોલવું નહિ. જે અપશબ્દ–અપભ્રંશ–છે તે ખરે ખર મ્લેચ્છ છે. આપણે મ્લેચ્છ થવું જોઇએ નહિ એટલા માટે શુદ્ધ સંસ્કૃત બોલવા સારૂ વ્યાકરણ ભણવું જોઇએ.

કદાચ જૈન લોકોની માત્ર ભાષા–અપભ્રંશ–ગુજરાતી ભાષા બ્રાહ્મણોથી બોલાઇ જવાય–ભણાઇ જવાય અને તેથી મ્લેચ્છ થઇ જવાય તો વીતરાગ માર્ગનો અંશ લાગી જાય અગર ભમાઇ જવાય એમ ન બનવા ખાતર "दुष्टः शब्दः" દુષ્ટ શબ્દ–અપભ્રંશ શબ્દ–ન બોલવા–અપભ્રંશ શબ્દ બોલવાથી વાગ્યોગવેત્તાજ દુષ્ટ થાય છે. આ પ્રમાણે બ્રાહ્મણો કે જેઓ સંસ્કૃતના શોખિનો હતા તેમણે અપભ્રંશ ભાષા નહિ બોલવા માટે

ખાસ નિયમ કરેલા છે. આવી સ્થિતિ હોવાથી બ્રાહ્મણો અપભ્રંશ—ગુજરાતી—ભાષાથી અનાત રહ્યા હતા પણ જૈનોના તીર્થંકર ભગવાનો તો દેશ ભાષામાંજ ઉપદેશ દેતા હતા. જૈનોની માતૃભાષા-ગુજરાતીનુ પ્રથમ વ્યાકરણ પણ જૈન પંડિત હેમચંદ્રાચાર્યજીએ રચેલું છે. જૈન સૂત્રોમાં પણ અપભ્રંશ ભાષાનુ વ્યાકરણ છે જે આ લેખને અંતે આપેલું છે. જૈનોએ દેશભાષાને ઘણીજ મહત્વની ગણેલી છે.

આ પુરાવા ઉપરથી ગુજરાતી ભાષાના મૂળ ઉત્પાદકો જૈનોજ છે પણ બીજા કોઇ નથી એ સિદ્ધ થાય છે. પ્રાચીન કાળમાં ગુજરાત—કાઠિઆવાડમાં જૈનોનું સામ્રાજ્ય હતું. ધનાઢ્ય જૈન, વેપારી જૈન, કાર્યભારીઓ જૈન, સાહિત્યકારો જૈન, અક્કલબાજ જૈન, સર્વ ત્યાગી પણ જૈન-સાધુ-,એમ જૈનોનો સર્વત્ર દિગ્વિજય હતો. બ્રાહ્મણોનું પ્રાબલ્ય ન હતું, અપભ્રંશ બોલે તો મ્લેચ્છ થઈ જાય એવી રૂઢિ હતી, બ્રાહ્મણો ફક્ત સંસ્કૃતનેજ ઉત્તેજન આપતા હતા, બ્રાહ્મણો આ દેશમા હતા પણ મુઠીભર.

, અનેક આફતોમાં પણ જૈનો પોતાનું ભાષા સાહિત્ય અભંગપણે ખેડતાજ રહ્યા છે જેથી આજે ચોવીસો વર્ષથી તે આજ સુધીનુ અવિચ્છિન્ન ગુજરાતી ભાષાનું સાહિત્ય મહાન્ જથામાં જગત્ સન્મુખ રજુ કરી શકે છે.

ગુજરાતશ"ા પત્રના મને ૧૯૧૩ ની સાલના જુનથી અગષ્ટ માસ સુધીના અંકોમાં ભાષાની વાનગી આપીને પ્રાચીન ગુજરાતી ભાષાનું સાહિત્ય તો જૈનો પાસેજ છે તથા ગુજરાતી ભાષાના મૂળઉત્પાદકો જૈનોજ છે એમ સિદ્ધ કીધુ હતું એવાજ પ્રકારની પણ બીજી વાનગી ભાષા શોખીનોના વિનોદને અર્થે અત્ર આપીએ છીએ. એથી કાલક્રમે ભાષા કેવા કેવા વિકાર પામી હતી તે સહજ રીતે નિર્પક્ષપાતીઓ સમજી શકશે.

જૈન સૂત્રોમાં સૌથી જૂનું આચારાંગ સૂત્રછે કારણ કે પીસતાલીસ સૂત્રોમાં તેની ભાષા સૌથી જૂની અને કંઇક જુદી છે.

આચારાંગ સૂત્રઃ—

'सव्वेसिं जीवियं पियं'

'जहा अंतो तहा बाहिं जहा बाहिं तहा अंतो'

'जे अणण्णदंसी से अणण्णारामे, जे अणण्णरामे से अणण्णदंसी'

'कुसले पुण णो बद्धे णो मुक्के'

'सुत्ता अमुणि सया मुणिणो सयाजागरंति'

'अकम्मस्स ववहारो ण विज्जति कम्मणा उवाहिजायति'

'संमत्तदंसी ण करेति पावं'

'पुरिसा तुममेव तुमं मित्तं किं बहिया मित्त मिच्छसि'

'जे एगं जाणइ से सव्वं जाणइ जे सव्वं जाणइ से एगं जाणई'

'सव्वतो पमत्तस्स भयं सव्वतो अपमत्तस्स णत्थि भयं'

'जे एगं णामे से बहू णामे जे बहू णामे से एगं णामे'

"લોકૈષણા—લોકપરંપરા–એ ચાલવું નહિ."

"જે આશ્રવ-કર્મબંધન હેતુ–છે તે પરિશ્રવ-કર્મક્ષયહેતુ છે અને જે પરિશ્રવ-કર્મક્ષય હેતુ છે તે આશ્રવ કર્મબંધન હેતુ છે–થાય છે."

"જે અનાશ્રવ છે તે અપરિશ્રવ છે અને જે અપરિશ્રવ છે તે અનાશ્રવ છે.

"(જે) સંશયને બરોબર જાણે છે તે સંસારને બરોબર જાણે છે. સંશયને બરોબર નથી જાણતો તે સંસારનો અપરિજ્ઞાત થાય છે. અર્થાત્ સંશય છે તેજ સંસાર છે અને સંસાર છે તેજ સંશય–ભ્રાંતિ–છે."

"તું આની–તારી–તારી દેહની–સાથે યુદ્ધ કર, શા સારૂ બહાર યુદ્ધ કરે છે. ખરેખર આવો યુદ્ધનો સમય ફરી મળવો દુર્લભ છે. મતલબ કે તું તારી ભુલ સાથેજ યુદ્ધ કરીને નિજાત્મામાં વિલીન થા. આવો સમય મળવો દુર્લભ છે."

"જ્યાં સમ્યક્ત્વ—આત્મજ્ઞાન છે ત્યાં મુનિપણું છે અને જ્યાંમુનિપણું છે ત્યાં સમ્યક્ત્વ–આત્મજ્ઞાનનો અડગ નિશ્ચય છે" મતલબ કે આત્માનુભવી છે તેજ મુનિ છે.

"સમ્યક્ત્વવંત માણસને સમ્યગ અને અસમ્યગ્ એ સર્વ સમ્યગ્ રૂપે પરિણમે છે."

"જેને તું હણવાયોગ ઇચ્છે છે તે તું પોતેજ છે. જેના ઉપર તું હુકમ કરવા ઇચ્છે છે તે તું પોતેજ છે. જેને તું પરિતાપ ઉપજાવવા ઇચ્છે છે તે તું પોતેજ છે. જેનો "તું ઘાત કરવા ઇચ્છે છે તે (ઘાત કરવા યોગ્ય સામો જીવ) તું પોતેજ છે." મતલબ કે તું અને સામેનો બીજો જીવ તે તું પોતેજ છો પણ સામે પ્રતીત થતી વસ્તુ તારાથી ભિન્ન કોઇ બીજી નથી; તું જે કાંઈ કરવા ઇચ્છે છે તે સર્વ તારેજ ભોગવવાનુ છે. તારી ભૂલથી તુંજ તને પોતાને હણવા ઇચ્છે છે, તુંજ તારા પોતાના ઉપર હકુમત ચલાવવા ઇચ્છે છે, તુંજ તને પોતાને પરિતાપ ઉપજાવવા ઇચ્છે છે અને તુંજ તારો પોતાને ઘાત કરવા ઇચ્છે છે પણ બીજા કોઇનો નથી કરતો એમ સમજવું.

"જે આત્મા છે તે જ્ઞાન છે, જે જ્ઞાન છે તે આત્મા છે, જે (જ્ઞાન) વડે જાણે છે. તે (જ્ઞાન તે) આત્મા છે. (એ પ્રમાણે જ્ઞાન અને આત્માના) તદ્રૂપને જાણે છે તેજ આત્મવાદી (છે) એવા (જ્ઞાન એજ આત્મા અને આત્મા એજ જ્ઞાન) જાણનાર પુરૂષનું સંયમાનુષ્ઠાન બરોબર યથાર્થ છે."

"(આત્મજ્ઞાનીના અનુભવને કે સિદ્ધ–પૂર્ણબ્રહ્મ–સ્વરૂપને વર્ણવવા કોઇ સ્વર–ધ્વનિ શબ્દ–સમર્થ નથી. તર્કો ત્યાં જઇ શકતા નથી, મતિ તેને પહોંચતી નથી. (કર્મ રહિત) એકલો–અદ્વૈત–ઓએ–શુદ્ધાત્માના સંપૂર્ણ જ્ઞાનમય વિરાજે છે. ઉપમા ત્યાં જતી નથી મતલબ કે આત્મસ્વરૂપ અનુપ છે, અરૂપી સત્તા છે." ભાવાર્થ એવો છે કે આત્મસ્વરૂપ અનિર્વચનીય—અવાચ્ય–છે; માત્ર અનુભવગમ્ય છે.

ઉપર પ્રમાણે આચારાંગ સૂત્રની ભાષા સૌથી જૂની છે તથા ખરેખરો જિન સિદ્ધાંત પણ તેમાંજ સમાયલો છે.

આચારાંગ સૂત્ર પછીની ભાષાના નમુનાઓઃ—

**સુયગડાંગ-સૂત્રકૃતાંગઃ—**

अणुत्तरूवं पुरिसं महंतं सणातणं अक्खयमव्वयं च ।
सव्वेसु भूतेसु विसव्वतोसे–चंदोव्वतारांहि समत्तरूवे ॥

"તે મહાન્ પુરૂષ અવ્યક્ત, સનાતન, અક્ષય અને અવ્યય છે, સર્વ ભૂતોમાં વ્યાપક છે. ચંદ્રમા જેમ એકજ છતાં અનેક સ્થળે દેખાય છે તેની પેઠે તે (શુદ્ધાત્મા પુરૂષ) એક છે

**સ્થાનાંગ સૂત્રઃ—**

**" पाएहिं निरयगामी । उरूहिं तिरियगामी । उरेणं मणुयगामी । सिरेणंणि देवगामी । सव्वं गेहिंणि ज्जायमाणे सिद्धिगति पज्जवसाणे पुणत्ते "**

(અંતકાલે) (જીવ) પગેથી નીકળે તો નરકગામી (થાય), જંઘા (ઉરૂ) માંથી નીકળે તો તિર્યંચ થાય, હૃદય—ઉર—માંથી નીકળે તો મનુષ્ય થાય, મસ્તકેથી નીકળે તો દેવગામી થાય, સર્વાંગથી નીકળે તો જીવ સિદ્ધિગતિ એટલે નિર્વાણપદ પામે.

**સમવાયાંગ સૂત્રઃ—**

**एगे आया । एगे अणाया । एगे दंडे । एगे अदंडे । एगा किरिया । एगा अकिरिया । एगे लोए । एगे अलोए । एगे धम्मे ।**

'આત્મા એક છે, અનાત્મા એક છે, દંડ એક છે, અદંડ એક છે, ક્રિયા એક છે, અક્રિયા એક છે, લોક એક છે, અલોક એક છે, ધર્મ એક છે, વગેરે.

**ઉપાસક દશાંગ સૂત્રઃ—**

**नो खलु मे भंते कप्पइ अज्ज पभिइचणं अन्न उथ्यियावा अन्नउथ्यिय देवयाणिवा अन्नउथ्यिए परिग्गहियाइं अरिहंत चेइयाइंवा वंदित्त एवा नमंसित्तएवा "**

(હે ભગવાન્) આજ પછી મને ન કલ્પે—અન્ય તીર્થી અથવા અન્યતીર્થીના દેવો અન્ય તીર્થીએ અરિહંત ભગવાનની પ્રતિમા ગ્રહણ કરેલ હોય તો તેને વંદન ન કરવું, નમસ્કાર ન કરવો. મતલબ કે સમકિતિ એટલે આત્મજ્ઞાની અને આત્મજ્ઞાની—સમકિતિ—એ ગ્રહણ કરેલ અરિહંતના પ્રતિમાજીને વંદન કરૂં, નમસ્કાર કરૂં.

**જ્ઞાતા સૂત્રઃ—**

**सा दोवइ रायवरकन्ना जेणेव.......जिणघरे तेणेव उवागच्छइ जिणघरं अणुपविसइ पविसइत्ता आलोए जिणपडिमाणं पणामं करेइ**

તે દ્રૌપદી રાજવર કન્યા જ્યાં જિનઘર છે ત્યાં આવી, જિન ઘરમાં પેસે, જિન ઘરમાં પેસીને, જોઈને જિન પ્રતિમાને પ્રણામ કરે.

ઉપરના સર્વ નમુના દ્વાદશાંગીના છે. દ્વાદશાંગ પછી દ્વાદશ ઉપાંગ બનેલાં છે. અંગ કરતાં ઉપાંગની ભાષા કાંઇક જૂદી, અને મહેલી છે,

**જીવાભિગમ સૂત્રઃ—**

**देवछंदए अठसंतं जिण पडिमाणं जिणुस्से हप्पमाण मेत्तीणं तिंनिखितं चिठइ**

દેવ છંદાને, વિષે એકસો આઠ જિન પ્રતિમાઓ, જિનના પ્રમાણ વાળી બેઠી (થકી) રહી છે.

**तासिणं जिण पडिमाणं पुरतो दो दो नागपडिमाउ जख्खपडिमाउ भूतपडिमाउ कुंडधर पडिमाउ**

તે જિન પ્રતિમાની આગળ બે બે નાગની પ્રતિમા, યક્ષની પ્રતિમા, ભૂતની પ્રતિમા, કુંડધર પ્રતિમા-( નમસ્કાર કરતી થકી રહી છે. )

**बत्तीसं चंदसयं बत्तीसं चेव सूरियाणसयं सयलं मणुस्सलोयं चरंति**

( હે ગૌતમ,! ) એકસો બત્રીસ ચંદ્ર તથા સૂર્ય નિશ્ચય સઘળા મનુષ્ય લોકમાં ફરે છે.

**અંગ અને ઉપાંગ સિવાયનાં બીજાં સૂત્રોમાંથી:—**

**વગ્ગચુલિયા સૂત્ર:—**

**वहुणं नरनारि सहस्साणं पुराउ नियगप्पा नियकप्पियं कुमग्गं आघवेमाणा पणवेमाणा जिण पडिमाणं भंजणयाणं हीलंता खिसंता निदंत्ता गरिहंता परिहवंता चेइय तीथयाणि साहू साहूणीय उठ्ठावइसंति**

( બાવીશ શ્રાવક વાણીઆ ત્રેસઠમે ભવે જન્મીને ) ઘણા હજારો નરનારી આગળ પોતાનો કલ્પિત કુમાર્ગ સામાન્ય અને વિશેષ પ્રકારથી હેતુ દૃષ્ટાંતથી કહેવાવાળા, જિન પ્રતિમાને ભાંગનારા, હીલના કરનારા, ખીસણા કરનારા, નિંદા કરનારા, ગર્હા કરનારા, પરાભવ કરનારા ( એવા થકા ) જિન પ્રતિમા-દેરાસર,-તીર્થ, સાધુ અને સાધ્વી ઉત્થાપશે.

**આવશ્યક સૂત્ર:—**

**थुभ सय भाउ गाणं, चउवीसं चेव जिणघरेकासि ।**
**सव्वजिणाणं पडिमां, वन्न पमाणेहिं नियएहिं ॥**

( ભરત ચક્રવર્તિ કે જે ભગવાન ઋષભદેવજીનો મોટો પુત્ર હતો તેણે ) સો ભાઇઓના સો સ્તૂપ, ચોવીશ તીર્થંકરના જિનમંદિર કરાવીને (તેમાં) સર્વે જિનોની પ્રતિમાઓ પોતપોતાના વર્ણ તથા શરીરના પ્રમાણ જેવડી ( અષ્ટાપદ પર્વત ઉપર ) ભરાવેલ છે.

**મહાકલ્પ સૂત્ર:—**

**से भयवं तहारूवं समणं वा माहणं वा चेइयघरे गच्छेज्जा ? हंता गोयमा दिने दिने गच्छेज्जा. सेंभयवं जथ्थ दिने नगच्छेज्जा तउ किं पायछित्तं हवेज्जा ? गोयमा पमाय पडुच्च तहारूवं समणंवा माहणं वा जो जिणघरं न गच्छेज्जा अहवा दुवालसमं पायछित्तं हवेज्जा।**

'હે ભગવાન્ તથારૂપ શ્રમણે વા માહણે ચૈત્યઘેર એટલે જિનમંદિરે જવું જોઇએ ? હા ગૌતમ! દિને દિને-નિત્યપ્રતિ-જવું જોઇએ. હે ભગવાન્! જે દિવસે ન જાય તે દિવસે (સાધુને) શું પ્રાયશ્ચિત લાગે-થાય ? હે ગૌત્તમ! પ્રમાદવડે તથારૂપ શ્રમણ અથવા માહણ જો જિનમંદિરમાં ન જાય તો પાંચ ઉપવાસ-દુવાલસના પ્રાયશ્ચિતને પામે.

**जे केइ पोसह सालापु पोसह बंभयारी जो जिणघरे न गच्छेज्जा तउ पायछित्तं हवेज्जा ? गोयमा ! जहा साहु तहा भाणियव्वं छट्टं अहवा दुवालसमं पायछित्तं हवेज्जा.**

—જે કોઇ પૌષધશાલામાં રહેલો પોષધ બ્રહ્મચારી-શ્રાવક-જો જિનમંદિરે ન જાય તો તે શું પ્રાયશ્ચિત પામે? હે ગૌત્તમ! જેવું સાધુ તેવું (શ્રાવકને) જાણવું. અથવા છઠ્ઠ-બે ઉપવાસથી-દુવાલસ-પાંચ ઉપવાસ-સુધી-પ્રાયશ્ચિત અર્થે પામે.

ઉપર પ્રમાણે સૂત્રોની ભાષાની વાનગી આપી છે. શ્રી મહાવીર ભગવાન્ અને તે પછીના સમયમાં જે દેશ ભાષા હતી તેજ ભાષા સૂત્રોમાં આપેલી છે. સૂત્રની ભાષા માગધી નથી પણ દેશભાષા છે અને તેમાં માગધી ભાષાના તથા સંસ્કૃત ભાષાના શબ્દોનું તો જરૂર પ્રમાણમાં ભરણુંજ છે.

સૂત્ર ઉપર પાછળના આચાર્યોએ ભાષ્ય, ચૂર્ણિ, નિર્યુક્તિ, ટીકા, વગેરે કરેલ છે, આમાં નિર્યુક્તિની ભાષા જૂની છે એટલે મહાવીર પછીના ત્રણ સૈકાની છે. નંદી, વગેરે સૂત્રો મહાવીર પ્રભુ પછી ૯૮૦ વર્ષે શ્રી વલ્લભીપુરમાં દેવર્દ્ધિગણિ ક્ષમા શ્રમણે તે વખતની દેશભાષામાં રચેલ છે; તેમાં પણ, એ આચાર્યજી ઘણી ભાષાના જાણ હોઇ માગધી, સંસ્કૃત, વગેરેનુ ભરણું છે.

જૈનશ્વેતાંબર ગ્રંથોમાં જેમ માગધી તથા સંસ્કૃતનું ભરણું છે તેમ દિગંબર જૈનો શૌરસેની ભાષાના જાણકાર હોવાથી તેમના ગ્રંથોમાં દેશભાષાની સાથે શૌરસેની અને સંસ્કૃત શબ્દોનું ભરણું જોવામાં આવે છે. વિક્રમ સંવત્ ૪૯ ની સાલમાં થયલા દિગંબર જૈન મુનિ મહાત્મા શ્રી કુંદકુંદાચાર્યજીએ ઘણા ગ્રંથો લખેલા છે તે પૈકી 'પ્રવચનસાર' ગ્રંથમાંથી આ પ્રમાણે વાનગી છે.—

आदा णाणपमाणं णाणं णेयप्पमाणमुद्दिट्ठं ।
णेयं लोगालोगं तम्हा णाणं तु सव्वगयं ॥

આત્મા જ્ઞાન પ્રમાણ છે એટલે કે જ્ઞાન જેવડો આત્મા છે અને જ્ઞાન છે તે જ્ઞેય પ્રમાણ છે. જ્ઞેય તે લોકાલોક એટલે દશ્યાદશ્ય સર્વ જગત્ છે તેથી જ્ઞાન સર્વગત છે. આત્મા જ્ઞાન પ્રમાણ છે અને જ્ઞાન સર્વગત છે માટે આત્મા પણ સર્વગત છે એ સિદ્ધ થાય છે. ( આ એક વ્યવહાર પક્ષની વાત છે. )

શ્વેતાંબર જૈન સૂત્રોમાં આચારાંગ, સ્થાનાંગ, અને સમવાયાંગ, જેવાં મૂળ પ્રાચીન સૂત્રોમાં આત્માને માટે 'आया' શબ્દ વાપરેલો છે અને ઉત્તરાધ્યયનાદિ બીજા સૂત્રોમાં આત્માને માટે 'अप्पा' શબ્દ વાપરેલ છે અને શ્રીમાન્ કુંદકુંદ ભગવાને આત્માને માટે 'आदा' શબ્દ શૌરસેની છાયામાં વાપરેલ છે.

પ્રસિદ્ધ જૈન પંડિત હેમચંદ્રાચાર્યજી કે જે વિક્રમની બારમી સદીની લગભગ થએલા છે અને જેમણે દેશભાષા-ગુજરાતી-નું પ્રથમ વ્યાકરણ રચેલ હોઇ જેઓ ગુજરાતી ભાષાના આદિ વૈયાકરણ હેમચંદ્રસૂરિ તરીકે પ્રસિદ્ધ છે તેમના વખતની ભાષાનો નમુનોઃ—

ढोल्ला सामला धण चंपावण्णी ।
णाइ सुवण्णरेह कसवट्टइदिण्णी ॥

—નાયક શામળો ( અને ) પ્રિયા ચંપકવર્ણ વાળી છે. કસોટી ઉપર સુવર્ણ રેખ જેવી છે અને નાયક કાપડ જેવો (છે.)

ढोल्ला मइं तुहुं वारिओ मा कुरू दीहामाणु ।
निद्दए गमिही रत्तडी दडवड होइ विहाणु ॥

—હે નાયક મેં તને વાર્યો કે તું દીર્ઘમાન કર નહિ, રાત્રિ તો નિદ્રા વડેજ જતી રહેશે (અને) દડવડ–એકદમ–વહાણું એટલે સવાર થશે.

હેમચંદ્રજીના સંબંધમાં રા. બ. કમલાશંકરભાઇએ ગ્રીઅર્સનના લેખપરથી શાળાપત્રમાં એક ઉલ્લેખ કર્યો છે કે—

"ઈ. સ. ના ૧૨ મા સૈકામાં થઇ ગએલા હેમચદ્રે પોતાના શબ્દાનુશાસનના આઠમા અધ્યાયમાં પ્રાકૃત ભાષાનું વ્યાકરણ આપ્યું છે, તેમાં અપભ્રંશ નિયમો આપ્યા છે, એ અપભ્રંશ ઉપરથી હાલની ગુજરાતી ભાષા ઉતરી આવી છે ××× ......હેમચંદ્ર જાતે ઉત્તર ગુજરાતમાં રહેતા અને જે અપભ્રશ ભાષાના એમણે નિયમો અને દાખલા આપ્યા છે તે ભાષા એમના સમયમાં મૃત હશે તોપણ તે સમયમાં બોલાતી ભાષાનું પ્રાચીન સ્વરૂપ છે એ નક્કી છે."—

વિક્રમની તેરમી સદીમાં લખાયલી 'નેમનાથ ચતુષ્પદિકા' માંથી જૈન મુનિ કૃત ચોપાઇનો નમુનોઃ—વિનયચંદ્ર સુરિકૃત—

અધિકુ માસુ સવિ માસ હિ ફિરઇ, છહરિતુ કેરા ગુણુ અણુહરઇ;
મિલિવા પ્રિયકુ બાહુલિ હુય, સઉ મુક્તાવિઉ ઉગ્રસેણ ધૂય. ૩૮
પંચ સખી સઇ જસુ પરિવારિ, પ્રિય ઊમાહી ગઇ ગિરિનારિ;
સખિ સહિત રાજલ ગુણરાસિ, લેઇ દિખ પરમેસર પાસિ. ૩૯
નિમ્મલ કેવલનાણુ લહેવિ, સિદ્ધિ સામિણિ રાજલ દેવિ;
રયણુ સિંહ સૂરિ પણમવિ પાય, બારઇ માસ ભણિયા મઇ ભાય. ૪૦

ઉપરોક્ત શ્રીમાન્ વિનયચંદ્ર સૂરિકૃત નેમનાથ ચતુષ્પાદિકાની એક હસ્તલિખિત ઘણી જૂની પ્રત રા. રા. J. S. (Patan) ને મળી આવી છે તે પ્રતને અંતે લખ્યું છે કે "સંવત ૧૩૫૩ ના ભાદ્રવા શુદી ૧૫ રવૌ ઉપકેશ ગચ્છીય પં. મહીચદ્રેણ લિખતા પુ૦"

રા. બ. હરગોવિંદદાસભાઇ સાહિત્ય માસિકમાં લખે છે કે સંવત ૧૧૦૦ અને ૧૨૦૦ એવા બે સૈકાના ભાષાના નમુના બાકી રહે છે તો તે પુરાવા ઉપર પ્રમાણે છે એ સ્પષ્ટ છે.

સંવત્ તેરના સૈકા પછી લખાયલા રાસાઓમાં સપ્તક્ષેત્રી રાસ, પ્રબંધ ચિંતામણિ અને ઉપદેશમાળા એ મુખ્ય છે. એમના નમુના આ પ્રમાણે છે.

"ગામ કુકડીએ કર્યો ચોમાસો, સંવત્ તેરે પનરા માંગો."
"કત્રણુ પિયાવઉ ખીરૂ"
"વિજય નરિંદ જિણિંદ વીર હથિ લિંવય સેવિણું;
ધમ્મદાસ ગણિ નામિ ગમિ નયરિહિં વિહરઇ પુણું."

વિક્રમ સંવત્ ૧૪૧૨ માં અર્વાચીન ગુજરાતી ભાષાના આદિ કવિ જૈન મુનિ ઉદયવંતે ગૌતમ રાસો રચેલ છે, તેમાંથી નમુનોઃ—

દેવ દુંદુભી આકાશે વાજે, ધર્મ નરેસર આવીયો ગાજે,
કુસુમવૃષ્ટિ વિરચે તિહાં દેવા, ચોસઠ ઇંદ્ર માગે જસુ સેવા.

ચામર છત્ર સરોવરિં સોહે, રૂપહિ જીણવર જગસહુ મોહે,
ઉવસમ રસ ભરી વરસંતા, જોજન વાણી વખાણુ કરંતા.

× × × ×

જિમ સુર તરૂવર સોહે શાખા, જિમ ઉત્તમ મુખ માધુરી ભાષા;
જિમ વન કેતકી મહમહે એ।
જિમ ભુમિપતિ ભુયબલ ચમકે, જિમ જિન મંદિર ઘંટા રણુકે;
તિમ ગોયમ લબ્ધે ગહગહે એ ॥

× × × ×

ધન્ય માતા જેણે ઉપરે ધરીયા, ધન્ય પિતા જેણે કુલે અવતરીયા;
ધન્ય સુગુરૂ જિણે દિખિયાએ.
વિનયવંત વિદ્યાભંડાર, જસ ગુણુ કોઈ ન લભે પાર;
વિદ્યાવંત ગુરૂ વિનવીએ.
ગૌત્તમ સ્વામીનો રાસ ભણી જે, ચઉવિહ સંઘ રલિયાપત કીજે;
ઋદ્ધિ વૃદ્ધિ કલ્યાણુ કરો,
વડ જિમ શાખા વિસ્તરો એ.

પંદરમી સદી પછી શ્રીપાલનો રાસ, ધન્ના ચરિત્ર વગેરે લખાયાં છે.

વિક્રમ સંવત્ ૧૬૭૫ લગભગમાં શ્રીમાન્ આનંદઘનજી નામના આત્મનિષ્ટ જૈન મુનિ થઇ ગયા છે તેમની વાનગી:—

કોઇ કહે લીલા અલખ લખ તણીરે, લખ પૂરે મન આશ;
દોષ રહિતને લીલા નવિ ઘટેરે, લીલા દોષ વિલાસ.
ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરોરે. ૫
ચિત્ત પ્રસન્ને પૂજન ફલ કહ્યું રે, પૂજા અખંડિત એહ;
કપટ રહિત થઇ અરપણા રે, આનંદઘન પદ રેહ—ઋષભ૦ ૬

તર્ક વિચારેરે વાદ પરંપરા રે, પાર ન પહોંચે કોય;
અભિમતે વસ્તુ વસ્તુગતે કહેરે, તે વીરલા જગ જોય.
પંથડો નિહાળુરે બીજા જીન તણોરે.
અજીત અજીત ગુણધામ.

પરમ પુરૂષ પરમાતમા, પરમેશ્વર પરધાન લલના:
પરમ પદારથ પરમિષ્ટી, પરમ દેવ પરમાન લલના:
વિધિ વિરંચિ વિશ્વંભરૂ, ઋષિકેશ જગનાથ લલના;
અઘહર અઘમોચન ધણી, મુક્તિ પરમપદ સાથ લલના.
એમ અનેક અભિધા ધરે, અનુભવ ગમ્ય વિચાર લલના,
જેહ જાણે તેહને કરે, આનંદઘન અવતાર લલના.

ષટ્ દરિસણ જીન અંગ ભણી જે, ન્યાસ ષડંગ જો સાધેરે,
નમિ જીનવરના ચરણ ઉપાસક, ષટ્ દરિસણ આરાધે રે.

× × × ×

જિન સ્વરૂપ થઇ જિન આરાધે, તે સહિ જિનવર હોવે રે,
ભૃંગી ઇલિકાને ચટકાવે, તે ભૃંગી–જગ જોવે રે. ૫૯

સંવત્ ૧૭૦૦ ની સાલમાં જૈન પંડિત્ નેમિવિજયજીએ ' શીલવતી ' રાસ રચ્યો છે તેમાંથી વાનગીઃ—

ઓઙ્કાર અક્ષર અધિક, જપતાં પાતિક જંત,
એથી અધિકો કો નહિ, શિવપદ આપે સંત. ૧
અધ્યાપક આઠે પ્રહર, આપે આળસ છંડ,
જ્યોતિરૂપ જગદિશ જે, માસે સમતા સંત. ૨

× × × ×

શિયલવતી મોટી સતી, સહુ સતિયાં સિરદાર,
રાખે અવસર શીલને, તે પામે ભવપાર. ૮
મન ત્રુટ્યાં માનવી તણાં, કુણ સાંધે હે સખી સાંધણહાર કે;
કેણે તે કાંઇ ચાલે નહિ, મત આણો હે, જે ડાહ્યા સોનાર. ૧
હુઆં હરખ વધામણા, સોહામણી હે, સેના ઉછરંગ કે;
સાજન સહુ સુખ પામિયા, માંહોમાંહે હે, સંતોષ અભંગ. ૨

---

સંવત્ ૧૭૦૦ ની લગભગમાં જૈન પંડિત્ શ્રીમાન્ યશોવિજયજી ઉપાધ્યાય થયા તેમણે ગુજરાતી ભાષામાં ઘણું સારૂં લખાણ કરેલું છે. તેમની વાનગી—

કોઇ કહે સિદ્ધાંતમાંજી, ધર્મ અહિંસા સાર;
આદરિયે તે એકલીજી. તજીએ બહુ ઉપચાર.
નિશ્ચય દ્રષ્ટિ હૃદય ધરીજી, પાલે જે વ્યવહાર;
પૂર્ણવંત તે પામશેજી, ભવ સમુદ્રનો પાર.
સોભાગી જીન સીમંધર સુણો વાત.
શ્રી વિજયપ્રભ સૂરીશ્વર રાજે, દિન દિન અધિક જગીશેજી;
ખંભનયરમાં રહી ચોમાસું, સંવત સત્તર છત્રીશેજી.

---

સંવત્ ૧૭૨૭ માં જૈન મુનિ વિનયવિજયજી થયા તેમની વાનગીઃ—

શ્રી જીનશાસન જગજયકારી, સ્યાદ્વાદ શુદ્ધરૂપરે;
નય અનેકાંત મિથ્યાત્વ નિવારણ, અકલ અભંગ અનુપરે.
કોઇ કહે એક કાલ તણે વશ, સકલ જગગતિ હોયરે;
કાલે ઉપજે કાલે વિણસે, અવર ન કારણ કોયરે.

---

શ્રીમાન્ ધર્મમંદિર સંવત્ ૧૭૪૧ માં થયા તેમના ' મોહ અને વિવેક ' નામક રાસમાંથી વાનગી—

જ્ઞાન વડું સંસારમાં, જ્ઞાન જ્યોતિ જગમાંય;
જ્ઞાન દેવ દિલમાં ધરૂં, જ્ઞાન કલ્પતરૂ છાંય.

અનંત સિદ્ધનાં જ્યોતિએ. સાધારણ મહાધામ;
મુનિ મનપંકજમાં ધરે, સારે વાંછિત કામ. ૪
જ્ઞાની પણ વચને કરી, કહી ન શકે જસુ પાર;
આતમ અનુભવશું લહે, ચિદાનંદ વિસ્તાર. ૫

---

પંડિત્ મોહનવિજયજીએ સંવત્ ૧૭૮૩ મા 'ચંદરાજાનો રાસ' બનાવેલ છે તેમાંથી વાનગી:—

૧—કહે રાણી રે સુડા, એમ બોલ ન બોલો કુડા,
નરથી જેમ પંખા રૂડા રે રંગીલા.
તવ વિશુધ વચન શુક બોલે, રાણીના શરતી પટ ખોલે;
કહો પંખીની કુણ તોલે રે રંગીલા.
દામોદરને જગમાં બીડવા, સમરથ નહિ કોઇ તસ નડવા;
જુઓ તેહને છે ગરૂડ ચડવા રે રંગીલા.
કવી મુખ મંડણ વરદાઈ, શ્રુતિ વેદ પુરાણે ગાઈ;
થઇ સધળે હંસ વડાઇ રે રંગીલા.

---

૨—તપગચ્છ નાયક ગુણગણ લાયક, વિજયસેન સુરિંદાજી;
પ્રતિબોધ્યો જિણે દિલ્લિનો પતિ, અકબ્બરશાહ ભુમિંદાજી. ૧૬
તાસ ચરણ શતપત્ર સુમધુકર, કીર્તિવિજય ઉવઝાયાજી;
તાસ સીસ કવિ કુલ સુખ મડન, માનવિજય કવિરાયાજી. ૧૭
તસ પદ સેવક મતિશ્રુત સાગર, લબ્ધિપ્રતિષ્ઠ કહાયાજી;
પડિત રૂપ વિજય ગુણ ગિરૂઆ, દિનદિન સુયશ સવાયાજી. ૧૮
તેહને બાળકે મોહનવિજયે, અઠોત્તરશો ઢાળેજી;
ગાયો ચંદ ચરિત્ર સુરંગો, ચરિત્ર વચન પર નાળે જી. ૯
કીધો ચોથો ઉલ્લાસ સંપૂર્ણ, ગુણ વસુ સંયમ (૧૭૮૩) વર્ષેજી;
પોસમાશ સિત પંચમી દિવસે, તરણિજ વરે હર્ષેજી, ૨૦
રાજ નગર ચોમાસું કરીને, ગાયો ચંદ ચરિત્રજી;
શ્રવણ દેઇ શ્રોતા સાંભળશે. થાશે તેહ પવિત્રજી. ૨૧
જે કોઇ ભણશે ગણશે સુણશે. તસઘર મંગળમાળાજી;
દિન દિન વધતી વધતી થાશે, નિર્મળ કીર્તિ વિશાળાજી. ૨૨

---

શ્રી વિજયલક્ષ્મી સુરિ સંવત્ ૧૮૨૭ મા થયા, તેમની કવિતાની વાનગી,—
શ્રી ઈંદ્રાદિક ભાવથી, પ્રણમે જગગુરૂ પાય;
તે પ્રભુ વીર જિણંદને, નમતાં અતિ સુખ થાય,

---

સંવત્ ૧૮૭૩ માં સૌભાગ્યસાગર થયા તેમાંથી વાનગીઃ—

મહિમા સાગર સદ્ગુરૂ, તાસતણે સુપસાયેરેઃ

જંબુસ્વામી ગુણ ગાઇયા, સૌભાગ્યે ધરી ઉત્સાહેરે—

---

વીશમી સદીમાં સર્વોત્કૃષ્ટ ગુજરાતી ભાષામાં લખનાર શતાવધાની કવિ શ્રીમદ્ રાજચંદ્રજી થઇ ગયા છે. એમના ઘણા લેખોનો સામટો સંગ્રહ 'શ્રીમદ્ રાજચંદ્ર' નામક મોટા પુસ્તકમાં કરવામાં આવ્યો છે એ ગ્રંથથી ગુજરાતી ભાષાના શાન્તરસયુક્ત આત્મજ્ઞાનના સાહિત્ય વિભાગમાં અમૂલ્ય વધારો થયો છે એ ગ્રંથનું સાહિત્ય ઉત્તમ, મધ્ય અને કનિષ્ટ મુમુક્ષુઓને—જૈન અને જૈનેતર એ તમામને—નિર્પક્ષપાત દ્રષ્ટિએ વિચારવા યોગ્ય છે.

પૂર્ણ હુતિ—નિપંક્ષ દ્રષ્ટિએ આ લેખનું વાચન કરવાથી સ્પષ્ટ સમજાશે કે **પ્રાચીન ગુજરાતી ભાષાનું સાહિત્ય તો જૈનીઓ પાસે જ છે તથા ગુજરાતી ભાષાના મૂળઉત્પાદકો જૈનો જ છે એટલું જ નહિ પણ આધુનિક ગુજરાતી ભાષાનો આદિ કવિ જૈન મુનિ શ્રીમાન ઉદયવંત છે અને પ્રાચીન ભાષાના આદિ કવિ દેવર્દ્ધિગણિ ક્ષમા શ્રમણ છે અને ભાષાના મૂળ ઉપદેષ્ટા પરમ પૂજ્યતમ શ્રી મહાવીર સ્વામી છે.**

આ લેખ કોઇના આક્ષેપ રૂપે નથી પરંતુ જનસમાજને સન્માર્ગ બતાવવાની ખાતર છે. જો કે રાવ બહાદુર હરગોવિંદદાસ ભાઇના લેખનો પ્રત્યુત્તર આપવાની ઇચ્છા ન હતી પરંતુ મિત્ર મંડલના કેટલાક સુજ્ઞ બંધુઓની માગણી ઉપરથી આ લેખમાં 'સાહિત્ય'ના લેખનો જવાબ સમાઈ જાય છે.

આ લેખનું મનન કરવાથી ગુજરાતી ભાષાની ઉત્પત્તિ વગેરેનું ભાન થશે એમ મારી માન્યતા છે.

આ લેખ ગુજરાતી ભાષાના શોખીન સજ્જનોને આનંદ દાયક થાઓ એજ ઇચ્છા.
इत्यलम् ॐ शान्तिः शान્તિः शान्तिः

તા ૧-૧-૧૯૧૪ }
ટંકારા-કાઠિઆવાડ }   ગોકુલદાસ નાનજીભાઇ ગાંધી.

---

× × × ઉપરોક્ત લેખ વડોદરામાં નીકળતા 'સાહિત્ય' નામના માસિકના નવંબર ૧૯૧૩ ના અંકમાં આવેલા રા. બ. હરગોવિન્દદાસ દ્વારકાંદાસ કાંટાવાળાના 'જૂની ગુજરાતી અને જૈન સાહિત્ય' એ નામના લેખના ઉત્તરરૂપે છે. તે લેખ પણ ઉપરોક્ત લેખના લેખક ગ. ગોકુલદાસના ગુજરાત શાળાપત્રના જુનથી ઑગસ્ટ ૧૯૧૩ ના અંકોમાં પ્રસિદ્ધ થયેલા લેખના ઘણા મંતવ્યોની વિરૂદ્ધ અભિપ્રાય દર્શાવવા અર્થે રા. બ. હરગોવિન્દદાસે લખ્યો હતો. આ વિરૂદ્ધ અભિપ્રાયની સામે અને પોતાના મંતવ્યોના પ્રતિપાદનઅર્થે એક

ભાષણકારને પોતાના ભાષણની દલીલો સામે પ્રતિસ્પર્દ્ધિઓની આવેલી દલીલો તોડવા માટે જેટલો હક્ક છે તેટલો હક્ક રા. ગોકુળદાસે વ્યાજબીપણે લઇ ઉપરોક્ત લેખ તે 'સાહિત્ય' ના અધિપતિપર પ્રસિદ્ધ કરવા મોકલી આપ્યો હતો; કારણકે અમુક લેખ જે પત્રમાં છપાયો હોય તેજ પત્રમાં તેના રદીઆરૂપે પ્રતિલેખ પ્રથમ મોકલવાનો શિષ્ટાચાર છે, અને તે પત્રે તે ગંભીર ભાષામાં મનનપૂર્વક દલીલો ( કે જે મનગમતી હોય યાં ન હોય તોપણ) વાળો હોય તો પોતામાં પ્રસિદ્ધ કરવો જોઇએ એ પણ શિષ્ટાચાર છે; પરંતુ આ લેખ સંબંધે તેમ થયું ન હોવાથી એટલે સાહિત્ય પત્રે ન છાપેલો તેથી અમારાપર પ્રસિદ્ધ કરવા અર્થે મોકલાવી આપ્યો હતો. આ લેખ ઘણો લાંબો હતો તેમજ ખંડિત થાય તો પૂરી અસર કરનાર નિવડે તેમ ન હતો તેથી તેને આવા ખાસ અંકમાં પ્રસિદ્ધ કરી શકાય તો વધારે યોગ્ય છે તેથી આટલા બધા લાંબા કાળસુધી તેને અપ્રસિદ્ધ રાખવો પડયો છે તો તે માટે રા. ગોકુળભાઇ અમને ક્ષંતવ્ય ગણશે.

હવે સાહિત્યમાં આવેલ ઉપર જણાવેલો રા. બ. નો લેખ તેમાં મૂકેલી કેટલીક દલીલો અમને મનગમતી ન હોવા છતાં પણ અત્રે આપવા અમારે ઉદ્યુક્ત થવું જોઇએ કે જે વાંચવાથી અરસપરસ મુકાબલો થતાં એક યા બીજી દલીલની સત્યાસત્યતા જણાશે. તેથી અમે આ પછીજ તેને સ્થાન આપેલું છે.

આ લેખના સંબંધમાં અમારૂં કેટલુંક વક્તવ્ય છે, પરતુ તે પર જતાં ઘણાં પ્રમાણોની જરૂર હોવાથી અવકાશાભાવે ન બોલતાં તે વક્તવ્યનો થોડોક ભાગ સૂચનારૂપે અત્ર નિવેદન કરીશું. (૧) ગૌતમરાસાના કર્ત્તાનું નામ 'ઉદયવન્ત' આપ્યું છે કે જે તેમાંની એક કડીપરથી કોઇપણ માની લે તેમ છે, પરંતુ રા. પુરનચંદજીએ તે બાબતપર લક્ષ ખેંચી બીજી કડીઓપર ખાસ લક્ષ રાખી કર્ત્તાનું નામ 'વિનય પ્રભ' (ખરતરગચ્છીય) છે એવું પ્રમાણ સહિત બતાવી આપ્યું છે. (૨) તે ઉદયવન્તને 'આદિકવિ' કહી તેના સં. ૧૪૧૨ના સમયને જૈન ગૂર્જરાતીનો પ્રારંભકાળ ગણી ત્યાં સુધી તે ગૂર્જરાતીની પ્રાચીનતા લઇ જવામાં આવેલ છે પરંતુ તે સમયની પહેલાંનાં (જૈન) ગૂર્જરાતી કાવ્યો પ્રાપ્ત થયેલાં અને થતાં હોવાથી:તેની અગાઉ ઘણાં વર્ષો પહેલાં થયેલા કોઇ કવિને 'આદિ કવિ' કહેવો પડશે એમ અમારૂં માનવું છે (૩) આદ્ય શંકરાચાર્યને ત્રેવીસો વર્ષ થયાં એ માન્યતાની સામે ઘણાં પ્રમાણો છે અને હાલની શોધખોળના પરિણામે તેમને આઠમાં સૈકામાં મૂકવામાં આવે છે.

વળી વિશેષમાં પંચમ સાહિત્ય પરિષદ્‌માં આ લેખનો જે વિષય છે તેજ વિષયપર એક નિબંધ રા. ગોકુળભાઇએ મોકલી આપ્યો હતો. તે નબંધ ઉતાવળથી લખાયેલો હોઇ ટુંક અને અલ્પ પ્રમાણોવાળો છે તેથી તે અપેક્ષાએ આ લેખ વિશેષ ઉપયોગી નિવડશે.

—તંત્રી.

# જૂની ગુજરાતી અને જૈન સાહિત્ય.

જૂની ગુજરાતી કેવી હતી, ક્યારે ઉત્પન્ન થઇ અને ક્યારથી બંધ પડી, એ પ્રશ્નો વાદગ્રસ્ત હોવાથી તે વિષે વિદ્વાનોમાં મતભેદ પડે એમાં નવાઇ નથી. શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસે ગુજરાતી ભાષાનો ઇતિહાસ લખ્યો, ત્યારથી જૂની ગુજરાતીના અસ્તિત્વ તરફ પંડિતોનું લક્ષ ગયું. શાસ્ત્રી વ્રજલાલે જૂની ગુજરાતી સંવત્ ૧૧૦૦ થી ૧૫૦૦ ના અંત લગી ચાલતી હતી એમ જણાવ્યું છે, અને જે ઉદાહરણો આપ્યાં છે તે સંવત ૧૪૦૦ના શરૂ થાય છે, તો સંવત ૧૧૦૦ થી ૧૪૦૦ સુધી જૂની ગુજરાતીની સ્થિતિ કેવી હતી તે જાણવાને સાધન મળતાં નથી. જૈન ગ્રંથોની જે યાદી છપાઈ પ્રકટ થઇ છે તે જોતાં વહેલામાં વહેલો ગ્રંથ સં. ૧૪૧૨ માં લખાયાનું માલમ પડે છે. રા. ગોકળદાસ નાનજીભાઇ ગાંધીએ ગુજરાત શાળાપત્રના જુનથી ઓગસ્ટના અંકોમાં પ્રાચીન ગુજરાતી અને જૈન નામક લેખ આપ્યા છે, તેમાં સંવત્ ૧૩૧૫, ૧૩૨૭ અને ૧૩૬૧ માં લખાયલા રાસા અને પ્રબંધ ચિંતામણિનો ઉલ્લેખ કર્યો છે; પરંતુ તેમની ભાષાનાં આપેલાં ઉદાહરણ ઉપરથી જે ફેર દેખાય છે, તે વડે આપેલી સાલો વિષે શંકા રહે છે, છતાં માનીએ કે સાલો ખરી છે, તો પછી ૧૧૦૦ અને ૧૨૦૦ એવાં બમેં વર્ષે જૂની ગુજરાતી હયાત હતી તેના પુરાવા બાકી રહે છે. એ ભાષા સંવત્ ૧૫૦૦ ની આખર સુધી ટકી રહી નહોતી એવું મારૂં માનવું છે, અને તેના પુરાવા માટે આગળ ઉદાહરણો આપવામાં આવશે.

જૈન બંધુઓએ ગુર્જર સાહિત્યમાં બહોળો ભાગ લીધો છે, અને તેમના જૂના ગ્રંથો ટકી રહ્યા છે, તેને માટે તેમને ધન્યવાદ ઘટે છે. દિલગીરી એટલી છે કે તેમણે પોતાના ગ્રંથો પ્રકાશમાં આણવાનો પ્રયત્ન સવેળા ન કર્યો, તેમ બીજા લોકોએ તે જોવાની પણ દાઝ ન રાખી. વૈદિક કોમોએ તે તરફ અભાવ રાખ્યો તે ધર્મના કારણે તથા ભાષા ન સમજવાથી હોવો જોઇએ. જૈન બંધુઓ હાલ એમ કહે છે, કે "પ્રાચીન ગુજરાતી ભાષાનું સાહિત્ય તો જૈનીઓ પાસેજ છે અને ગુજરાતી ભાષાના મૂળ ઉત્પાદકો જૈનોજ છે." આ વાતમાં કેટલું સત્ય છે તેનો નિર્ણય થવાની જરૂર છે. રા. ગોકળદાસ જણાવે છે કે "ગુજરાત અને કાઠીઆવાડમાં વિક્રમની દશમીથી ચૌદમી સદીની આસપાસ ઘણે ભાગે જૈનોની સર્વોપરી સત્તા હતી." વળી છેવટમાં તે લખે છે કે "જૈનોએ ગુજરાત તથા કાઠીઆવાડનો સંપૂર્ણ આશ્રય લીધો ત્યારે તેમાં ભીલ, કાઠી, કોળી વગેરે જંગલી જાતો વસતી હતી, તે જૈનોની શેમાં દબાઈ ગઇ, જ્યાં જુઓ ત્યાં જૈન વેપારી, જૈન ધનાઢ્ય, જૈન રાજા, જૈન કાર્યભારીઓ, જૈન ધર્મ એમ સર્વત્ર જૈનોનુ સામ્રાજ્ય થતાં જૈનોની બે હજાર ઉપરાંત વર્ષની પ્રાકૃત ભાષા કે જે જૈનો બોલતા હતા તે દેશ ભાષા ( ગુજરાતી ભાષા ) તરીકે રૂઢ થઇ ગઈ. પાછલા સમયમાં વલ્લભાચાર્ય, રામાનુજ, સહજાનંદ સ્વામી વગેરેના આગમનથી જૈન વર્ગમાંથી કેટલાક વૈષ્ણવો, કેટલાક સ્વામી નારાયણી, શ્રી વૈષ્ણવો વગેરે થઇ ગયા, પરંતુ ભાષા તો મૂળનીજ રહી ગઇ તે અદ્યાપિ પર્યંત બોલાય છે."

આ કથનની સત્યતા માટે ઐતિહાસિક સબળ પુરાવો જોઇએ. જૈનોએ સંપૂર્ણ આશ્રય લીધો, ત્યારે ગુજરાત, કાઠીઆવાડમાં જંગલી લોકો વસતા હતા, અને જૈન ધર્મ

સર્વત્ર પ્રસર્યો હતો એ મુખ્ય વાતો ઇતિહાસ તપાસતાં ખરી ઠરતી નથી. ઉગ્રસેન અને શ્રી કૃષ્ણે સુમારે ૫૦૦૦ વર્ષ ઉપર દ્વારકામાં રાજ્ય કર્યું હતું, અને યદુ કુળના ક્ષત્રિઓની સંખ્યા ઘણી મોટી હતી. એ પછી મૌર્ય વંશનો અમલ ઇ. પૂ. ૩૧૪ માં એટલે જૈન ધર્મ સ્થાપનાર શ્રી વર્દ્ધમાન સ્વામી સંવતની પૂર્વે ૪૭૦ વર્ષ પર થયા (વ્રજલાલ શાસ્ત્રીના કહેવા પ્રમાણે) તે પછી થોડી મુદતે ગુજરાતમાં થયો હતો. તે પછી ગ્રીક લોકોનો અને ક્ષત્રપોનો અમલ થયો તે સન ૩૯૮ સુધી ચાલ્યો. તે પછી ગુપ્ત રાજાઓનો અમલ સન ૪૭૦ સુધી, વલ્લભિવંશ ૭૬૬ સુધી, ચાવડા વંશ ૯૬૧ સુધી, સોલંકી વંશ ૧૨૪૨ અને વાઘેલા વંશ ૧૩૦૪ સુધી ચાલ્યો હતો. આ શિવાય ગુજરાતમાં ત્રૈકૂટક, ચાલુક્ય, રાષ્ટ્રકૂટ અને બીજા ગુર્જર રાજાઓ પણ થઇ ગયા હતા. આ રાજાઓ ઘણે ભાગે ક્ષત્રિઓ હતા, અને તેઓ કેવળ જંગલી લોકો ઉપરજ રાજ કરતા હતા એમ નહોતું.

ચીનનો* પ્રખ્યાત સાધુ હ્યુએન્તસાંગ સાતમાં સૈકામાં યાત્રા માટે હિંદુસ્તાન આવેલો, તેણે તે વખતનો વલ્લભિ રાજા બૌધ ધર્મનો છે, તોપણ પાખંડ (અન્ય) મતનાં દેવળ આ દેશમાં ઘણાં છે એમ જણાવ્યું છે. "ગુપ્ત રાજાઓના શિક્કામાં તેમનું બિરૂદ પરમ ભાગવત્ લખ્યું છે, તથા તેમના શિલા લેખના મંગળાચરણમાં વામનજીની સ્તુતિ કરી છે, તે ઉપરથી જણાય છે કે તેઓ વિષ્ણુ-ભક્ત હતા. વલ્લભિ રાજાઓનાં તામ્રપત્રો ઉપરથી જણાય છે કે તેઓ શિવ ધર્મ પાળતા (માત્ર શિલાદિત્યે જૈન ધર્મ સ્વીકારેલો એ વાત ખરી છે) બૌધ ધર્મ ઉપરથી ખરી લોકોનું મન સાતમા સૈકડા પહેલાં જૂદા જૂદા ધર્મો તરફ બટકવા માંડયું હતું. અણહિલવાડ રાજ્યના વખતમાં જૈન અને શિવ એ બંને ધર્મને રાજા તરફથી આશ્રય મળ્યાં કરતો. રાજાઓ જૂદા જૂદા મતના આચાર્યો વચ્ચે વાદવિવાદ કરાવતા, અને જે સારો માલમ પડે તેને ઉત્તેજન આપતા. તે સમયે વૈદિક તેમ જૈન બંને ધર્મ પળાતા. વિષ્ણુ, શિવ, શક્તિ ને તેની સાથેજ જિન એમ સર્વેની પૂજા થતી. કોઇએ એકજ ધર્મમાં આસક્ત થઇ જઇ બીજા ધર્મવાળાને પીડયા હોય એવો રાજા થયો નથી. કુમારપાળ જેણે હિંસા માત્ર અટકાવી દીધી ને ઘણે અંશે જૈન ધર્મનો સ્વીકાર કર્યો, તે પણ શિવ, શક્તિ આદિને ન માનતો એમ નથી. બધા રાજાઓ બંને ધર્મને ઉત્તેજન આપતા એમ લાગે છે, અને લોકો પણ તેજ રીતે વર્તતા સમજાય છે."

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે ગુજરાત, કાઠીઆવાડ કોઇ કાળે પણ જૈનમય થયાં નથી, અને જૈનનું સામ્રાજ્ય પણ થયું નથી. રા. ગોકળદાસે વલ્લભાચાર્ય વગેરેના દાખલા આપી વૈષ્ણવો વગેરેનું જણાવ્યું છે તે તો મુકાબલે આધુનિક સમયની વાત છે, પરંતુ શૈવ અને વૈષ્ણવ ધર્મ તો ઘણા પ્રાચીન છે. શ્રી કૃષ્ણ પોતે સોમનાથ અને ગિરનારની જાત્રાએ એ વખત ગયા હતા. સોમનાથ મહાદેવ બાર જ્યોતિર્લિંગમાંના એક પ્રાચીન દેવ છે. એમને માટે નવું દેવાલય બંધાવવાની સૂચના શ્રી હેમચંદ્રસૂરીએ પોતે સિદ્ધરાજને કરી હતી. ગિરનાર ઉપર જેમ જૈન દેવાલયો છે, તેમ તેની ઉપરની ટુંકો પર અંબાજી ને કાલિકાનાં દેવાલય છે. આબુરાજ ઉપર જેમ જૈન દેવાલયો છે, તેમ શિવનાં ને દેવીઓનાં દેવાલય જૂના વખતમાં પણ હતાં, અને ચંદ્રાવતીના રાજાઓ તેના ઉપાસક હતા. ચીનના હ્યુએનત્સાંગ સાધુએ પોતાના પ્રવાસના પુસ્તકમાં વલ્લભિપુર (ઇ. સ. ૬૪૦) વિષે લખ્યું છે, કે "તેના

*ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ.

ઘેરાવો પાંચ માઇલ કરતાં પણ વધારે છે, કુટુંબો દ્રવ્યવાન છે, ત્યાં સો. કરતાં પણ વધારે ઘર કોટયાધિપતિ ગણાય છે. આ રાજ્યમાં દુર દેશાવરોમાંથી અત્યંત સંપત્તિ એકઠી થાય છે. એક સો કરતાં પણ વધારે બૌધ મતના મઠ જોવામાં આવે છે × × ત્યાં સેંકડો દેવાલયો તો દેવનાં છે, તેના સાધુની સંખ્યા મોટી છે.' આમાં જૈનની વાત આવતી નથી અને સેંકડો દેવનાં દેવાલય કહ્યાં તે વૈદિક ધર્મનાં હતાં. વૈદિક ધર્મના મુખ્ય પોષકો બ્રાહ્મણો હતા, તેમાંના કોઇએ ભાગ્યેજ જૈન ધર્મ સ્વીકાર્યો હશે. એ લોકોની વસ્તી ગુજરાતમાં ઘણી હતી, તેમ ક્ષત્રિઓ, વાણીઆ, કણબી, સુતાર, લુહાર સોની વગેરે જાતો વસતી હતી, એટલે ગુજરાતમાં જંગલી જાતોજ હતી એ કહેવું સકારણ નથી.

સંસ્કૃત ભાષામાં વિકાર થતાં જે પ્રથમ ભાષા પંજાબમાં ઉદ્ભવી તે પ્રાકૃત હતી. શાસ્ત્રી વ્રજલાલ કહે છે કે પંજાબમાંથી કેટલાક આર્યો મારવાડ, ગુજરાત તરફ આવ્યા, ત્યારે પંજાબની પ્રાકૃત ભાષા ઉપરથી અપભ્રંશ ભાષા થઇ. અને જે આર્યો મથુરા અથવા શૂરસેન દેશ તરફ ગયા તેમની ભાષા પ્રાકૃત ઉપરથી શૌરસેની થઇ, શૂરસેન દેશમાંથી મગધ દેશમાં ગયા, ત્યારે શૌરસેની ઉપરથી માગધી ભાષા થઇ. શૌરસેની ઉપરથી પૈશાચી ભાષા થઇ એવું પ્રાકૃત વ્યાકરણમાં લખ્યું છે. અપભ્રંશ ઉપરથી જૂની ગુજરાતી થઇ છે, એટલે તેને શૌરસેની ને માગધી ભાષાઓ સાથે સબંધ નથી એ વાત ખાસ લક્ષમાં રાખવાની છે. તેનીજ સાથે જૈનોએ અને બૌદ્ધોએ પોતાના અનુયાયીઓને સમજ પડે એટલા માટે સંસ્કૃતને બદલે માગધી ભાષામાં પોતાના ગ્રંથો લખવા માંડયા, અને એ બંને ધર્મનો ઉદય મગધ તરફ થયો હતો એ વાત ધ્યાનમાં રાખવાની છે. અપભ્રંશ ભાષા સિંધ, મારવાડ, મેવાડ, અવંતી ( માળવા ), સૌરાષ્ટ્ર, લાટ ( દક્ષિણ ગુજરાત ) અને કચ્છ એટલા દેશની ભાષાઓને મળતી છે, પણ ગુજરાતી ભાષાને તો ઘણીજ મળતી છે. ( શાસ્ત્રી વ્રજલાલ જણાવે છે ).

આ ઉપરથી એવું અનુમાન નીકળે કે જે જૈન ગ્રંથોમાં શૌરસેની ને માગધીનું ભરણું હોય, તે જૂની ગુજરાતી અથવા શુદ્ધ જૂની ગુજરાતી ન ગણાય. રા. જીવણચંદ સાકરચંદ જવેરી કાવ્ય મહોદધિ મૌક્તિક ૧ લા ની પ્રસ્તાવનામાં લખે છે, કે "આવા રાસાઓમાં કવી કવી ભાષાઓનું થોડું બહુ જોડાણ થવા પામ્યું છે, તે તપાસીશું તો ગુજરાતી, માગધી, શૂરસેની, અપભ્રંશ, પ્રાકૃત અને મારવાડી તથા હિંદી ભાષાઓનુ જોડાણ થએલું જોવામાં આવે છે, તથા કેટલાક રાસાઓ તો પૂર્ણ માગધી અને પ્રાકૃતમાં રચાએલા પણ જણાય છે." શ્રી ગૌતમ સ્વામીનો રાસ રા. કુંવરજી આનંદજી શાહે પ્રકટ કર્યો છે, તેની સૂચનામાં તે લખે છે કે "આ ગુજરાતી ભાષાની સર્વથી પ્રાચીન કૃતિ તરીકે પ્રસિદ્ધિમાં આવેલ સંવત્ ૧૪૧૨ માં બનાવેલ મહા મંગળિકરૂપે પ્રચલિત રાસ હાલમાં ગુજરાતી સાહિત્ય સંબંધી જાગ્રતિના સમયમાં ઘણે અંશે પ્રાચીનપણું જાળવી રાખીને પ્રસિદ્ધ કરવામાં આવેલ છે. આ રાસાની અંદર સંસ્કૃત તેમજ માગધી ભાષાના ઘણા શબ્દોનું મિશ્રણ થએલું હોવાથી બાળ જીવોને અર્થ સમજવામાં પડતી મુશ્કેલી દુર કરવા સારૂ દરેક ઢાળની સાથે તેનો અર્થ પણ આપવામાં આવ્યો છે." (પ્રકાશક આ રાસાને સર્વથી પ્રાચીન ગણે છે, તથા તેની ભાષા સમજવાને જૈન બાળ જીવો સમર્થ નથી, તો એવા રાસા તરફ અન્ય ધર્મીઓનું ભાષાના કારણથી પણ લક્ષ ન જાય એ દેખીતું છે. વળી રા. જીવણચંદ જણાવે છે તેમ

લહિયાઓ ગ્વાલિયરી લિપિમાં પડી માત્રાથી લખતા, તેથી તેમણે લખેલા ગ્રંથો અન્ય ધર્મીઓથી ન ઉકલી શકે, અને તે અરૂચિ બતાવે તો તે સ્વાભાવિક છે).

જૈન ગ્રંથકારો ઘણાખરા સાધુઓ-જતિઓ હતા, તેઓ ગમે તે દેશના મૂળ વતની હોઇ, દેશેદેશ વિચરતા ને ત્યાં અમુક મુદત નિવાસ કરતા, તેથી તેમની ભાષામાં અનેક ભાષાના શબ્દોનું ને રૂઢિ પ્રયોગનું મિશ્રણ સ્વાભાવિકરીતે થાય. વળી તેમનો નિરંતરનો અભ્યાસ માગધી કે પ્રાકૃત ભાષાના ગ્રંથોનો હોય તેથી પણ તે ભાષાના શબ્દો તેમના લખાણમાં અણધારતાં પણ આવી જાય. તેમણે જે ગ્રંથો જૂના કાળમાં લખેલા તેમાં આ પ્રમાણે અનેક ભાષાનું મિશ્રણ થવાથી તે શુદ્ધ જૂની ગુજરાતી કહી શકાય નહીં, અને અન્ય ધર્મીઓ, જેમની સંખ્યા જૈનો કરતાં ઘણી મોટી છે, તેઓ તેમને ગુજરાતી ગ્રંથો તરીકે માન્ય ન કરે.

આ વાતનું વિશેષ સ્પષ્ટીકરણ સંવત્ ૧૪૫૦માં લખાયલા ગુજરાતી ભાષાના વ્યાકરણ ઉપરથી તથા ગુજરાતી સાથે નિકટનો સંબંધ ધરાવનારી સિંધી, પંજાબી, મારવાડી વગેરે ભાષાઓનો મુકાબલો કરવાથી થઇ શકશે. એ વ્યાકરણમાં અમુક સંસ્કૃત વાક્ય ઉપરથી અમુક ગુજરાતી વાક્ય થયું એવું દેખાડયું છે, અને તેનાં ઉદાહરણ શાસ્ત્રી વ્રજલાલે આપેલાં છે. (ગુ. ભા. ઇ. પૃષ્ટ ૧૭-૧૮) તે પ્રમાણેની જો જૈન ગ્રથકારોની ભાષા હોય તો તે જૂની ગુજરાતી કહી શકાય. અહીં માત્ર એ ત્રણજ ઉદાહરણ ટાંકીશું.

स. चंद्र उद्गच्छति। वीतरागः वांछितं ददति। चैत्रः कटं करोति.

ગુ. ચંદ્ર ઉગઇ। વીતરાગ વાંછિત દિઇ। ચૈત્ર કડુ કરઇ.

सं. धर्मस्य कर्त्ता जीवः सुखं प्राप्नोति।

ગુ. ધર્મ તણઉ કર્ત્તા જીવ સુખ પામઇ.

सं. चैत्र ग्रामं गतः। मेघ वर्षति मयूरा नृत्यंति।

ગુ. ચૈત્ર ગામિ ગિઉ। મેઘ વરસ તઇ મોર નાચઇ.

સંસ્કૃત, અપભ્રંશ ને ગુજરાતીને કેવો મેળ છે તેનું દષ્ટાંતઃ

सं तत्र यत्र कुत्र अत्र कः किमपिपरारि.

અ. તહિં જહિં કહિં અહિં કવણ કાંઇ પરારિ.

ગુ. તિહાં જિહાં કિહાં ઇહાં કઉણ કાંઇ પરારિ.

હવે પંજાબી ને સિંધીનાં રૂપ ગુજરાતીનાં રૂપ સાથે આપીએ.

પં. મનાં તુ આપ નકમિ વઇસાખ જોઇ.

ગુ. માણુસ તું આપ નકમિ વૈસાખ જોઇ.

સિંધી. સોનાર લોહર લોહુ લિખણું વૈસાખુ.

ગુ. સોનાર લોહાર લોહ લિખણું વૈશાખ.

આની સાથે શ્રી ગૌતમ સ્વામીના રાસાની ભાષા મેળવો.

વીર જિણેસર ચરણ કમલ કમલા કય વાસો,

પણમવિ પભણિસુ સામી ગોયમ ગુરૂ રાસો.

જેમાં જિણેસર તે જિનેશ્વર, કય વાસો-વાસ કરેલા; પણમવિ-પ્રણમી-પ્રણામ કરી, પભણિસુ-ભણીશું-કહીશું, સામી-સ્વામી, ગોયમ-ગૌતમ અર્થે છે,

મણ તણ વયણ એકંત કરવી નિસુણો ભો ભવિઆ,
જિમ નિવસે તુમ દેહગેહ ગુણ ગણુ ગહગહિઆ.

અહીં મણ-મન, તણ-તત, વયણ-વચન, એકંત-એકાગ્ર કે એકાંત, કરવિ-કરીને, નિસુણો-સુણો-સાંભળો, ભવિઆ-ભવ્ય, જિમ-જેમ, તુમ-તમારા, ગેહ-ઘર, ગહગહિઆ-ગહગહાટ-ઘસઘસાટનો અર્થ બતાવે છે.

ગૌતમ રાસાની ભાષા વધારે તપાસતાં તેમાં સંસ્કૃત પ્રાકૃત ને અર્વાચીન ગુજરાતીનું બરાબર કેટલું છે, તે ઢાળ પહેલી જેમાં ૭ છંદ છે તેમાં નીચે પ્રમાણે માલમ પડે છે.

| સંસ્કૃત | પ્રાકૃત | અર્વાચીન | સસ્કૃત | પ્રાકૃત | અર્વાચીન |
|---|---|---|---|---|---|
| વીર | જીણેસર | જિમ (જેમ) | દેશ | તુમ | રહિઓ |
| ચરણ | કયવાસો | મજ્જા | નરેશ | ગેહ | દીઠે |
| કમલ | પણમવિ | વસે | દલ | ગહ ગહિઆ | ગામ |
| કમલા | પભણિસુ | પુત્ત | નહિ | મિરિ | |
| ગુરૂ | ગોયમ | હાથ | બલ | ભરહખિત્ત | વસે |
| રામ | મણ | રૂપે | વિચાર | મેણીય | જસુ |
| | તણ | નયણ | માગ | રીઉ | દીણો |
| દેહ | વયણ | ભમાડીઅ (વા) | મનોહર | નારિ | જમે |
| ગુણ | કરવિ | મેહલ્યા | રમ | વિપ્પ | તેજે |
| ગણ | નિસુણો | મેહલિઓ | વિનય | ભૂઈ | ચદ |
| તલ | ભો | નહિ | વિવેક | વસુભૂઈ | આકાશે |
| મગધ | નિવસે | કોઇ | સુપ્રમાણ | તથ્ય | ભાવિઆ |
| રૂપ | તસુ | ધીરમે | કવિ | ભાસ | ભો |
| રંભાવર | પુહવી | જાણે | પાત્ર | કિમિઅ | |
| કર | બજ્જ | જાણ્યુ | ગુરૂ | નિરૂવમ | |
| પંકજ | નાણ | જપે | છાત્ર | બીતિ | |
| | ઇંદભૂઈ | નિશ્ચે | નિરંતર | ઇથ્થ | |
| તેજ | ભૂવલય | આગળ | યજ્ઞ કર્મ | સંચિઅ | |
| તારા | ચઉદ્દ | એકાકી | મિથ્યામતિ | અહવા | |
| આકાશ | પસિદ્ધો | કરે | | પુવ્વ જમ્મે | |
| અનંગ | વિજ્જા | મામિ | | જીણુવર | |
| મેરૂ | વિવિહ | રામો | | અચિઅ | |
| ગંભીર | રૂવ | | | પઉમા | |
| સિંધુ | વિદ્યા | | | વંચિઅ | |
| કવિ | નયણ | | | ખંડણ | |
| ગુણ | જિણુવિ | | | પંચમયાં | |
| રભા. | | | | મોહિઅ | |
| ગોરી | મંડણ | | | છલિ | |

| | | |
|---|---|---|
| ગંગા | નિરધરિઅ | હોએ |
| રતિ | ચંગિમ | મરણનાણ |
| વિધિ | ચયચાહિઅ | દંસણહ |
| ખુધ | પેખવિ | વિસાહિઅ |

આ ઉપરથી માલમ પડે છે કે પહેલી દાળમાં સંસ્કૃત શબ્દો સેંકડે ૩૪, પ્રાકૃત સેંકડે ૪૩ અને અર્વાચીન ગુજરાતી સેંકડે ૨૩ છે. આખા રાસાનું કદ સોળપત્રી આઠ પૃષ્ટ જેટલું લગભગ છે; અને તેમાં અર્વાચીન ગુજરાતી અથવા વૈદિક લેખકોએ વાપરેલા શબ્દો સુમારે ૧૨૦ થાય છે. તેમાં કાળનાં, વિભક્તિનાં જાતિનાં ને વચનનાં રૂપ હાલના જેવાં જણાય છે. વાંચનારને વિચાર કરવાનું બની આવે માટે ઉપર જણાવ્યા તે શિવાયના અર્વાચીન શબ્દો નીચે આપુ છું.

| | | | | | |
|---|---|---|---|---|---|
| તિહાં | હુંકારો | જાણે | કીયો | આવ્યા | નામે |
| વસે | કરણ | કરિમ | એહ | માગે | પહેલો |
| સુજાણ | પેખે | બહોત્તર | બણીજે | સોહે | અગ્યાર |
| જાણી | દેખે | વળતાં | પહિલો | સમે | દેવરાવો |
| સામી | તોરણ | ઉપનો | દીજે | ઉલટ | પુરાવો |
| બીજે | આઠ | જાણતો | કરો | પચાસ | એમ |
| એહ | ચિંતવે | જેમ | ધરીયા | વખાણ | બાર |
| નાઠા | બોલાવે | લાગશે | અવતરિયા | નીમ | ભણે |
| વાજે | ફેડે | બોળગ્યો | જસુ | જંપે | પારણું |
| તિણે | પહોતો | બહેકે | સુણતાં | પરિમલ | ભણતાં |
| અવસરે | પુછે | ઝબકે | સંપજે | ડોલે | ચડિઓ |
| કોપે | ઉપજે | ધરે | એહ | ચઉદમે | હુઓ |
| કંપે | રાખે | મુખે | જણાવે | આપણે | બારોત્તર |
| અજાણ્યો | દિસે | ચડિયુ | પીજે | ખીર | કરાવે |

પ્રાકૃત શબ્દોનું બરણ વધારે હોવાથી સામાન્ય વાંચક વર્ગ અને ખાસ કરીને જૈન શિવાયના લોકો આવા ગ્રંથ સમજી ન શકે, અને તેથી તે વાંચવાની અભિરુચિ ન રાખે એ દેખીતું છે. પ્રાકૃત શબ્દો બાદ કરીએ તો બાકીના ૫૭ ટકા જેટલા શબ્દો વૈદિક લેખકો સાથે મળતા આવે છે.

શીલવતીનો રાસ પ્રાચીન કાવ્યમાળામાં છપાવ્યો, તેના ગ્રંથ વિવેચનમાં મેં જણાવ્યું છે, કે "આ ગ્રંથની ભાષા જો કે છે તો ગુજરાતી તથાપિ તેમાં અપભ્રષ્ટ ભાષાના તથા માગધી, મારવાડી, શરસેની વગેરે ભાષાના શબ્દો અને પ્રયોગો બહુ જોવામાં આવે છે. જે ભાષા ગ્રંથમાં વાપરી છે તેજ ભાષામાં બીજા પણ રાસા લખેલા માલમ પડે છે. તે ઉપરથી એમ લાગે છે કે જૈન કવિઓને અપભ્રંશ તથા માગધી વગેરે ભાષાનો ઘણો સંબંધ હોવાથી તેમની નિત્યની ભાષાજ એવી થઇ ગઇ હશે, કેમકે ઘણા જૈન ગ્રંથો સંસ્કૃત તથા માગધી વગેરેમાં છે." નેમવિજય સંવત ૧૭૦૦ માં થઇ ગયાનું તેમણે પોતેજ ગ્રંથ અંતે જણાવ્યું છે. ગૌતમ રાસા સાથે ભાષાની સરખામણી કરવા સારૂ શીલવતીની અસલ પ્રત પ્રમાણે નીચે બે વિભાગ આપ્યા છે:

સુખ દાયક વરઃસરસતી, દાયક સમકિતવાન;
તત્વાતત્વ વિચારણા, આપ્યર આપે જ્યાંન.
કહે કવિયણ સદગુરૂતણા, ચરણકમળ નમિ પાય;
સાનીધકારી સીત્રપુરા, માગી તાસ પસાય.
શીલ સમો સંસારમાં, સખર ન કોઇ થોક,
શીલવંત સતીઆંતણા, તે સુંદર કથા સશોક.
ઉદાસી અનીહિં થયો, જાવા સહી પરદેશ,
સાંજ સમે સહી માતને, ભુવને કીધો પ્રવેશ,

સંવત ૧૪૦૦ અને સંવત ૧૭૦૦ ની જૈન લેખકોની ભાષામાં કેટલો બધો તફાવત પડયો છે તે મુકાબલો કરવાથી સહેજ સમજી શકશે.

ગૌતમ રાસાના કર્ત્તા ઉદયવંત મુનિ અથવા વિજયભદ્ર જે સૈકામાં થયા તેજ સૈકામા નરસિંહ મહેતો, ભાલણ અને મીરાંબાઇ થઇ ગયાં છે, તેમની ભાષા કેવી છે તેના કંઇક નમુના નીચે આપ્યા છે,

કોણ પુન્યે કરી નાર હું અવતરી, શ્રી હરિ દીન થઈ માન માગે,
અમર અવિગતિ કહે અકલ કો નવ લહે, તે કમલાવર કંઠ લાગે;
યજ્ઞ યાગે યજી યોગ ધ્યાને ધરી, બહુ વ્રત આદરી દેહ કષ્ટે,
તોય તે શ્રી હરિ સ્વપ્ને ન પેખીઓ, તે હરિ નિરખીએ પ્રેમ દ્રષ્ટે.

*નરસિંહ મહેતો.

સ્વામીજી શું પુછો છો, એ નદતણો નાંહાંનડીઓ રે,
ચતુરાઇ તેહની શી કહું, વિધાતાનો ઘડીઓ. સ્વા—
રૂપ છે તેહવું કહીએ જો નયણા બોલી જાણે રે,
જીહ્વા બાપડી દેશે, નહી તો, તેહને શું વખાણું. સ્વા—
રાયજી સાચું શું કહું, યસોદા મન છે ઘેહેલો રે,
સંસાર માંહે યો દીકો હોયે મેકા બીજો એહેલો. સ્વા—

× ભાલણ.

મુજ અબળાને મોટી મીરાંત બાઇ શામળો ઘરેણું મારે સાચું રે,
વાળી ઘડાવું વિઠ્ઠલવર કેરી હાર હરિનો મારે હઇએ રે.
ચીનમાળા ચતુરભુજ ચુડયો શીદ સોની ઘેર જઇએ રેં,
ક્યાં ગયો રે પેલો મોરલી વાળો અમાગ મુઘટ ખોલી રે,
ક્યાં ગયો રે પેલો વાંસળીવાળો, અમને રંગમાં રોળી રે.
હમણાં કેશો ગુંથી હતી પેરી કસુંમલ ચોળી રે.
માત જશોદા સાખ પુરે છે કેસર છાંટયા ઘોળી રે—ક્યાં ગયો.

§ મીરાંબાઇ.

* ત્રણસેં વરસ ઉપર લખાએલા પ્રથમાથી ફેરફાર કર્યા વગર જેવા ને તેની ભાષામાં બૃહત્ કાવ્ય દોહન ભા ૧ માં આપેલ છે.

× બસે વરસ ઉપર લખેલી અન્ય અક્ષરની પ્રતમાથી અસલ પ્રમાણે.

§ બૃહત્ કાવ્યદોહન ભાગ ૧ લો.

ઉપલી ભાષામાં અને ગૌતમ રાસાની ભાષામાં આસમાન જમીનનો ફેર છે. કોઈ એવો આક્ષેપ લે છે, કે નરસિંહ મહેતા વગેરેની કવિતાઓમાં ઉતારનારાઓએ ઘણો ફેરફાર કરી ચાલુ ભાષા જેવી કરી નાંખી છે. અને જૈન ગ્રંથોના ઉતારનારા સારા લહિયા હોવાથી તેમણે અસલ ભાષા શુદ્ધ ઉતારેલી છે. આમાં કેટલુંક સત્ય છે, કેમકે ઘણુંખરા લોકો પોતાને રૂચે તે ગ્રંથ ઉતારતા, તેમના પ્રમાદથી મૂળ લખેલું બંધ ન બેસવાથી કે અજ્ઞાનતાથી મૂળ લખાણમાં ફેરફાર કરેલો જોવામાં આવે છે, પરંતુ સુશિક્ષિત ન હોય એવા લખનારા પ્રાકૃત સમજનારા હોય તો તેમને ફેરફાર કરવાની જરૂર ન રહે. એટલે તેમનો ફેરફાર પ્રાકૃતમયી જૂની ગુજરાતીને સુધારી નવી ગુજરાતી બનાવી દે એવો ન હોય. વૈદિક ધર્મના કવિઓ જૈન સાધુઓ જેવા પ્રાકૃત માગધી આદિ જાણનારા ન હોય તેથી તેમના લખાણમાં તે તે ભાષાના ઘણા શબ્દો ન આવે. માત્ર તે વખતે ગુજરાતીમાં જે પ્રાકૃત શબ્દો કે રૂપો વપરાતાં હોય તેજ આવી શકે; અર્થાત્ તેમની ભાષા તેજ ખરી ગુજરાતી કહેવાય.

ગુજરાત શાળાપત્રમાં સંવત્ પૂર્વે ૫૦૦ વર્ષથી સંવત ૧૧૦૦ સુધીનાં જે દષ્ટાંતો આપ્યાં છે તે જૂની ગુજરાતી નથી. પરંતુ જૈનોની પ્રાકૃત છે, એટલે તે વિષે કંઇ કહેવા સરખું નથી.

સંવત્ ૧૩૬૧ ના પ્રબંધ ચિંતામણીમાંથી ગ. ગોકળદાસે ઉદાહરણ આપ્યાં છે, તેમાં કવણું, પિયાવડ. ખીરૂ વગેરે, ગૌતમરાસાની ભાષા સાથે સરખાવતાં જાણે તે પછીની કૃતિ હોય એમ લાગે છે, અગર બને ગ્રંથો વચ્ચે માત્ર પચાશેક વર્ષનો અંતર છે, તેથી તે વિષે વધુ કહેવાનું નથી; પરંતુ સંવત્ ૧૩૧૫ માં જે રાસો રચાયો છે, તેમાં ગામ કુકડીએ કર્યો ચોમાસો, સંવત્ તેરે પનરા માંયો. આ ભાષા તો કેવળ સાંપ્રત ગુજરાતી જેવી છે માત્ર ચોમાસાને નર જાતિમાં અને માંયને બદલે માયો લખ્યા છે. સપ્તમી અર્થે તૃતિયાનો પ્રત્યય, ભૂતકાળનો પ્રત્યય, ગામ કુકડી, કર ધાતુ, ચોમાસુ, તેર, પનર (પંદરને ઠેકાણે બીજા કવિઓએ એ શબ્દ વાપર્યો છે) એ શબ્દો ચાલુ ગુજરાતી છે, તેથી પ્રશ્ન એ થાય છે કે, ગૌતમનો રાસો જે સંવત્ ૧૪૧૨ માં લખાયો છે તે અને સંવત ૧૩૧૫ માં લખાએલો રાસો બેઉની ભાષામાં આટલો બધો તફાવત કેમ હોય ? અનુમાન તો એવું થાય કે ગૌતમ રાસો જૈનોની પ્રાકૃતમયી શૈલીમાં છે, અને ૧૩૧૫ નો રાસો તે વખતે ચાલતી ગુજરાતીમાં છે.

સંવત્ ૧૫૬૦ ની આસપાસ લખાએલી કવિતાની વાનગી શાળાપત્રમાં અપાઇ છે તે:—

ઘર ઘરણીને ઘાટ ઘડાવ્યા, પહેરણુ આછા વાઘા;
દશ અંગુલી દશ વેઢજ, પહેર્યાં નિર્વાણે જાવું છે નાગા રે.
શંઠી અઢાર માથે મીંઢું, નીસરટ આપો ચંદો;
મુનિ લાવણ્ય સમય ઇમ બોલે, જિમ ગિરનારે વંદો રે.

આ કવિતા ગૌતમ રાસાથી ઘણી જૂદી પડે છે, અને તે બીજા ધર્મવાળાના કવિતા સાથે તથા અર્વાચીન ગુજરાતી સાથે વધારે મળે છે.

સત્તરમી અને અઢારમી સદીમાં લખાએલી ભાષામાં ઘણો તફાવત નથી એમ કહી રા. ગોકળદાસ અઢારમી સદીનાં ઉદાહરણ આપે છે, તે તો સાંપ્રત ગુજરાતી જેવાંજ છે. દાખલા તરીકે —

અબળા સબળો જાણીને, સુતી કાંત વિમાસી રે;
રાત્રિમાંહી મુકી કરી, નળરાજા ગયો નાસી રે.

આમાં પ્રાકૃતનો એકપણ શબ્દ કે રૂપ જોવામાં આવતાં નથી. શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસે કેટલીક વાનગીઓ આપી છે તે જુઓ.

૧૪૮૧ માં લખેલું વેદિઆ બ્રાહ્મણના પુસ્તકમાંથી,

વૈશાખ શુદિ ભૂણદાન દીજઇ, કાર્તિક શુદિ નવમી ચોખાદાન દીજઇ.
લઘુ બાલક દંતવિના મરઇ તેહનું સૂતક દીન એક.

સંવત્ ૧૪૦૦ ના સૈકામાં લખાયું હશે એવું અનુમાન કરી આપેલ વાક્યોઃ—

કરંજ મૂલ ગાઇ તણઇ મૂત્ર સું પીજઈ હરસ જાઇ.
છાસિ સઉ પાકઉ બીલું પી જઇ હરષ જાઇ.

રત્ન પરીક્ષાની ટીકામાંથી (સાલ નથી)

મોતીનું પહિ લઉ આગર સિંઘલદ્વીપ,
જાણિ વઉ, બી જઇ આગર આરબ દેશ જાણી વઉ.

જૈન ધર્મ નવ તત્વ બાલાવબોધની ૧૫૮૧ માં લખાએલી પ્રતમાંથી;

કિતલી ગોલી અજમા પીપલી મિરી ભારગી સુંઠિ
પ્રમુખ દ્રવ્ય કરી ઉપની હુઇ તે વાય ફેડઇ—

૧૫૮૨ માં લખેલા જીવ વિચાર નામક જૈન પુસ્તકમાંથીઃ

સિદ્ધના જીવ નઇ દેહ નથી, પ્રાણ નથી, યોની નથી ।
જીવજિન વચન અણ લહતઉ સંસાર માહિ ઘણૂં ફિરઇ,

ઉપરના ટુકરાઓમાં પ્રાકૃત શબ્દો નથી; માત્ર ઇ ઉ છુટા લખેલા અને જોડણીમાં હેરફેર છે. હજી પણ કોઇ ધીને ઠેકાણે ધઇ, ધીઇ એમ લખે છે, એ ને ઠેકાણે ઇ'કડી તરફ વિશેષ બોલાય છે જેમ કરી છીં, જાઈ છીં, એને ઠેકાણે ઇ વપરાય છે, જેમ જિમ, તિમ, ઇને ઇઆંને ઇત્યાદિ, દીજેને ઠેકાણે દીજઈ, મરેના મરઇ, પીજેના પીજઇ, જાયના જાઇ, પહેલુંના પહિલઉ, જાણવુંના જાણિવઉ, બીજાના બીજઇ, ફેડેના ફેડઇ, ફિરેના ફિરઇ, જીવને ના જીવનઇ લખ્યા છે. પાકુંને ઠેકાણે પાકઉ છે છતાં બીલુંને ઠેકાણે બીલઉ' નથી લખ્યું. છટ્ઠીનો પ્રત્યય દીર્ઘનુ, કેટલીને બદલે કિતલી, પીપરીને બદલે પીપલી, મરીને ઠેકાણે મિરી, સુંઠના સુંઠિ જોવામાં આવે છે, એટલે જો જૂની ગુજરાતી કહેવી હોય અથવા અપભ્રંશમાંથી ઉતરેલી ગણવી હોય તો તેનાં આ ઉદાહરણો કહી શકાય આવી જાતનાં બીજાં ઘણાં ઉદાહરણ શાસ્ત્રી વ્રજલાલે ગુજરાતી ભાષાના ઇતિહાસમાં આપેલા છે, તો તે ઉપરથી જૈનના રાસા અને અન્ય ધર્મીઓની કવિતાની ભાષામાં તફાવત ઘણો છે, એટલે જૈન લેખકોમાં પ્રાકૃતનું ભરણું વિશેષ છે, અને તેથી તે જૂની શુદ્ધ ગુજરાતી તો નજ કહેવાય. જે લેખકોને ગુજરાતીનું સારૂં જ્ઞાન હશે તેમણે પ્રાકૃતનો ઓછો ઉપયોગ કરેલો જણાય છે. જેમ જેમ શ્રાવકોમાં પ્રાકૃત માગધીનું જ્ઞાન ઘટતું ગયું તેમ તેમના સાધુઓએ કવિતામાં તેનો ઓછો ઉપયોગ કર્યો હોય તે સંભવિત છે. ઘણાખરા રાસાઓ સાધુઓને હાથે લખાયા છે, અને તેમની ભાષા કેવી શા કારણે

# જૈનોનું પ્રાચીન ગધસાહિત્ય.

( તેના કેટલાક ઉતારા. )

( પાચમી ગુજરાતી સાહિત્ય પરિષદ્ માટે તૈયાર કરેલો. )

**પ્રમુખ સાહેબ, સુશિલ ભગિનીઓ અને બંધુઓ,**

ગૂજરાતી સાહિત્ય પરિષદો ભરાવા માંડયા બાદ જેમ અન્ય સાહિત્યનો ઉદ્ધાર સત્વર આરંભાયો છે તેમ, જૈનિય સાહિત્યના ઉદ્ધાર અને મુદ્રણ માટે પણ ઘણી ચલવલ મારા પાયા ઉપર થવા માંડી છે. આની ચલવલને અંગે ગૂજરાતી જૈની પદ્ય સાહિત્યનો અમૂલ્ય અને અમૂલ્ય ખજાનો જૂદાં જૂદાં સ્થળોના જ્ઞાનભંડારોમાંથી સૂર્યકિરણો જેવા ભાગ્યશાળી બન્યો, એમજ નહિ, પણ સેંકડો પ્રતિયો છપાઈ લોકોમા તેનો ઉપયોગ થવા લાગ્યો છે. આવું જૈની પદ્યસાહિત્ય કેવું, કેટલુ, અને ક્યા ક્યાં છે તે વગેરે અગાઉ અન્ય મહાશયોદ્વારા ઘણી વખત કહેવાયુ છે, અને ઘણાઓના તો જોવામાં પણ તે આવી ગયું છે. જો કે અત્રે ભરાનારા પ્રદર્શનમાં તો, નહિ જોવા જાણવામા આવેલ તેવું ઘણું પ્રાચીન સાહિત્ય મૂકવામાં આવનાર છે, તેથી વલી અત્યાર સુધીમાં જાણમાં થયેલાં કરતાં પણ ઘણું વિશેષ શોખીનોને જાણવા મળશે તેવુ મા. માનવુ છે.

એક વખતે બનારસના પ્રખ્યાત ધુરંધર શાસ્ત્રી-શ્રી ગંગાધર શાસ્ત્રી-ના એક શિષ્ય શ્રીકૃષ્ણ શાસ્ત્રી સાથે પુસ્તકોને લગતો કેટલોક વાર્તાલાપ થતાં તેઓ તરફથી ઉચ્ચારવામાં આવ્યું કે—" તમારા જૈનોમાં ઘણા કાવ્ય-પદ્યગ્રન્થોજ ગૂજરાતી, માગધી અને સંસ્કૃત ભાષામાં છે, પરંતુ અમારા લોકોની માફક ગદ્યમા લખાયેલાં કોઈ પણ ગ્રન્થો જૈનોએ લખ્યા હોય તેવું મારા જોવામાં આવ્યુ નથી. અમારામાં તો ઘણા ગ્રન્થો ગદ્યબન્ધ લખાયેલા છે, ત્યારે તમારામાં-જૈનોમાં એવા ગ્રન્થો રચવની ખામી છે એવું જણાય છે.—ઈત્યાદિ. "

તેમજ પહેલાંના કાળમાં ગૂજરાતી ભાષામાં- અત્રે ગૂજરાતી સાહિત્ય મંડળે હોવાથી તેનીજ વાત કરીશું.-ગદ્ય સાહિત્ય હતુંજ નહિ એવું કેટલાક વિદ્વાન ધારે છે, તેમ હું પણ એમ ધારતો હતો કે જૈનોમાં બાળાવબોધ અને ટબા સિવાય સ્વતંત્ર ગદ્ય ગ્રન્થો રચાયેલાં હોવા ન જોઈયે. પણ શેઠ દેવચંદ લાલભાઈ પુસ્તકોદ્ધાર ફંડમાંથી પ્રાચીન પદ્યગ્રન્થો શ્રીઆનંદ કાવ્ય મહોદધિના મૌક્તિકરૂપે બહાર પડવા લાગ્યા, તે અંગે શોધ કરતાં કેટલાક ગદ્યગ્રન્થો મારા જોવામાં આવ્યા. જો કે એક ખુલાસો કરવો જોઇએ કે ગૂજરાતી ભાષામાં લખાયેલ સ્વતંત્ર ગ્રન્થ હોય, કે પછી ટીકા હોય, કે જોઇએ તો બાળાવબોધ હોય પરંતુ તે સર્વે જૈનોમાં તો 'બાળાવબોધ' અથવા 'પ્રાકૃત' એ નામથીજ ઓળખાય છે. કારણ કે સંસ્કૃત-માગધી અને સ્વતંત્ર પ્રવર્ત્તતિ પ્રાકૃતભાષા નહિ જાણનાર બાળજીવો માટે આવા ચાલુ ગૂજરાતીમાં લખાયેલાં ગ્રન્થોને જૈનોતો 'બાળાવબોધ' કે 'પ્રાકૃતના' નામથીજ ઓળખે

છે. ગૂજરાતીભાષાને જે પ્રાકૃત કહેવામાં આવે છે તે અને સ્વતંત્ર પ્રવર્તતિ પ્રાકૃત એ બેમાં મોટું અંતર અને ભિન્નપણું છે, પરંતુ અત્રે ભાષા નિર્ણયનો વિવાદ ન હોવાથી તે વાત પડતી મેલું છું. જરૂર જણાયેથી અને બની શકે તો એ ઉપર પણ ભવિષ્યમાં કોઇ વખતે ઉલ્લેખ કરવા ઉમેદ રાખું છું, જ્યારે પાર પાડવી કુદરતને હાથ છે.

ઉપર કહ્યું તેમ કેટલાક ગદ્યગ્રન્થો જોવામાં આવ્યા તેમાંથી બન્યા તેટલાંનાં અત્રે ઉતારા આપ્યા છે, લેખ મોટો ન થાય તે પર વિચાર કરીને. ઉપર કહ્યું તેમ તપાસ કરતાં એક સ્વતંત્ર ટીકા રૂપે લખાયેલો ગદ્યગ્રન્થ મારા જોવામાં આવ્યો એનું નામ 'શ્રીસમકિત પરીક્ષા' અથવા 'શ્રીસમ્યક્ત્વ પરીક્ષા' એવું છે. આવો ગદ્યગ્રન્થ અને તેમાં પણ વળી ધાર્મિક વિષયથી પરિપૂર્ણ હોવાથી છપાવી લેવાની ઇચ્છાએ તે ગ્રન્થને હું મારી પાસે લાવ્યો, પરંતુ અવકાશની ઓછાશને લીધે હજુ તે છપાવી શક્યો નથી.

એ ગ્રન્થ મને શ્રીમન્મોહનલાલજી મહારાજના શિષ્ય પંન્યાસ શ્રીરિદ્ધિમુનિ પાસેથી તેઓના સુરતના ભંડારમાંથી પ્રાપ્ત થયો હતો, અને સમ્પૂર્ણ જોવાની ઇચ્છાવાલાને સુગમ થાય તેવું ધારીને આ પરિષદ્ અંગે ભરાનાગ પ્રદર્શનમાં મૂકવામાં પણ આવ્યો છે

આ ગ્રન્થ તપગચ્છની વિમલની શાખામાં થયેલાં શ્રીવિબુધવિમલ સૂરિયે વિક્રમસંવત્ ૧૮૧૩ માં રચ્યો છે. આનો સંસ્કૃત ભાગ પણ આશરે દોઢસો શ્લોક પ્રમાણ પોતેજ રચી તે ઉપર ગૂજરાતીમાં ટીકા રૂપે આ રચ્યો છે છતાં પણ બંને સ્વતંત્ર ગ્રંથો તરીકે ઓલખાય છે. ગ્રન્થ આશરે સવાસો વર્ષ ઉપર રચાયેલો છે તેથી હમણાંની અને સવાસો વર્ષ ઉપરની ભાષામાં કેવો ફેરફાર હતો તે પણ આ ઉતારા ઉપરથી જાણવાનું બની આવે તેવું છે.

આવી બાળાવબોધ (ગૂજરાતી ગદ્ય) ટીકાઓ અને ટબા ( ગૂજરાતી શબ્દાર્થ ) ઓ ઘણા ગ્રન્થો ઉપર રચાયેલાં જોવામાં આવે છે, અને એ મોટે ભાગે યતિયો, આચાર્યો, અને કેટલાક કાળ વચ્ચેના સંસ્કૃત-માગધી નહિ જાણનાર એવા સાધુઓ કરતા હતા તેવું મારૂં માનવું છે. આ સ્વતંત્ર ટીકા ગ્રન્થની, ટબાઓની, અને બાળાવબોધની ભાષાઓની સરખામણી સારૂ થોડાક ટબાઓના ઉતારા પણ અત્રે આપ્યા છે. સમ્યક્ત્વ પરીક્ષા સ્વતંત્ર ગ્રંથ વા ટીકા છતાં બાળાવબોધના નામે પણ ઓળખાય છે એ ફરી જણાવવું ઉપયોગી લાગ્યું છે. કારણ કે તે સમયમાં ગૂજરાતી ગ્રન્થોને બાલાવબોધ તરીકેજ ઓલખવામાં આવતા હતા. કર્ત્તાએ પોતે પણ બાળાવબોધજ સમયને અનુસરીને કહ્યો છે. જુઓ —

"यह ग्रन्थनुं नाम सम्यक्त्वपरीक्षानो बालावबोध जाणवो " એવું ગ્રંથકારે લખ્યું છે.

આપવામાં આવેલા ઉતારા પ્રાચીન પ્રતિયો પ્રમાણે અક્ષરે અક્ષર આપ્યાં છે.

### श्री सम्यक्त्व परीक्षामांथी गुजराती गद्य साहित्यना उतारा.—

अंदर आवेला मूल तथा प्रक्षिप्त संस्कृत श्लोकोना उतारा करवामां आव्या नथी, मात्र बालावबोध गुजराती टीकाज उतारवामां आवी छेः

'प्रणम्य' કહતાં પ્રણામ કરીને । તે સ્યા પ્રતિ ? ' पार्श्वनाथेशं. ' પાર્શ્વ નામા યક્ષ છે । શ્રી પાર્શ્વનાથ તીર્થંકર ભગવંતના શાસનનો અધિષ્ટાયક યક્ષ છે । તેહનું નામ

પાર્શ્વનાથ છે. નાથ તે યોગ ક્ષેમ કરણહાર છે. યોગ તે-અછતી વસ્તુનું પામવું; અને ક્ષેમ તે-છતી વસ્તુનું યત્નઇં કરીનેં રાખવું. તે બિહુ વસ્તુનો કરણહાર તે નાથ કહીઍ. તે પાર્શ્વ નામા યક્ષ તે નાથ છે. તે ભવ્ય જીવને જ્ઞાનદર્શન ચારિત્ર માંહિં જે કોઇ વિઘ્ન ઉપજે તેહને ટાલવેં કરીને, તે યક્ષ પાર્શ્વનામા યોગક્ષેમ કરણહાર છે, તે માટે યક્ષને પણ પાર્શ્વનાથજ કહીએ. તેહનો ઇશ તે શ્રી પાર્શ્વનાથ ભગવાન્ તીર્થંકરને પાર્શ્વનાથેશ તે પ્રતિ પ્રણામ કરીને, તથા 'गुरुणां चरणांबुजं' કહતાં ગુર્વાદિના ચરણકમલ પ્રતિં પ્રણામ કરીને તથા 'भव्यजीवोपकाराय' કહતાં ભવ્ય જીવને ઉપકારને કાજે,-सम्यक्त्वबोधो वितन्यते' ક૦ સમ્યક્ સમ્યકત્વ કહીએ તેહનો બોધ ક૦ જ્ઞાન કહીએ. વિસ્તારિએ છે એટલે જિમ બાલકને બોધ થાય તિમ વિસ્તારીસું. એહ અન્યનું નામ સમ્યકત્વપરીક્ષાનો બાલાવબોધ જાણવો. તેહ બાલાવબોધ વિસ્તારીસું. જિમ બાલકને બોધ થાય, થોડી બુદ્ધિના ધણીને પણ જ્ઞાન થાય, તિમ વિસ્તારીએ છે, એહ ભવ્યજીવના ઉપકારને કાજે, એહ શ્લોકાર્થઃ એહ શ્લોકનો ભાવાર્થ લિખિએ છે. જે સમ્યગ્દષ્ટિજીવ હોએ, તે પહલેં લક્ષણેં કરીને ઓલખાએ, તે સમ્યગ્દષ્ટિના લક્ષણાદિક કહીસું. જે લક્ષણેં કરીને મિથ્યાદષ્ટિ જીવ ઓલખાય તે મિથ્યાદષ્ટિના લક્ષણ કહીસું. પ્રથમ તો, મિથ્યાત્વના ભેદ કહવા. જેહ મિથ્યાત્વવંત હોએ તેહ મિથ્યાદષ્ટિ જીવ કહીએ. તેહથકી વિપરીત તે સમ્યગ્દષ્ટિજીવ જાંણવો. એ સર્વે વ્યવહાર નયની અપેક્ષાઈં જાણવું. વ્યવહારનય છે તે બલિષ્ટ છે, જે માટે અયં સાધુ :, ઇયં સાધ્વી, અયંશ્રાવક, ઇયંશ્રાવિકા ઇત્યાદિક જે તીર્થનો વ્યવહાર પ્રવર્તે છે, તે સર્વ વ્યવહારનયની પ્રવૃત્તિ જાંણવી. જેણઈં વ્યવહાર ન માન્યો તેણેં તીર્થનો ઉચ્છેદ કર્યો. यदुक्तं नियुक्तौ × × × તે કારણ માટે વ્યવહારનય તે બલિષ્ટ છે. જે વ્યવહારનયઇં પ્રવર્ત્તતા સાધ્વાદિક સંઘને ભક્તિ; બહુમાનતા કરયેં, તેહને મહાનિર્જરા પુણ્યાનુબંધિ પુણ્ય પ્રવૃત્તિ બંધાય. તેહ સંઘનું મૂલ કારણ તે સમ્યકત્વ છે. તેહ સમ્યકત્વ તો પરિક્ષાઈં કરીનઇં જણાય. તે સમ્યકત્વની પરીક્ષા તો આગમનેં અનુસારેં થાય' તે આગમ તો પરંપરા થકી જણાય ! यदुक्तं श्री अनुयोगद्वारे—× × × તે માટેં શુદ્ધ પરંપરાગત આગમથકી સમ્યકત્વની પરીક્ષા કરવી. તેહ સુદ્ધ પરીક્ષા કરીનેં, શુદ્ધ સમ્યકત્વ હોએ, તેહ અંગીકાર કરવું. પણ કોઇના મન ઉપર પક્ષાપાત રાખવો નહીં. જેહ સાચી વસ્તુ હોય તેહ આદરવી. વલીને મનુષ્યપણું દુર્લભ છે. અત્ર વલી શ્રદ્ધા પરમદુર્લભ છે. यदुक्तं श्री उत्तराध्ययनसूत्रना त्रीजा अध्ययननं विषें—× × × એહ ગાથાનો અર્થઃ—

'आहच्च' કહતાં કદાચિત્ કોઇક દિને 'सवणं' ક૦ સિદ્ધાંતનું સાંભલવું 'लहुं' ક૦ પામીને સિદ્ધાંતની આસ્તા ઉત્કૃષ્ટું દુર્લભ દુખે પામ્યું જાએ. મનુષ્યપણું દુર્લભ છે; સૂત્ર સિદ્ધાંતનું સાંભલવું, તેહ પણ દુર્લભ છે. તેહ થકી આસ્તા ઘણુંજ દુર્લભ છે; જે સૂત્ર સિદ્ધાંત સાંભલીને પણ, જેહ હઠ કદાગ્રહ મૂંકવો તે ઘણુંજ દુઃકર છે; તે હતો શ્રીગૌતમ સ્વામી સરખાં હોએ તેહજ મુંકયેં. જે સિદ્ધાંત સાંભલીને અંગીકાર કરયો તેહસ્યાં પ્રતિંતો. તપસ્યા બારભેદઇં ક્ષમા તે ક્રોધનો વિનાશ કરયેં ૭ કાયના જીવની હિંસા વર્જે. એહ સિદ્ધાંત સાંભલીનેં ચારિત્ર તત્કાલ ચારિત્ર અંગીકાર કરયેં. એહ ગાથાર્થઃ

## अंतना थोडाक भागनो उतारो

'इत समाप्तौ' ક૦ એહ ગ્રન્થ સંપૂર્ણ થયો, તે 'चतुरधिकारे ક૦ ચ્યાર

અધિકારી કરીને સંપૂર્ણ થયો, પ્રથમ મિથ્યાત્વનો અધિકાર ૧. બીજો સમ્યક્ત્વના સ્વરૂપનો અધિકારઃ ત્રીજો નયપ્રમાણનો અધિકાર ૨૦.ચોથો સમ્યક્ત્વ સ્થિરકરણનો અધિકાર ૪. એહ ચ્યાર અધિકારઇં કરીને ચોથા અધિકારનઈ વિષે સમ્યક્ત્વ સ્થિર કરવાને અર્થઇ ચૈત્યને નિષેધ કરયેછઇ. જે ચૈત્ય કહતાં શ્રી વીતરાગની પ્રતિમા કહીએ. તેહના નિષેધના કરનારાનું સ્વરૂપ દેખાડીને શ્રી વીતરાગ ભગવંતની પ્રતિમાની પરીક્ષાઃસોનાની પેરી કરવી જમક-(જેમકે) ઘસ્યે ૧, છેદન સોનાને છેદી જુએ ૨, ત્રીજી પરીક્ષા આગમાંહિ તપાવી જુએ ૩,ચોથી પરીક્ષા આગમાંહિ થકી કાઢીને કૂટયે અને ભાગી જાએ નહીં ૪. તમજ-(તેમજ) શ્રી વીતરાગની પ્રતિમાની પણ ચ્યાર પરીક્ષા કરવી. × × × × × × ૧૩૬. શ્લોકાંક.

અથ ગુરૂ પરંપરાની પ્રશસ્તિ લિખીએ છે. જે સિદ્ધાંતના અર્થ પરંપરા ગત હોય, તેહ સત્ય જાણવ્યા, તેહજ ગુરૂની પરંપરા જે જે, તેહ સમ્યક્ત્વનું મલ કારણ છઇ. તેમાટે ગુરૂપરંપરાની પ્રશસ્તિ લિખવા યોગ્ય છે. × × × ૧૩૭

'**शाके**' ક૦ શ્રી શાલિવાહન રાજાઇં પ્રવર્ત્તાવ્યો જે શાકે સંવચ્છર સંવત્ ૧૬૭૯ ના વર્ષે, એટલે સંવત્ ૧૮૧૩ ના વર્ષે જ્યેષ્ટ માસને વિષે વીર વિક્રમાદિત્યના સંવચ્છરને વિષે એહ ગ્રન્થ સંપૂર્ણ થયો. ૧૪૨ આર્યાર્થઃ

'**शुक्लपक्ष त्रयोदश्यां**' ક૦ શુક્લપક્ષને વિષે શુદને વિષે શુદ તેરસીને વિષે સગ્રંથઃ '**समाप्तोयं**' ક૦ એહ પ્રત્યક્ષગતઃ સમ્યક્ત્વપરીક્ષારૂપ ગ્રન્થ '**समाप्तः**' સંપૂર્ણ થયો. સાધુ ભાનુવિમલના આગ્રહ થકી એહ ગ્રથ કર્યો. '**बालावबोधो**' ક૦ બાળકને અવબોધનું કારણ છે..જે ભવિ મોક્ષગામી જીવને તો સુખનો કરનાર્યો એહ ગ્રંથ છે. કદાચ કોઈ અરૂચિ જીવને, એહ ગ્રંથ દુઃખદાયી પણ હુવ્યે, તેહના દોષને ઉદયઈ કરીને. પણ એહ ગ્રંથનો દોષ ન જાણવ્યો. જ્યો ઉત્તમ જીવને સુખદાયી છે, તો મહા કલ્યાણનું કારણ છે. ૧૪૩ આર્યાર્થઃ

જે કાંઇ સિદ્ધાંત-શ્રી આવશ્યક પ્રમુખ સિદ્ધાંત થકી જે કાંઇ વિરૂદ્ધ લિખાણ્યું હોએ, ઉપયોગ રહિત પણે કાંઇ વિરૂદ્ધ લિખાણું હોએ, તે શોધજ્યું, પંડિતઈ, એહ ઉપગાર કરજ્યો. પંડિત તેહનઈજ કહીએ, જે પરઉપગાર કર્યે ! મુઝને જે દુઃકૃત જે પાપ જે ઉત્સૂત્ર કાંઇ અણુપયોગઇં લિખાણ્યું હોએ, તેહનું જે પાપ ફોકટ અસ્તુ ફોકટ થાજ્યો. જે ઇહાં ગ્રંથને વિષઇ જાણીને તો સિદ્ધાંત વિરૂદ્ધ લિખ્યું નથી, પણ અજાણતાં કાંઇ લિખાણ્યું હોએ તો તેહ વિચારીનઇં શોધજ્યો, પંડિત હોય તેહ! મુઝને તો મિચ્છામિ દુક્કડ હોજ્યો! મંગલમસ્તુઃ ૧૪૪ આર્યાર્થ.

ઇતિ શ્રી સમ્યક્ત્વ પરીક્ષા સમાપ્તા. સંવત્ ૧૮૧૪ના વર્ષે ફાગુણ વદિ (ઉકલ્યું નથી.) વાર બ્રૃહસ્પત દિને લિખિતં. શ્રી નૌરંગાબાદ મધ્યે. શ્રી રસ્તુઃ શ્રી.

**श्रीदेवचन्द्रजीकृत चोवीशीना बालावबोधमांथी थोडोक उतारो.-श्रीदेवचन्द्रजी विक्रमना १८ मा सैकाना छेक अंतभागमां विद्यमान् हता.-आ चोवीशी पोते गूजराती पद्यबंध रचेली छे अने तेउपर बालावबोध पण गूजरातीमां श्रीदेवचंद्रजीएज करेलो छे. ×**

× આ પુસ્તક હાલ વિજાપુરવાળા શા. સુરચંદ સ્વરૂપચંદ તરફથી છપાઈ પબ્લીશ થયું છે.

पीठिकामांथी थोडोक उतारो—

એ સંસારી જીવ દેવતત્ત્વ ગુરૂતત્ત્વ અને ધર્મતત્ત્વની ભૂલે અનાદિનો સંસાર ચક્રમાંહે ભમી રહ્યા છે. શરીર ઇંદ્રિય સુખ પરિગ્રહ તેને હિતકારી માન્યા છે, અને પોતાનું આત્મસ્વરૂપ અનંતાનંદમય વિસારી મૂક્યું છે, તે સંભારતોજ નથી પણ સંજ્ઞી પંચેંદ્રિયપણું પામીને જો પોતાનો શુદ્ધ ધર્મ તથા શુદ્ધ ધર્મના કારણ સેવે નહીં તો આત્મા સ્યાત્ સ્વસંપદા કેમ પામે ? તે માટે ઉપકારી જગત્હીતકારી શ્રીવીતરાગ પરમાત્મા પરમપુરૂષોત્તમ એવા શ્રીઅરિહંતની સ્તવના તથા સેવા કરવી. પણ રાગવિના પ્રભુની સેવના થાય નહીં તે કારણથી પ્રથમ શ્રીઋષભદેવજીની સ્તવના કરતાં શ્રીવીતરાગ ઉપર પ્રીતિ કરવી. તે રીત કહે છે. પ્રથમ ધર્મના ચાર આચરણ કહ્યાં છે. ૧ પ્રીતિ, ૨ ભક્તિ, ૩ વચન, ૪ અસંગ. તેમાં પ્રીતિનું લક્ષણ ષોડશક ટીકાથી જાણવું × × × ×

अंतभागमांथी उतारो—

એટલે એ ચોવીસ સ્તવન થયાં. પોતાના જાણપણા પ્રમાણે પરમેશ્વરની ગુણગ્રામે સ્તવના કરી તેમાંહે જે યથાર્થ તેહ પ્રમાણ અને અયથાર્થનું મિચ્છામિ દુક્કડં. ગીતાર્થે ગુણ લેવો, દોષ તજવો, મેં ભદ્રકતાયે એ રચના કરી છે મોહટા પુરૂષે ક્ષમા રાખી ગુણ લેવા. ૭ ઇતિ મહાવીર જિન સ્તવનં. ૨૪.

कलशरुप पचीशमां स्तवनमांथी—

શ્રીરિષભદેવથી માંડીને માહાવીર પર્યંત અવસર્પિણી કાલે શાસનના નાયક, ગુણરત્નાકર, મહામાહણ, મહાગોપ, માહાવૈદ્ય, એહવા ચોવીસ તીર્થંકર થયા, તેહને 'गाइयें' કહેતાં ગુણગ્રામ કરીયેં, અને પોતાના તત્ત્વસ્વરૂપને ધ્યાયીયે તેહને ધ્યાવે, તત્ત્વની એકાગ્રતા પામીયેં તેહથી પરમાનંદ અવિનાશીપદ પામીજે. વળી અક્ષય અવિનાશી એહવું ક્ષાયિક જ્ઞાન, તે'अनुप' કેતાં અદ્ભૂત પામીજે. ૧ ઇતિ પ્રથમ ગાથાર્થઃ

आंहीना प्रदर्शनमां एक प्राचीन गुटको अमारा तरफथी मूकवामां आव्यो छे तेमां 'खंडाजोयणविचार' अर्थात् 'जंबूद्वीपनो किंचित्मात्र विचार' तथा बीजो 'तेत्तीशबोलनो थोकडो' एवा बे ग्रन्थो गद्यबन्ध लखेलां छे तेमांथी 'खंडाजोयण विचारमांथी' केटलाक उतारा मूकुंछुं. ए 'खंडाजोयण विचारमां' जूदा जूदा विचारना दशद्वार–खण्ड आपवामां आव्या छे तेमांथी बे त्रण नाना द्वारनाज उतारा आप्या छे.—

કહિતા જંબૂદીપમાહી ૪૬૭ કુટ છે. તે કિમ ? ૩૪ દીર્ઘ વૈતાડ ઉપર વિજય પ્રમુ ગજદંતા નીષડ નીલવંત ઉપરે માલવંત ગજદંનો મેરુ પર્વતને વિષઇ એતલે ૩૯ પર્વત ઉપર નવ નવ કુટ છે. એવં ૩૫૧ થયા. ચૂલ હેમવંતઃ સિખરી એ બેહુ પર્વત ઉપર ગ્યારા ગ્યારા કૂટ છે, એવં ૨૨ થયા. ૧૬ વખારા પર્વત ઉપર ચાર ચાર કૂટ, છે મે માનસ ગંધ માદન એહ બિહૂં ગજદંતા પર્વત ઉપર સાત સાત કુટ છે. રૂપી મહા હેમવંત પર્વત ઉપર આઠ આઠ કૂટ છે. એટલે ૬૧ પર્વત ઉપર સર્વ ૪૨૭ કુટ છે. ઇતિ પાંચમો દ્વાર સંપૂર્ણ ૫.

'તીર્થ, કહિતા જંબૂદીપ વિષે ૧૦૨ તીરથ છે. તે કિમ? એક એક બીજને વિષે તીન તીન તીર્થ છે, તેહના નામ માગધ ૧, વરદામ ૨, પ્રભાસ ૩, એવં સર્વ ચૌતીસ વિજય કરીને ૧૦૨ તીર્થ છે. ઇતિ ષષ્ટમદ્વાર સંપૂર્ણ. ૬.

'સદ્ધી' કહિતા જંબૂદીપ માહે ૧૩૬ શ્રેણુ છે, તે કિમ? એકેક વેતાડ પર્વત ઉપર ચારચાર શ્રેણુ છે એ હવા ચૌતીસ છૈ વૈતાડ કરીને ૧૩૬ શ્રેણુ છે. ૨ શ્રેણુ વિદ્યાધરાની છે. ૨ શ્રેણુ અભિયોગી દેવતાની છે, ૧૦ જોજન ઊચા જાઇએ તિહા વિદ્યાધરાની શ્રેણુ છે ૧૦ જોજન ઊચા જાઇએ તિહા અભિયોગીયાની શ્રેણુ છે. સપ્તમોદ્વાર સંપૂર્ણ. ૭ × × ×

ઇતિશ્રી ખંડા જોયન સંપૂર્ણ. સંવત ૧૬૫૧૨ (એકાવન કે એકાણુએ બરોબર ઉકેલી શકાયું નથી.) ચૈત્રવદી ૧૨ ગુરૂવાર લિપતમ્ ગુસાંઇ ગંગારામ રામનએદ ઉપાશ્રે મધ્યે પઠનાર્થ લખ્યા મલ્લઓસવાલ પસસૂર મધ્યે. શુભં. કલ્યાણ ભવતિ.

**टवाओना उतारा टवाओ केवी रीते लखाय छे ते जोवा माटे एक मूल श्लोक आपी ते उपरनो टवो, अने वाकीना टवाओ विनाश्लोके आप्या छे. कारण मात्र गद्यात्मक गूजरातीज अत्रे जणाववानी जरुर छे. श्रीयशोभद्रकृत श्रीवंगचूलिया अध्ययन उपर आ टवो भरवामां आवेलो छे अने तेनी मत पण प्रदर्शनमां जोवा माटे मूकवामां आवेली छे कई सालमां टवो भरायो ? कोणे भर्यो, ? ते कांइ प्रति उपर जणाववामां आव्युं नथी.—**

ટબોઃ—

ભક્તિનો સમોહ કરીને પ્રધાન દેવતાના મસ્તકેં મુગટ તેહની આભા—
નમ્યા દેવતા મનુષ્ય, કાંતિકિરણે રચિત સોભિત;

**मूलः——भत्तिभरनागियमुखर, सिरिसेहरकिरणरईयससिरियं:**

ટબોઃ—

એહવા શ્રી વીરનાં ચરણુ કહીસ હું શ્રુતહેલનાંણી
કમલપ્રતે. નમીને, ઉતપતીઃ ૧૦

**मूलः——नमिउ श्रीवीरपयं, वुत्थं सुयहीलगुप्पीत्त.** [1]

માત્ર ટબોઃ—

શ્રી વીરના નિર્વાણુથકી વીસમેં વરસે, શ્રીસુધર્મા સ્વામીનો નિર્વાણુ થયો; તિવાર પછી ચુંમાલી વરસે સિદ્ધ પાંમ્યા શ્રી જંબુ સ્વામી છેલ્લા કેવલજ્ઞાની ૨. તિવાર પછી અગ્યાર વરસેં. શ્રીપ્રભવસૂરી સ્વર્ગે ગયાં મહાજસનું ઘર એહવાં; ત્રેવિસ વરસે શ્રી શય્યં. ભવ સ્વામી સ્વર્ગેને વિષે પોહતાં. ૩. તેહના સીષ્ય જસોભદ્ર સૂરિ ગુરૂ તે કેહવા, તે શ્રી સિધં ભવસૂરીનાં શિષ્ય કેહવા છેં? આગમના જાંણ છેં; શ્રીજસોભદ્રસૂરી પ્રથવીને વિષે વિહાર કરતાં, સાવત્થી નગરીનાં કોષ્ટક નાંમેં ઉદ્યાનેં સમોસરયા. ૪. શ્રી ભદ્ર બાહૂ સ્વામી સંભુતવિજય એ બેં શ્રી જસોભદ્રના શિષ્ય, દ્વાદશાંગી દ્વાદશાંગીના ધરણુહાર; સદા કાલે

1 सप अने भव, सयंभव, स्वामी.

પામે નિરંતર નિત્ય ગુરૂની સશ્રુષા, સેવાના કરણહાર. ૫. હવે શ્રીભદ્રબાહુનાં સીષ્ય, મિથુલા નગરીઇ શ્રી અગ્નિદત્ત નામા તે મીથુલા નગરીનાં, લક્ષ્મીવન નામા ઉદ્યાનને વિષે, પ્રતિમાઈ રહ્યા તિહાં તપ ઉચરે. ૬૦ એહવે સમે બાવીસ પુરૂષ, ગોઠીલ ભેગા થઇને મદ્ય માંસના આહાર કર્યાથી પરવસ થયાં થકાં; કામલતા નામે ગણીકા તેહને વિષે રક્ત થયાં થકાં, વિચરે સદા કાલ ઉદ્યાનને વિષે. ૭ તિહાં સાધુ અગ્નિદત્ત પ્રતિમાંઇ રહ્યા છે તેહને દેખીને ૨૨ પુરૂષ મદ્ય માંસે કરીને અધ થકા પાપના કરનારા, અની તીખા શસ્ત્ર હાથમાં લેઇને, સમકાલે સાધુને હણવા દોડયા. ૮

अंतभागमांथीः—

હવે અગ્નિદત્ત સાધુ, ફરીને પુછે ગુરૂના કહ્યા પ્રમાણે; હે આર્જ ! કહો તે, શ્રુતહેલનાં કિવારે થાસ્યે, એમ પૃછયું ૧ તિવારે કહે છે જસોભદ્ર સુરિ, શ્રુતને ઉપજોગે કરીને હે અગ્નિદત્ત મુંનિ ! મોટા ભાગ્યનાં ધણી ! સાંભલો તે, શ્રુતહેલનાનો ઉદય. ૨ શ્રીવીર પ્રભુ નિર્વાણથી બિમેં એકાણું ઉપરે અધિકતે વર્ષે સંપ્રતીનામે રાજા જિન પડિમાં ભરાવશે ૩ તિવાર પછી સોલસેં નવાણુ વર્ષ પછી શ્રુતહેલનાં થાસે દુષ્ટ વાંણીયા અપમાન કરસે ૪. તે સમયે અગ્નિદત્ત ! સંઘને શ્રુતરાશી નક્ષત્ર; આડત્રીસમો દુષ્ટગ્રહ, ધુમ્રકેતુ નામે બેઠો ૫ તેહની થિતિ ત્રિણસેં તેત્રિસવર્ષ એક રાશિ ભોગવસે; તીવાર પછી સંઘનો તથા શ્રુતનો ઉદય થાસે ૬. એમ શ્રી જસોભદ્ર ગુરૂનો વચન સાંભળીને મુંનિ વૈરાગ પાંમે; પ્રદક્ષાના દેઇને, વારંવાર તે વંદના કરે. ૭. એ આચાર્જને પૂછીને, સુગુરૂ ભદ્રબાહુ સંભુતવિજયને પૂછીને; સંલેષનાં કરે, તે અગ્નિદત્ત સાધુ ( ગયો પ્રથમ કલ્પે ). ૮. એ શ્રુતહેલનાનો ઉપાયુરલ સઘલા ફલ જાણીને; જસોભદ્રવચને જિન ધર્મને વિષે દૃઢ ચિત્ત કરે. ૯. ઇતિ શ્રી વંગ ચુલિયા અંધયન સંપૂર્ણ.

**श्रीचन्द्रसूरिकृत श्रीलघुसंग्रहणी, उपरनाटबाना उतारा.** आग्रन्थनी त्रण मति मने प्राप्त थई छे, अने ते त्रण मतिना उपर जूदी जूदी जातना टबा भरवामां आवेला छे जेथी ते त्रण प्रातिना टबानो उतारो अत्र आप्यो छे. जेमांनी एक साचित्र प्रति अत्रे प्रदरशनमां मुकवामां आवी छे. त्रण प्रतिना टबाना उतारा लेवाथी विस्तार वधी पडे माट मात्र शरुआतना थोडांक श्लोकनांज टबा अत्रे उतार्या छे.

प्रदरशनमां मुको छे तेनो उतारो—

નમસ્કાર કરીનઇ અરિહંતસિદ્ધાદિક સર્વનઇ 'આદિ'થી સાધુ લેવા 'સ્થિતિ' કહતાં આઉખું ,ભવન' ૬૦ ઘર સરીર પ્રમાણુ એ સર્વ પ્રત્યેકિ ૨. દેવતાનું અને નારકીનું દ્વારે એતલા બોલ કહ્યા. મનુષ્ય અને તિર્યંચનાં ઘરપાપે એહુને ઘરનુ વાસ અસ્થિરવતી. ૧

એ પવોક્ત બોલના ઉપપાત વિરહ એક સમય કેટલા ઉપજ, આનિં એક સમય કેટલા ચવઇ તેહનું વિરહ બોલીમ પછિં ગતિ આગતિ ૮. હિવે પ્રથમ આઉખાનું દ્વાર કહે છે. દસ સહસ વર્ષનું આઉખું ભવનપતિની જઘન્ય સ્થિતિ કહી ૨

ચમરેંદ્રનું સાગરોપમ ૧ આયુ, બલેંદ્રનું સાગરોપમ ઝાઝેરો. ચમરેંદ્રની દેવીનુ આ-

ઉણું ત્રણ પલ્યોપમનું. બલેંદ્રની દેવીનું સચ્ચાચાર પલ્યોપમ આઉખું. શેષ થાકતી નવનિકાયનું આઉખાનું કહિ છઇ. ૩

દક્ષિણ શ્રેણિના દેવને દોઢ પલ્યોપમનું આઉખું. ઉત્તર શ્રેણિના દેવને બે (પ) લ્યોપમ કાંઇક ઉણું આઉખું કહ્યું. તેહ દક્ષિણ શ્રેણિના દેવની દેવીનું અર્દ્ધ પલ્ય. ઉત્તર શ્રેણિની દેવીનઇ કાંઇક ઉણું એક પલ્યોપમ આયુ. ૪.

### बीजी मतिना टबना उतारो--

નમસ્કાર કરીને અરિહંતાંદિ પંચ પરમેષ્ટપ્રતે, 'સ્થિત' આયુઃ કેહસ્યુઃ 'ભવન' ગૃહ કેહસું. આવગાહના દેહમાન કેહસું પ્રત્યેક પ્રત્યેકે દેવતાને નારકીને 'ચુત્થ' કેહતાં કેહસું. નર મનુષ્યને તિર્યંચને ભવન વિના શેષદ્વાર કેહસ્યઃ ભવન નહી કહીઇ, અસ્વાસ્વતા માટેં ૧

ઉપજાવાનો વિરહકાલ ૪, ચવવાનો વિરહકાલ ૫, એક સમયે ઉપજવાની સંખ્યા ૬, એક સમયે ચ્યવન સંખ્યા ૭, ગતિ ૮, આગતિ ૯, એહ ૩૪ દ્વાર કેહસ્યૂં. હવે પ્રથમ દેવતાનો સ્થિતિ દ્વાર કહે છે. દસહજાર વરસ ભવનપતિ દેવતાને જઘન્યપણે દશ હજાર વરસ સ્થિતિ આઉખાની હુઈ ૨.

દક્ષિણ દિશિના અસુરકુમાર ચમરેંદ્રનું એક સાગરોપમનૂં આઉખુ હુઇ, અને ઉત્તર દિશના અસુરકુમાર બલિંદ્રનૂં એક સાગરોપમ ઝાઝેરૂં હઈ. તેહ ચમરેંદ્રની દેવીનૂં સાઢા ત્રિણ્ય પલ્યોપમનૂં આઉખૂં હુઇ. અને બલેંદ્રની દેવીને સાઢાચ્યાર પલ્યોપમનૂં આઉખૂં હુઈ. હવે ભવનપતિની શેષ નવનિકાયનું આયુ કહે છે. ૩

દિક્ષણ દિશના ભવનપતિ નવનિકાયના દેવતાનેં દોઢ પલ્યોપમનૂં આઉખૂ હુઇ અને ઉત્તર દિશિના ભવનપતિની નવકાયને ઉણા બે પલ્યોપમ આઉખૂ છે, અને ઉત્તર દિશના દક્ષિણ દિશના નવનિકાયની દેવીનૂં અર્દ્ધ પલ્યોપમનું આયુ છે ઉત્તર દિશના નવનિકાયની દેવીને ઉણું પલ્યોપમ આયુ છેં. ૪

### त्रीजीमतिना टबानो उतारो--

'नमिउं' કહેતાં નમસ્કાર કરીને અરિહંતસિદ્ધ આચાર્ય ઉપાધ્યાયાદિકનઈ, દેવતાદિકની સ્થિતિ ૧, દેવતાદિકના ભવન કહસ્યૂં ૨, દેવતા નારકી મનુષ્ય તિર્યંચની દેહમાન કહિસ્યૂં ૩. પ્રત્યેકે ૨ દેવતાનો (ઉકલી શકતું નથી તેથી મૂલ આપ્યું છે-**सुरनारयाणवुत्थं** સુર અને નારકીની) સ્થિતિ કહિસ્યું. મનુષ્ય તિર્યંચના ટાલીને ભવણ કહિસ્યૂં. ૧

ઉપપાત વિરહ ૧, ચવણવિરહ કહિસ્યૂં ૨, એ કે સમય ઉપપાત સંખ્યા ૩, એક સમે ચવણ સંખ્યા પ્રત્યેકે ૨ કહિસ્યું. ગતિ કહિસ્યૂં. આગમણ કહિસ્યૂં ૮. દસસહસ ૧૦૦૦૦ વર્ષ આઉખું દસે ૧૦ પ્રકારેં ભવનપતિનું જઘન્ય સ્થિતિ કહી. ૨

ચમરેંદ્ર ૧ સાગરોપમ આઉખો કહેં ૧. બલેંદ્રનો એક સાગરોપમ સાધિક આઉખૂં. તીમાં ચમરેંદ્રની બલેંદ્રની (દેવીનો) આઉખો ચમરેંદ્રની દેવીનો પલ્યોપમ ૩ આઉખો ૧. બલેંદ્રની દેવીનો સાઢાચ્યાર ૪ાા પલ્યોપમનો આઉખો. શેષ થાક્તા ધરણેંદ્ર પ્રમુખ નવનિકાયનો આગલિ કહિસ્યૂં. ૩

મેરૂ થકી દક્ષણ શ્રેણિ નવનિકાયાના દેવ ૧ાા પલ્યોપમનો આઉખો. મેરૂ થકી

ઉત્તર શ્રેણિના ભવનપતીયોંનો ૨ બેં પલ્યોપમ ઓછો દેસ એ કંઇ કહ્યો. તિયાં દક્ષણ શ્રેણિ ભવનપતીનો ડઢ પલ્યોપમનો આઉખો. તિયાં ઉત્તર શ્રેણિ ભવનપતી દેવીનો દસે ઉણો પલ્યોપમનો કહ્યો. ૪

(આ ત્રણે પ્રતિઓના ટબાની ભાષામાં ભિન્નતાપણું છે. તે જાણવામાં આવે એટલા માટે ત્રણેના ઉતારા માત્ર ચાર ચાર શ્લોકના ટબાના આપ્યા. મૂલ આપવા વિચાર હતો, પરંતુ વિસ્તારભયથી નથી આપ્યું.)

આ પ્રતોમાંની બેમાં ચિત્રો છે, જેમાંની એક ઘણા સારા ચિત્રોવાળી પ્રત અમે પ્રદર્શનમાં મૂકી છે, અને બીજી જે ચિત્રોવાળી પ્રત છે તેમાંના ચિત્રો પર કેટલાંક ગૂજરાતી ટુંકા વાક્યો ચિત્રોની સમજના આપ્યા છે તે પણ ભાષા જાણવા લાયક હોવાથી તેના કેટલાક ઉતારા ટાંકું છું.—

જંબૂદ્વીપ માંહેં ધ્રુવ તારા બેં છઇં કેતલેં ગ્રંથેં પૂર્વાચાર્યેં ચ્યારિ પૂર્વે કહ્યા છેં. પાપતીકા તારા ટુકડા તે ટુકડા ફરિ ને ફરિ ફિરતા રહઈ એ સ્થિતિ જાણવી સદા.

કરવતસ્યૂં વેહરઇ, ઘાંણી માંહેં પીલઇ, વ્યાઘ્ર ઉપસર્ગ સ્વાન પાઇ, કરમીયેં છેદેં રથ જોયરેં, અગ્નિ ઉપર ટેરઇ, ગૃધ્ર પંખી ચૂંટઇ, વેતરણી પાંણી પાવેં, સાલ્મલ્લ વૃક્ષ પત્રુાની પેરેં છેદેં, શિલા ઉપરિ ધોવેં, પગ્ર કગી છેદઈ, કુહાડેં કરી છેદઇ, લોહની પૂતલી ક્ષ્ન કરી મોવાવેં, ત્રિશૂલ ઉપરિ પરોવઈ.

પહિલી નરકેં સીમત ઉપ્રતર જોજન ૪૫ લાષ પ્રમાંણ તિહાં એટલી વેદના સહવી પરમાધામકની કીધી તે વેદના જાંણવી.

શૂલી ઉપરી ચાઢઇ.

સાતમી પૃથ્વી × × × × તિહાં મૂષી ઉપરિ સાઢા સોલહસાગરોપમ એકણ. પાસઇ સાઢા ૧૬॥ સોલ. સાગરોપમ બીજાઈ પાસે વેદના સહવી ઇતિ પ્રમાણ.

આ વિગતો નારકીના દુઃખ દેખાડનારા ચિત્રો પર આપેલી છે.

सभाशृंगार नामा सत्तरमा शतकना उत्तरार्द्धमां रचायेलाना अनुमान वालो ग्रंथ, जेमां कर्त्तानुं नाम जोवामां आव्युं नथी. मात्र नमस्कार उपरथी सत्तरमानो उत्तरार्द्ध होवानुं अनुमान थयुं छे. आ सभाशृंगार ग्रन्थ बहु रमूजी अने आनंद आपनारो छे तेथी अेना पण केटलाक उतारा अर्पुं छुं:—

મહોપાધ્યાય શ્રી લાવણ્યવિજય ગણિ ગુરુભ્યો નમઃ

છોડઇં, વૃક્ષ રોપઈં ધર્મ લોપઈં મૃગ વાઘચર્મ પહિરઇં, ધર્મ વિહરઇં, વલ્કાનિં કાજઇં વૃક્ષની ત્વચા ઊતારઇં, × × × ×

જિમ્યુ હાથિનો કાન, પિપલનું પાન, ગહિલાની સાન, નીચનું માન, ગુંગાનું ગાન, સંધ્યાનું રાગ, ભ્રમરીનું પાગ, માંકડનું વઇરાગ, જિસ્સા બહુબોલા માણસના બોલ, જિસ્યા સમુદ્રના કલ્લોલ, [4]વિજનો ઝબકુ, કમલપત્રિં જલનુ ટબકુ, ધ્વજાનુ અંચલ, તિસ્યુ સંસાર ચચલ છઈ. કિસી કુકલત્રિ, ચાલતી કઉચિ, સાચી અલચ્છિ, આમ કુટંબ ભંજક, પરચિત રંજક, વિપય પરિપુષ્ટ અતિહિ અનિષ્ટ, બોલતી મન ઉતારઇં, રિસઇં છોગ મારઇં, જીભઇં જવ દોલઇ, અલવિ અમંબદ્ધ બોલઇ, બગાઇ કરતી ગોદડું ગલઇ, ઘર વિત્રોડઈ, કરી બાહિર મિલઇ, બોલાતી બેસિ, હાથ ઘસિ, ફૂફતિ સાપિણી, ચાલતી બંતરી, પુણ્ય દ્વારતણી આગલ, નગરતણી ભાગલ, જિસી મિરિતણી ઉગટિ, મહા ધરિ બાલતી આગિ, જિમી દાધજવરની બહિન, ઇસી સંતાપ કારી' તો ર સંપજઇ નારી, જે જીવો પાપકર્મ ભારી, અનિ જુ હુઇ સુકલ ૩ જઇ પોતઇ પુણ્ય પવિત્ર, કિસી તે ? સુસીલા સદાચાર, ઉદાર સત્યવંતા, વિનયવતી, વિવેકવતી, બોલતી સુજાણ મધુર વાણી, દેવગુરતણઇ વિષઇ ભક્ત, ધર્મકાજિ આસકત, સહજિં સુલાવણ્ય, ઇસિ કલત્ર તો સંપજઇ જો પુનઇં પુણ્યઇં. × × ×

સાપ અનઇં પંખાલુ, કાન્વ અનિં કંટાલો, વરસ મેહ અનિં રાતિ અંધારી, કુહિરાબ અનિં માહિ કંસારી, જવની રોટી નિં કાલાં બોટી, અભાગણિ રાંડિ નિ ખાઈ માટી, કાલી નિં મશિ લાઇ ડાકિણુ નઇં રાઉલવાઇ, ઉખરલી ખાદિ નિં ડાભિ વણી, સાસૂ જૂઠી નિ નણદ ઘણી, વડપણ નઇ ફોફલ ધુંટ, અતીસાર નઇં આસણ ઊંટ, દુખ અનઇં ડાકિણી ખાધું, આગણઈ ફુઉ ને કુટંબ આંધું, વાંનર નઈ વીધી ખાધુ, આગિ નિય નિં નિધાન લાધુ, સાપણિ નઇં વ્યાઈં, ઘરમઇ ખાવા નહીં થાઇ, કાલી નઇ રીસાલી, વાંઝીણી નઇ ત્તરપા બોલી, મરડીક ને શ્લેષમણી. + + + ×

### अंतभागमांथी रथ वर्णनः—

અથ રથ વર્ણન—ચપલ તુરંગમ [1]જુતા, સુખઇ સુભટ ચાલઇં, માહિં બઇઠા નઇં જતા, છત્રીમ દંડાયુધે ભરીયા, વાયુ વેગિ સાંચરીયા, ધડહડારી ધરામંડળ ધમોલિ, રજમાંહિ રવિબિંબ બોલઇ, ઉપરિ ધ્વજ લહલહઇ, જાણે દેવ સંબંધીયા વિમાન ગહગહઈ, ઘૂઘરિ ઘાંટ વાજિ, વયરીના ભડવાય ભાજઇ, મર્તિવંત હેમવામનો રથ, ઇસ્યા અનેક સાંચરીયા રથ. * ઇતિ શ્રી રથ વર્ણનમ. ૭.

### पाक्षिक आलोयण विधि ग्रन्थ पंदरमा शतकना पूर्वार्द्धमां लखायेलो—भाषा उपरथी अनुमान—आमां पण कर्त्तानुं नथी, कारणके 'पाक्षिक अतिचार' छे, × × मात्र पंदरमा शतकनी भाषाना नमूना रुपे अत्रे टांक्यो छेः—

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! ચઉમાસિયં આલોઉં ? ચઉમાસિ પડિલેહણ કીધી જ્યાં કાંઇ રહી વીસરી હુઇ તઉ મિચ્છામિ દુક્કડં । ચઉમાસિ મહિ જ્ઞાનાચારિ—काले विणए बहुमाणु, वहाणे तहय होइ निन्हवाणेः वंजण अत्थ तदुभए, अट्ठविहो नाण आयारो. १. કાલિન્તિ—વેલાં અણોઝઈ ભણ્યા વરિયાવહી અણુપડિક્કમી, અણુપડિલેહી ભૂમિકાં સિદ્ધાંત

૧ નકારી શ્રી ' ૨ ' લે ' હોવું જોઈએ ૩. સારીસી. ૪ વિપે. ૫ કાંટાયુક્ત ૬ સરદી—ડંડી અને નલી ગ્લેષ્મ—સલેખમવાળી

૧ જોડયા. * આમાં ઘણા વાક્યો એવી સુંદરતાથી રચવામાં આવ્યા છે કે જાણે ગદ્ય-કાવ્ય ના હોય ? અર્થાત્ ગદ્ય છતાપિ કાવ્ય જેવું માધુર્ય અંદર સમાયું છે.

વાંચિઉ, ભણિઉ, ગુણિઉ, અનેલાં સૂત્રપોરિસિ અર્થપોરિસિ કીવી, વેલાં ન કીધી. **વિણ-યત્તિ**-આપાણા જાત્યાદિ અહંકાર તઉ ગુરુ રહઇ વિનયુ વેયાવચ્ચુ કરતાં હાથુ પગુ સાસુ લાગઉ, આલાપિ સલાપિઉ ન કીધઉં, થાદિ મધરી ગુરુ ગુરુણી તણી અવલેહણા આસાતના કીધી, આસણિ ઉપગરણિ પગુ લગાડિઉ, વેયાવચ્ચુ કરતાં હાથુ પગુ સાસુ લાગઉ, આલાપિ સંલાપિ ઇચ્છામણિ સમાસણિ અંતરભાસાં કરી દોષુ ઉપનઉ, ઉવડાં-તણુઉ વચનુ વાલિઉં, વડાં ઉપરિ સ્પવના કીધી, વડાતણા આદેસ પાખઇ નિયમુ અભિગ્રહુ લીધઉ, પચ્ચક્ખાણુ પડન પાડન વિહારાદિક કુકાજ કીધાં, વડાતણુઉ આધઉં પાછઉં બો લિઉ, આપાત્રુ ભણાવિઉં, પાત્રુ ન ભણાવિઉં વિનય પાખઇ વાંદણઇ ખમાસમણિ અણુ દીધઈં સૂત્ર અર્થુ પૂછિઉં. × × × × × × × × × ×

**अंत भाग**--

શ્રીવીતરાગિ જે નિષિધ્યાં કાર્ય તે કીધાં, મહાત્માયોગ્ય જે કરણીય તે કીધાં નહીં, આગમવચન સદ્દહિયા નહી, અથવા વિપરિત્ત પ્રરૂપિયાં હુઈ, એવં જ્ઞાનદર્શન ચારિત્ર તપવીર્યાચાર માહિ જં આલોઉં ન આલોઉં તસ્મ મિચ્છામિ દુક્કડં. સવ્વ સવિ પાક્ષી૦ ઇતિ પાક્ખિક આલોચન વિધિ ।છા પ્રત્યક્ષ ગણુન્યા શ્લોકાઃ સાર્દ્ધ પંચાશતપર.

**आ विना एक प्रति 'आंचालियागच्छनी चर्चा संबंधिनी' मली आवी छे. तेमां ग्रंन्थनुं नाम आपवामां आव्युं नथी, मात्र चर्चारुप कोइके लखेलो छे ते-मांथी सहज उतारो आपीश.—**

અથ નિષ્કપતચિત્તિ, શ્રીપૂજ્યની આગ્ના ધરતા થિકા શ્રીપૂજ્યનઈં પ્રશ્ન કીજીઇ છઇ. સંવત્ ૧૧૬૯ અગ્યારિસિં ઉનગુહુત્તરિ અંચલપક્ષની ઉત્પત્તિ વિધિપક્ષ ઇસિઉં નામ સ્થાપના હવી. અનેરા મુખ વસ્ત્રિકા સ્થાપક સકલ ગચ્છ અવિધિયાલઈં, અવિધિ પ્રરૂપઇ છઇ. અંચલ-ગચ્છીય ગીતાર્થ સુદ્ધ વિધિમાર્ગ સ્થાપક, એ આત્મીય ગચ્છની વચન કલ્પના, તત્રાર્થે પ્રશ્ન એ અંચલપક્ષનુ ધર્મ ૧૧૬૯ પ્રવર્તિઉ તાં પહિલુ ધર્મ કિમ હતું ? સ્વામીનુ ધર્મ દુમઆચારા પર્યંત અવ્યવચ્છિન્ન બોલિઉ છઇ. યતઃ— × × × × ×

સ્વામીનઉ ધર્મ એતલા કાલ લગઇ વિછિન્ન નહી પામઈ, તુ જે કહઈ છઈ સંવત ૧૧૬૯ પહિલુ વિધિ ધર્મ ન હિંતુ ! પછઇ અંચલ ગચ્છીય ગીતાર્થ ઉદ્ધરિઉ, વિધિ પક્ષ-નામસ્થાપના કીધી તેહનઈં મહાંત દૂષણ લાગઇ છઇ. જેઇ વલી કિહાંઈં વિધિ ધર્મ વ્યવચ્છેદ પામ્યાતણા પંચાંગી માહિ અક્ષર હુઇતુ.

શ્રીપૂજ્ય જણાવિયો— × × × × ×

મુંબાઇ
જવેરીબજાર
તા. ૧૬-૫-૧૫.

જીવણચંદ સાકરચંદ ઝવેરી.

× × × આ પછી અમે 'તપાગચ્છની પટ્ટાવલિ' નામનો વિષય મૂકીએ છીએ કે જે ઇતિહાસ પૂરો પાડે છે એટલુંજ નહિ પરંતુ જૈન પ્રાચીન ગદ્યનો નમૂનો ને તે વળી ટબારૂપે નહિ પણ સ્વતંત્ર અને અખંડ લેખરૂપે નમૂનો પૂરો પાડે છે. ટબા ઉપરાંત યા સંસ્કૃત-પ્રાકૃત ગ્રંથના અર્થ ઉપરાંત બીજા સ્વતંત્ર ગ્રંથો જૈનોના રચેલા ઘણા મોજૂદ હોવા જોઇએ. શોધખોળ કરનારને જૈન ભંડાર તથા સાધુવર્ગ કે યતિવર્ગ પાસેથી ઘણું ઘણું મળી શકે તેમ છે.

—તંત્રી.

# તપગચ્છની પટ્ટાવલિ.

---

## ૨ સુધર્માની ઉત્પત્તિ

જંબુદ્વિપમાં દક્ષિણાર્ધ ભરતમાં કુલ્લાગ સંનિવેશ નામે નગરે કે જે ૨૧ કોસ લાંબુ, ૨૧ કોસ પહોળું, અને જેમાં ૪ વર્ણ ૬ દર્શન ૩૬ પાખંડ વસી રહ્યા છે, જ્યાં વેદવ્યાસ થિલ્લવિપ્ર તેની સ્ત્રી ભદ્દિલા (હારિદ્રાયણ ગોત્રથી ઉપજેલી) તેનો પુત્ર ઉત્તરાફાલ્ગુન નક્ષત્રે જન્મ પામ્યો. નામ સુધર્મા રાખ્યું. અનુક્રમે યૌવનાવસ્થામાં વક્ષસગોત્રની એક કન્યા પરણાવી તેથી સાંસારિક સુખ ભોગવતાં એક પુત્રી થઇ. હવે સુધીમાં ૪ વેદ સાંગોપાંગનોઃપાઠી છે. તેની પાસે ૫૦૦ વિદ્યાર્થી વાડવસુત વિદ્યાભ્યાસ કરે છે પણ તે સુધર્માના ચિત્તમાં એક મહાસંદેહ છે અને તે સંદેહ શ્રી વીર વચનથી નિઃસંદેહ થયો ત્યારે ૫૦૦ છાત્ર યુક્ત ૫૦ વર્ષ ગૃહસ્થપણું ભોગવી સંશયછેદક શ્રી વીર હસ્તે દીક્ષા લીધી, ૪૨ વર્ષ શિષ્યપણે શ્રી વીર વિનય કીધો.

## ૩. જંબુસ્વામિ.

ઉત્પત્તિ. પૂર્વ દિશામાં મગધદેસ વત્સ ભૂમિ રાજગૃહિ નગરી કાશ્યપ ગોત્રે શ્રેષ્ઠી ઋષભદત્ત અને તેની સ્ત્રી ધારણીથી ૫ મા બ્રહ્મ દેવલોકથી ચ્યવીને પુત્રપણે ધારણીના ગર્ભમાં ઉત્પન્ન થયો. ધારણીને સ્વપ્નું લાધ્યું કે જંબુવૃક્ષ ફળ્યો ફુલ્યો છે. આ એંધાણથી જંબુકુમાર નામ આપ્યું. અનુક્રમે ૧૬ વર્ષ થયા ત્યારે સુધર્મા સ્વામી કેવલી વિચરતા આવ્યા તેના મુખે ધર્મોપદેશ સાંભળી લઘુકર્મી જીવ જંબુકુમારે ચોથું વ્રત આદર્યું સુધર્મા કેવલીએ વિહાર કર્યો. પુત્રને ભોગ સમર્થ જાણી વારંવાર સંસારમાં પડવા માતપિતા કહે પણ જંબુ પાણિગ્રહણ વાંછે નહિ. માતપિતાનો હર્ષ પૂર્ણ કરવા ઘણા આગ્રહથી ઉત્તમ વ્યવહારિયાની પુત્રી સાથે પરણાવ્યો પણ તે સાથે સ્નેહદૃષ્ટિ માંડે નહિ. સંસારિક મૃદુવચન બોલે નહિ.

> हावो मुखविकारः स्यात् भावो चित्तसमुद्भवः ।
> विलासो नेत्रजो ज्ञेयो विभ्रमो भ्रूसमुद्भवः ॥

આવી આવી કામ ચેષ્ટાથી અંગ દેખાડે પણ જંબુ દ્રષ્ટિ જોડે નહિ. એવામાં ઘણા મનુષ્યના મુખથી જંબુ ઘેર ૯૯ ક્રોડ સુવર્ણદ્રવ્ય આવ્યા સાંભળી પ્રભવ નામનો ચોર પાલિવી ૪૯૯ ચોર લઇ રાત્રે જંબુ ઘેર દ્રવ્ય લેવા પેઠો. ઘરના ચુટક ચોકમાં દ્રવ્યનો ઢગ કરેલો જોઇ અવસ્વાપિની વિદ્યાથી સકલ ઘરના મનુષ્યને નિદ્રામાં નાખ્યા. પછી તાલોદ્‌ઘાટિની વિદ્યાથી તાળું ઉઘાડી ગૃહાધીશની પેઠે અભીક થઇ દ્રવ્યની ગાંઠડી બાંધી માથે મુકી ૪૯૯ ચોર સદર્પ ચિત્તથી સ્વસ્થાને જવા ઉદ્યુક્ત થયા એટલામાં જંબુના શીલ ધર્મના મહિમાથી શાસન દેવીએ સ્તંભની પેઠે તેમને નિશ્ચલ કરી દીધા અને જંબુ તદ્‌ભવ મોક્ષગામી છે તેથી અવસ્વાપિની નિદ્રા ન આવી એટલે પ્રભવ મેડીએ ચડ્યો અને જોયું તો રંગશાલામાં જંબુ નવોઢા સ્ત્રીઓનો ઉપદેશ રૂપ દ્રષ્ટાંત કહી સમજાવે છે, અને પ્રતિબોધે છે. આ જંબુ વચન સાંભળી સ્ત્રી પણ પ્રત્યુત્તર રૂપે દ્રષ્ટાંત કહે છે. પણ સંસાર વિરક્ત થકા દ્રવ્યના ઢગ ચોર લે છે તે સામું જોતા નથી. આ મોટું અચરજ જોઇ લઘુકર્મી

છવ પ્રભવ જંબુકથક દ્રષ્ટાંત સાંભળી મનમાં વિચારે છે કે ધન્ય આ જંબુ કુમારને કે ૯૯ કોડિ કનક અને નવો નવઢ કન્યાથી વેગળો છે. ધિક્ મુજને કે હું રાજ પુત્ર કહેવાઉં છું. ભિલ્લ સંગે રહી ઘણા જીવે દઢ બંધન તથા દઢ પ્રહાર કરી ત્રાસે મહા દુઃખ આપું છું તો મારી શી ગતિ થશે ?—આવું વિચારી પ્રતિબોધ પામી ૪૯૯ પરિકર સહિત પ્રભવ આવી જંબુને નમ્યો એટલે શાસન દેવીએ તે સકળનો વ્રત લેવાનો આશય જાણી બંધન થકી મુક્ત કર્યા. જંબુએ પણ નવ સ્ત્રીઓને પ્રતિબોધી પ્રભાતે સ્વમાત પિતા ૯ પ્રિયા અને તેના માત પિતા એમ ૫૨૭ મનુષ્ય યુક્ત, પુનઃ ૯૯ કોડિ સુવર્ણ પર મૂર્છા તજી નિર્લોભતાએ ત્યાગીપણું લીધું. ( ૯૯ ક્રોડ દ્રવ્ય આ પ્રમાણેઃ-૬૪ ક્રોડ સાસરિયે દાયચે ( દાયજામાં દીધા. ૮ ક્રોડ મોસાળે પાણિ ગ્રહણને અવસરે તિલક દિધા. ૨૭ ક્રોડ ઘરનું મળ દ્રવ્ય. ) તે તજી ૧૬ વર્ષ ગૃહસ્થ પણે રહી શ્રી સુધર્મા હસ્તે દીક્ષા લીધી.

શ્રી વીરે સ્વમુખે શ્રેણિકને કહ્યું કે પહેલા દેવલોક થકી આની આ સુર્યાભદેવે નાટક કીધું તે દેવનો જીવ છેલ્લો જંબુ નામે કેવલી થશે એ વચનને અનુસારે જાણવું.

वार वरसहि गोयमो सिधो वीराओ वीसही सुहमो
चउसठीए जंबु वुच्छीना तत्थ दस ठाणा ।

દશ બોલ વિચ્છેદ થયા...મહાપરમોહિ

---

જંબુ ઉપમા.

लोकोत्तर ही सौभाग्यं जंबु स्वामि महा मुनें
अद्यापि य पतिमाप शिवश्री नान्य मिच्छति

૪ પ્રભવ. વિંધ્યાચલ પર્વતની તલેટીએ જયપુર નગરમાં કાત્યાયન ગોત્રી જયસેન રાજા હતો. તેને બે પુત્ર-૧ પ્રભવ ૨ વિનયધર. તેમાં પિતાએ ગુણથી શ્રેષ્ટ જાણી નાના ને રાજ્ય દીધું એટલે પ્રભવ ક્રોધિત થઇ ઘર બહાર નીકળી ભીલની પલ્લિમાં પલ્લિપતિ થઇ રહ્યો. તેને રાજપુત્ર જાણી આદર દઇ ૫૦૦ ચોરનો સ્વામી કર્યો. તે દુષ્ટાત્મા ૪૯૯ ચોર લઇ અતિ ક્રુરપણે ઘણા મનુષ્યને ઉપદ્રવ કરે પણ તેને કોઇ વારવા સમર્થ ન થાય. એવામાં જંબુને ઘેર દ્રવ્યના સમુહ આવ્યા છે એમ જનમુખે જાણી પ્રભવ પોતાના સમુદાયને લઇ રાત્રે જંબુને ઘેર ચોરી કરવા પેઠો. બીજા સઘળા ચોરો દ્રવ્ય લેવામાં વળગ્યા એટલે પ્રભવે મેડીએ ચઢી જોયુતો જંબુ હાથે નવપરિણિત કંકણ બાંધ્યું છે અને સંસારમાં સર્વ અનિત્યપણું છે એમ સ્ત્રીઓને સમજાવે છે. આ ઉપદેશ સાંભળી જંબુ સાથે પ્રભવે ૩૦ વર્ષ સંસારી રહી સુધર્મા કેવલી હસ્તે દીક્ષા લીધી. ૪૪ વર્ષ જંબુની સેવા શિષ્યપણે કરી ૧૧ યુગપ્રધાન ભોગવી.

એકદા શ્રી પ્રભવે પોતાની પાટ યોગ્ય કોઇને ન દેખી ત્યારે શાસન ઉપયોગ દેવાથી પૂર્વ દેશમાં મગધ દેશ રાજગઢી નગરીમાં વત્સસગોત્રી યજુર્વેદી યજ્ઞારંભ કરતો શિષ્યંભવ ચાટવ વેદકુંભ દીઠો. ત્યાં શ્રવણ મોકલી યજ્ઞકુંડની ખીંટી હેઠે શ્રી શાંતિબિંબ દર્શન કરી પ્રતિબોધ પામી શ્રી પ્રભવ પાસે દીક્ષા લીધી. સ્વર્ગવાસ વીરાત્ ૭૫ વર્ષે પામ્યા.

એવામાં શ્રી પાર્શ્વનાથના પ્રથમ ગણધર શ્રી શુભ, તસ્ય શિષ્યાચાર્ય શ્રી હરિદત્ત તસ્ય શિષ્યાચાર્ય શ્રી સમુદ્રસ્વામિ, તસ્ય શિષ્ય શ્રી કેશી સ્વયપ્રભસૂરિ શ્રી સ્વામી, તસ્ય શિષ્યાચાર્યશ્રી વીરને વારે તસ્ય શિષ્યાચાર્યશ્રી રત્નપ્રભસૂરિ પ્રગટ થયા. તેને આચાર્યપદ વીરાત્ ૫૨ વર્ષે અપાયું. વીરાત્ ૭૫ વર્ષે ઉઇસા નગર ચામુડા પ્રતિબોધી ઘણા જીવને અભયદાન દઇ સાસિલ નામ દીધું. પુનઃ તેજ નગરના સ્વામિ પરમાગશ્રી ઉપલદેવ પ્રતિ ધર્મોપદેશ દઈ ૧ લાખ ૯૯ હજાર ગોત્ર સહિત પ્રતિબોધ્યો. તેણે શ્રી પાર્શ્વનાથનો પ્રાસાદ સ્થાપ્યો અને એ સૂરિએ પ્રતિષ્ઠા કરી. ત્યાંથી **ઉપકેશ જ્ઞાતિ** કહેવાણી. શ્રી રત્નપ્રભ સૂરિને ઉપકેશગચ્છી લોકે કહ્યા.

**૪ સય્યંભવ સૂરી**—વક્ષસ ગોત્ર યજ્ઞારંભે સગર્ભા સ્ત્રીને ત્યાગી દીક્ષા લીધી. સ્ત્રીને મનક નામે પુત્ર થયો. તે બેટે પણ લઘુ વયે પિતા પાસે દીક્ષા લીધી. પુત્રસ્નેહથી સાધુ આચાર શીખવવાના ઉપકારના હેતુએ શ્રી દશવૈકાલિક નામનું સૂત્ર દશ અધ્યયન—વાળું રચ્યું. તે બાળક સાધુપણે ૬ માસે એ ૧૦ અધ્યયન ભણ્યો. અનુક્રમે તે બાલક સાધુ મરણ પામ્યો. ત્યારે અન્ય સાધુએ પોતાનો પુત્ર જાણી ગુરૂને નેત્રે અશ્રુપાત યતો જાણી સાધુ વૈરાગ્યવચન કહી સમજાવ્યા. નિર્મોહી દશામાં ચેતના આણી સમતાવાન થયા. હવે શ્રી સય્યંભવ સ્વામીએ વર્ષ ૨૦ ગૃહસ્થપદ ભોગવ્યું. અને વર્ષ ૧૧ શ્રી પ્રભવની સેવા શિષ્યપણે કરી. પુનઃ વર્ષ ૨૩ સુધી યુગપ્રધાન પદ ભોગવી સર્વાયુ વર્ષ ૬૨ સંપૂર્ણ શ્રી વીરાત્ ૯૮ વર્ષે સ્વર્ગ ગયા. યત

कृत विकाल वेलायं दश अध्ययनगर्भितं
दश वैकालिक मिति नाम्ना शास्त्रं बभूवं नत ॥
परं माविष्याति प्राणिनो स्वल्पमेधस त्तत्वार्थास्ते
मनकवत्। भवंतु त्वत्मसादात् ॥ २
सुतां मोजस्य किंजल्क मीदं संयोपरोधत्
महाफल समायातो न संवात्र महन्दमी ॥ ३ ॥

**૫ તત્પટ્ટે શ્રી યશોભદ્ર સ્વામી**—તુગીકાશન ગોત્ર. તેણે સંસારીપણું ૨૨ વર્ષ ભોગવી શ્રી સય્યંભવ ગુરૂ હસ્તે દિક્ષા લીધી અને વર્ષ ૧૪ તેની સેવા શિષ્યપણે કરી. પુન વર્ષ ૫૦ યુગ પ્રધાનપદ ભોગવી સર્વાયુવર્ષ ૮૬ સંપૂર્ણ વીરાત્ ૧૪૮ એ શ્રુતકેવલી યશોભદ્ર સ્વર્ગે ગયા.

**૬ તત્પટ્ટે સંભૂતિવિજય સૂરિ ૧ અને શ્રી ભદ્રબાહુ ૨.** આ બને ગુરૂભાઇ જાણવા. તેમાં શ્રી સંભૂતિવિજયસૂરિ તે પટ્ટધર જાણવા. અને ભદ્રબાહુ સ્વામિ તે ગચ્છની સાર સંભાળના કરણહાર જાણવા. તેમાં તે માટે બનેનો નામ જોડી લીયા છે. તેમાં પ્રથમ વડા ગુરૂભાઇ શ્રી સંભૂતિવિજય સ્વામી તેનો માઢર ગોત્ર છે અને બીજા લઘુગુરૂભાઇ ભદ્રબાહુ સ્વામી તેનો પ્રાચીન ગોત્ર છે હવે સંભૂ. વર્ષ ૪૨ ગૃહસ્થાશ્રમ ભોગવી શ્રી ગુરૂ યશોભદ્ર સ્વામી પાસે દીક્ષા દીધી અને ૪૦ તેમના શિષ્યપણે કર્યા. પુનઃ ૮ વર્ષ યુગપ્રધાન-પદ ભોગવી સર્વાયુ ૯૦ વર્ષ સંપૂર્ણ કરી વીરાત્ ૧૫૬ વર્ષે શ્રી સંભૂ. સ્વર્ગે ગયા.

હવે બીજા લઘુ ગુરૂભાઇ 'ભદ્રબાહુ—તેનું કઇંક સ્વરૂપ કહે છે. દક્ષિણ દેશમાં પ્રતિષ્ઠાન પુર નગરા પ્રાચીનગોત્રી વરાહમિહર અને લઘુ બંધવ ભદ્રબાહુ નામે વાડવ રહે છે. તેણે યશોભદ્ર સ્વામી ગુરૂની વાણી સાંભળી ગુરૂહસ્તે દીક્ષા લીધી. તે બંને બંધવ ઘણે દિને વિદ્યાભ્યાસ કરતાં ષટ્ દર્શનના શાસ્ત્રના જાણકાર થયા. એકદા શ્રી યશોભદ્ર ચિતને વિષે ચિંતવ્યું કે આ વડો ભાઇ યોગ્ય છે પણ અંહકારી છે, તેથી પદ યોગ્ય નહિ અને નાનો ભાઇ ભદ્રબાહુ હને સમતાયુકત શ્રુતસમુદ્ર જાણી સુરિ કીધો. એટલે વરાહમીહર વડો ભાઇ ગુરૂ અને ભદ્ર. ઉપર ઘણો ક્રોધ યતિવેશ લોપી પુનરપિ સંસારી થયાં. આષ્ટંનિકા હેતુથી પાંચમે દિને પૂર્વ દિશાથી બીજા પ્રહરને અંતે મનુષ્યને નિમિત્ત પ્રશ્ન કહેતો હતો એકદા રાજસભામાં આવી વરાહમિહરે ભુમિપર કુંડાળું કરી કહ્યું કે આજ પોતાના નામનું વારાહી સંહિતા નામે જ્યોતિષ્યનું શાસ્ત્ર નિપજાવી આ કુંડાવર્ત મધ્યે અભ્ર માર્ગથી દૈવયોગે પાવનપાનનાં મત્સ્ય પડશે. તે સાંભળી રાજાએ શ્રી ભદ્રબાહુને કહ્યું "આ કેવી રીતે?" જ્યારે ભદ્ર૦ કહ્યું જે મેહ પૂર્વ દિશાથી કહ્યો તે મેહ ઇશાન કોણથી આવશે. યાકતો દિન ઘડી ૭ પાછળ રહે છે, ત્યારે પણ છઠો દિન પાંચમામાં ભળતાંની મુખ્ય ઘડીએ થશે અને તે મચ્છ કુંડાળાની બહાર કિનારે પડશે. સાઢા એકાવન પલનો તોલમાન થશે, અને તે તેમજ થયું. રાજાએ ભદ્ર૦ને પ્રશંસ્યા અને વરાહ૦ નિભ્રચ્છ્યો. રાજા કહે 'હે મુઢ! આનું શું કારણ?–ત્યથી આવતા પવનના જોરથી તે મચ્છ શોષાણો. તેની માલીમ-તે માલૂમ રહી નહિ. એટલી બુદ્ધિ ન્યુન એહની જાણવી.

પુનઃ કેટલેક દિને રાજાસદને રાણીએ પુત્ર જન્મ્યો. એટલે વરા૦ કહ્યું 'આનું આયુષ્ય ૧૦૦ વર્ષ છે. 'એટલે રાજાએ ભદ્ર૦ને પૂછયું ત્યારે તેણે કહ્યું 'આજથી સાતમે દિને બિલાડીના મુખથી નિશ્ચય મરણ છે.' આ સાંભળી રાજાએ નગરથી સર્વ માંજરી કઢાવી સાતમે દિને દાસી તે બાલકને ઓશિંગલે નરખે છે. એવામાં ભાવીને વશે અકસ્માત્ માંજરના મુખના આકારે ભોંગલ ખેટીએથી પડી. મસ્તકઘાત થયો ને મરણ પામ્યો. શ્રી. ભ. નો વચન સાચો જાણી ઘણી આદર કીર્તિ થઇ. રાજાએ વરાહનું વચન અસત્ય જાણી દેશબહાર કર્યો. તે પણ અનાદરથી ક્રોધ મરણથી વ્યંતર થયો. પહેલાં ભવનો વેર સભારી ગુરૂના સંઘને મારીનો ઉપદ્રવ કર્યો. ત્યારે શ્રુત ઉપયોગ દીધો. વરાહનો જીવ જાણી ઉપસર્ગહર સ્તોત્ર નિપજાવ્યો. તેણે જલ મંત્રી છાંટણથી ને વ્યંતર નાઠો. શ્રી સંઘને સમાધિ થઇ. તે ભદ્રબાહુ વર્ષ ૪૫ સંસારપદએ ગવ્યું. પછી શ્રી યશોભદ્ર સૂરિહસ્તે દીક્ષા લીધી. વર્ષ ૧૭ શિષ્યપણે, વર્ષ ૧૪ યુગપ્રધાનપદ ભોગવી શ્રીસ્થૂલભદ્રને અતિયોગ્ય વિદ્યાદિક જાણી પોતાને પાટે સ્થાપી સર્વ આયુ વર્ષ ૭૬ સંપૂર્ણ કરી વીરાત્ ૧૧૭ (૭૦) સહિતકારક, ૧ આવશ્યક નિર્યુક્તિ, ૨ પચખાણ નિર્યુક્તિ, ૩ ઓઘનિર્યુક્તિ, ૪ પિંડ નિર્યુક્તિ, ૫ ઉતરાધ્યયન નિર્યુક્તિ, ૬ આચારાંગનિર્યુક્તિ, ૭ સુયગડાંગ નિર્યુક્તિ, ૮ દશવૈકાલિક નિર્યુક્તિ ૯ વ્યવહાર નિર્યુક્તિ ૧૦ દશાકલ્પક એ દશ નિર્યુક્તિકાર, અને ઉપસર્ગહરસ્તોત્રે મહામારિનિવારક, પંચ શ્રુતકેવલી બિરુદધારક શ્રી ભદ્રબાહુ સ્વર્ગે ગયા.

૭ સ્થૂલભદ્ર—તેનો સ્વરૂપ કંઇક લખીએ છીએ.

પૂર્વદિશા પાડલિપુર નગરે નવમો નંદ રાજા રાજ્ય કરે છે. તેના નાગર જ્ઞાતિ ગૌતમ

ગોત્રી શકડાલ નામે મંત્રી છે. તેને લક્ષ્મી નામે સ્ત્રી છે. તેને સ્થૂળભદ્ર અને સિરીઓ (શ્રીયક) નામે બે પુત્ર છે. તે ઉપરાંત ૭ પુત્રી છે. તેના નામ ગાથા.

જખા, ૨ જખદીના, ૩ ભુયા તચેવ ભુયદિન્ના ૪ ૫ સેણા.
૬ વેણા ૭ રયણા ભયણીયો થૂલભદ્રસ્ય.

હવે તે સ્થૂલભદ્ર વડોભાઇ પોસાલ નિશાલ ભણી વેશ્યા ઘેર સાંસારિકના સુખ વિષયાસન શીખવાને નાયકા ઘેર મૂકયો પૂર્વ કર્માનુયોગ્ય તેહસ્યુ સંગ થયો. ભોગી ભ્રમર થકો ત્યાંજ રહ્યો. પિતા સુખ પ્રશ્ન કહાવે વળી સવા દ્રવ્ય મોકલે એમ વિનાસ કરતાં બાર ક્રોડ સ્વર્ણ સ્વાધ્યા એવામાં વરરૂચિ નામે બ્રાહ્મણ પંડિત આવ્યો અને રાજાની કીર્તિ કીધી. દ્રવ્ય દેવરાવ્યાં. તેને શકડાલે દ્રવ્ય દીધો. પછી પંડિતે પ્રપંચ કરી રાજા પોકાર્યો. તેથી અકસ્માચ લઘુભાઇ સિરીઓ તેના હાથે પિતાનું મરણ જાણી પ્રત્યક્ષપણે સંસારનું સ્વરૂપ અસાર દેખી વર્ષ ૩૦ ગૃહસ્થપણે રહી વૈરાગ્યવાસીત ચિત્તથી શ્રીસંભૂતિવિજય સ્વામી હસ્તે દીક્ષા લીધી. રાજા કહે 'એ શું કીધું ?' ત્યારે સ્થુ૦ રાજાને કહે

हस्ते मुद्रा मुखे मुद्रा स्यात् पादयोगाध :
तत्पश्चात् गृहे मुद्रा व्यापारं पंचमुद्रकं

શ્રી સંભૂતિવિજયની સેવા વર્ષ ૨૪ કરી. અને ૪૫ વર્ષ યુગ પ્રધાનપદ ભોગવી સર્વ આયુ વર્ષ ૯૯ સંપૂર્ણ વીરાત્ ૨૧૫ વર્ષે કોશા નામે નાયકા પ્રતિબોધક, ગુરૂશ્રી સંભૂતિવિજય દુષ્કર દુષ્કર કથક ત્વંધન ત્વંધન ઇંદ્રં વડં વતં રક્ષક બિરૂદધારક શ્રી સ્થૂલિભદ્ર સ્વર્ગે ગયા.

પુનઃ શ્રી સ્થૂલિભદ્ર ચૌદ પૂર્વ સૂત્ર ભણ્યા અને દશ પૂર્વ અર્થે ભણ્યા. એવામાં શ્રીવીરાત્ ૨૧૪ વર્ષે અવ્યક્ત નામે ત્રીજો નિન્હવ પ્રગટ થયો. ઉક્ત.

केवला चरमो जंबू स्वाम्यथ प्रभवः प्रभुः
शय्यंभवो यशोभद्रः संभूतिविजयस्तथा । ?
भद्रबाहु स्थूलिभद्र श्रुतकेवलिनो हि पद्

એ ૭ શ્રુત કેવલી જાણવા સ્થૂલભદ્ર વર્ણન.

वेश्या रागवति संदांतदगुणा पड्भि रसे भोजनं
(એ શ્લોક જુઓ ઉપદેશમાળા. પૃ. ૧૩૦)

શ્રી શાંતિનાથાદપરો ન દાની, દશાર્ણભદ્રાદપરો ન માની;
શ્રી શાલિભદ્રાદપરો ન ભોગી, શ્રી સ્થૂલિભદ્રાદપરો ન યોગી.

વીરાત્ ૨૨૦ વર્ષે બૌદ્ધ મત પ્રગટ થયો.

**૮ તત્પટ્ટે-આર્ય મહાગિરિસૂરિ**-તેનુ એલાપત્ય ગોત્ર, અને બીજા લઘુગુરૂભાઇ શ્રી આર્યસુહસ્તિસૂરિ એ બેઉ ગુરૂભાઇ જાણવા. તેનું વાશિષ્ટ ગોત્ર છે. તેમાં પ્રથમ શ્રી આર્ય મહાગિરિસૂરિ તે પટ્ધર જાણવા, અને આર્યસુહસ્તિ તે ગચ્છની સારસંભાળના કરણહાર જાણવા. તે માટે બંનેનો નામ ભેગો જોડયો છે. તેમાં પ્રથમ વડા ગુરૂભાઇ શ્રી આર્યમહાગિરિ વર્ષ ૩૦ સાંસારિક પદ ભોગવી શ્રી સ્થૂલિભદ્ર સ્વામિ પાસે દીક્ષા લીધી. અને વર્ષ ૪૦

શિષ્યપણે રહી ૩૦ વર્ષ યુગપ્રધાન, સર્વ આયુ ૧૦૦ વર્ષ સંપૂર્ણ લઘુગુરૂભાઇ શ્રી આર્ય-સુહસ્તિને ગચ્છ ભળાવી જિન કલ્પની તુલના કરી વીરાત્ ૨૮૮ વર્ષે સ્વર્ગે ગયા.

વીરાત્ ૨૨૦ વર્ષે સામુચ્છેદિક નામા ચોથો નિન્હવ પ્રગટ થયો.

વીરાત્ ૨૨૮ વર્ષે ગગત નામે પાંચમો „ „

એવામાં આર્યસુહસ્તી સૂરિ ભવ્ય જીવને પરમોપકારી થકા વિચરતાં શ્રી માલવ દેશે ઉજ્જેણી નગરીમાં ભદ્રા નામે સાર્થવાહ પાસે વાહનશાલા યાચી ચોમાસું રહ્યા છે ત્યાં નિત્ય સઝાય ધ્યાન કરે છે. એકદા શ્રીગુરૂ પ્રતિક્રમણ કરી પ્રથમ પોરસી નલિનીગુલ્મ વિમાન અધ્યયનની સઝાય કરે છે એટલામાં સાત ભૂમિએ ભદ્રા પુત્ર અવંતિસુકુમાલ નામે ૩૨ સ્ત્રી સાથે સુખ સાથે સુખવિલાસ કરતા થકા ગુરૂ કથક અધ્યયન મધુર સાદે સાંભળી એક ચિત્ત થકી જાત સ્મરણ પામી નલિનીગુલ્મ વિમાનનો દેવસુખ દીઠો. રાત્રીનો વિલાસ મૂકી ઉતાવળો મેડી થકી ઉતરી ગુરૂને નમીને કહ્યું. સાધુજી ! તમે કહેલું નલિની ગુલ્મ વિમાનની દેવસુખ સાદિખીની વાત અહીં રહ્યા તમે કેમ જાણો છો ? આચાર્યે કહ્યું. 'શ્રી જિન વચનાનુસારે ! એકી પુત્રે કહ્યું પૂજ્ય ! એ સુખ ભોગવી અહીં હું ઉપજ્યો છું તો હવે હું એ સુખ પુનરપિ કેમ પામું !' ગુરૂએ કહ્યું વ્રત લ્યો તો તે સુખ લહો ! ત્યાર તેણે ભદ્રા માતાની આજ્ઞા લઇ બત્રીશ કન્યા કોટિ દ્રવ્ય તજી શ્રીગુરૂહસ્તે દીક્ષા લીધી. ગુરૂને કહ્યું આ કઠીન દીક્ષામાં ઘણા દિવસ જાય તે સહેવાય નહિ, માટે અણશણ કરૂં.' આ સાંભળી ગુરૂએ કહ્યું તમારા જીવને જેમ સુખનો હેતુ હોય તેમ કરો. ગુરૂવચન તહત કહી જ્યાં સ્મશાન હતું ત્યાં કંથેરી વનમાં કાઉસગ રહી અણસણ કીધું. માર્ગે જતાં કોમલપણાથી બંને પગે કાંટા કંથેરના લાગવાથી લોહીનાં ટપકાં પડયા છે તેથી તેની ગંધથી રાત્રીને વિષે નવ પ્રસૂતા શિયાલણી પોતાના પરિવાર સહિત જ્યાં અવંતિસુકુમાલ સાધુ દેહની મૂર્ચ્છા તજી કાઉસગ્ગ રહ્યા છે ત્યાં આવી બને પગથી માંડી સઘળાં શરીરના ભક્ષણરૂપ મહા ઉપસર્ગ કર્યો. પણ તે મુનિ દૃઢ ચિત્તથી ધ્યાનમાં રહી આયુસંપૂર્ણ થતાં ઉદારિક દેહ તજી સૌધર્મ રાજ્યધાનીએ નલીની ગુલ્મ વિમાન દેવની સાહબી સાથે ઉપન્યાં એટલે માતાએ પુત્ર આયુ પૂર્ણ થયે ક્ષણભંગુર દેહ જાણી એક સગર્ભા વહુને ઘેર મૂકી ૩૧ વહુ યુક્ત ભદ્રાએ દીક્ષા આરાધિ દેવલોકે ગયા. ઘેર સગર્ભા સ્ત્રીએ પુત્ર જણ્યો. તેણે પિતા દમદ સ્થાનકે પ્રસાદ નિપજાવી શ્રી અવંતી નામે પાર્શ્વનાથનો બિંબ સ્થાપ્યો તે સદ્ગતિનો ભજનાર થયો. હવે શિયાલણીનો સંબંધ કહે છે:—

'અવંતિ સુકુમાલ પહેલાં ત્રીજે ભવે માછીના અવતાર હતા. ત્યાં બત્રીસ હતી. તે માછીએ સાધુનો ઉપદેશ સાંભળી શ્રાદ્ધ ધર્મ આરાધી મરણ પામ્યો. નલિની ગુલ્મ વિમાને દેવપણે ઉપન્યાં. ત્યાંથી ચવી કોટિધ્વજ વ્યવહારિઆને ઘેર અવંતી સુકુમાલ નામે પુત્રપણે ઉ ન્યાં. અને ત્રડી સ્ત્રીને બીજે ભવે વણિકપુત્રી થઇ. પુનઃ ત્યાંની સ્ત્રી મટી અપમાની હતી તે વાડવી થઇ ત્યાંથી મરણ પામી શિયાલણી થઇ. તે વેરે ભક્ષણરૂપ મહા ઉપસર્ગ કર્યા. તે પાર્શ્વબિંબ આંજ દિન સુધી ,સપ્રભાવ ઉજ્જેણી નગરીએ છે. ઇતિ અવંતિ સુકુમાલ સંબંધ દશપૂર્વ ધારક શ્રી આર્ય સુહસ્તી સૂરિ પુનઃ—જેહનો દીક્ષિત ભિક્ષુક જીવ તેહની ઉપગારીણે થયા. શ્રીવીરાત્ બસે અને પંચ્યાસી વર્ષ સંપ્રતિ એવો નામનો રાજા થયો. તેનો સંબંધ કહે છે.

## સંપ્રતિ રાજા

એકદા શ્રીઆર્ય સુહસ્તીસૂરિ વિહાર કરતાં કૌશંબી નગરી વનવાટિકાએ રહ્યા. શિષ્ય ગુરૂ આજ્ઞા લઇ નગરમાં આહાર માટે ગયા છે. ત્યાં દૂર્ભિક્ષયોગે અન્નને અભાવે ઘણા ભિક્ષુક થયા હતા. પણ સાધુને ઘણા આદરથી સરસ આહાર આપતા દેખી એક રંક ભિક્ષુક તે સાધુ સંઘાતે ગયો. આહાર લઇ સાધુ વાટિકાએ આવ્યા. ગુરૂ આગળ આહાર આલોવે છે એટલે રંક પણ ધારી આવી ઉભો અને સાધુને કહેવા લાગ્યો 'મુજને આહાર આપો, ગુરૂએ કહ્યું સાધુનો આહાર સાધુનેજ કલ્પે. બીજા ગૃહસ્થને ન કલ્પે. આ સાંભળીને કહ્યુ 'મુજને એ આહાર આપો, મુજને શિષ્ય કરો, પણ આહાર આપો હું ઘણો ક્ષુધાર્ત છું' ત્યારે ગુરૂએ કહ્યુ " દશ પૂર્વના જાણ છે તેણે શુભ ઉપયોગ દીધો. શાસન ઉદ્યોતકારક જાણી દીક્ષા આપી આહાર પણ દીધો. ઘણા દિનથી તે સરસ અન્ન જાણી આહાર વિશેષ લીધો. નિર્બલ શરીરથી તે રંકને વિશુચિકા થઈ. ઘણી અસાતા ઉદરપીડાથી વેદી. પહેલાં જે ગૃહસ્થ પણ ભિક્ષુકપણે જે આહાર ન દેતાં ઘણા તિરસ્કાર કરતા તે ગૃહસ્થ નગર શ્રેષ્ટી જેવા આવી નવ દીક્ષિતને સાધુ વેશ ઉદય આવ્યો જાણી બહુમૂલ્ય ઔષધાદિકે વિશેષ ભક્તિ વૈયાવૃત્ય સાચવે તે દેખી રંગ સાધુ મનમાં ચિંતવે કે ધન્ય આ ચારિત્ર, ધન્ય આ વેશ જેના મહિમાથી આ કોટિધ્વજ લક્ષેસરી વ્યવહારીઆ બહુમાને કરી મુજ ભક્તિ સાચવે છે એવા શુભ ચારિત્રની અનુમોદનાએ કાલ પામી ઉજ્જેણ નગરે શ્રેણીકની આઠમી પાટે કુણાલ રાજા તે ૨ વર્ષ ૧૩ મો ચક્ષુહિણ થયો છે. ઓરમાન માતાના કપટથી તેને ઘેર બેટાપણે ઉપન્યો. કેટલેક દિને તેનો જન્મ થયો એટલામાં અકસ્માત પેટમાં શુલ રોગ પીડા થકી પિતાનો નાશ થયો. તુરત બાલકના વિપાટ તખત બેસાડયો તે માટે તેનું નામ સંપ્રતિ રાજા કહેવાયું. અનુક્રમે જોબન અવસ્થા પામ્યાં. એવામાં કેટલેક દિને શ્રી આર્ય સુહસ્તિ સૂરિ ઉજ્જેણ ચોમાસું આવ્યા. ત્યાં દિવાલીએ જુહાર ભટારા દિને શ્રી ગોતમ કેવલોત્સવ મહિમાએ શ્રી વીરચૈત્યવે રથ જાત્રાએ સમસ્ત સંઘયુને મહા-મહિ રાજ પથે જતાં ગવાક્ષે વાતાયનિ બેઠા થકાં સંપ્રતિએ શ્રી ગુરૂને દેખી જાતિસ્મ-રણનો પૂર્વભવ દીઠો. મનમાં ચિંતવ્યું એ ગુરૂ પહેલાં રંકને ભવે મને મહા ઉપગારી દીક્ષા લઈ કીધો છે. આવા વિચારથી ગુકખથાં ઉતરી ગુરૂ વાંદી બોલ્યો મુજને તમે ઓળખો છો ? ગુરૂએ કહ્યું 'માલવાધીશ પ્રબળ પુન્યને જગતે ઓળખ્યો છે તે સાંભળી સંપ્રતિએ કહ્યું આજ નગરનો કુક્ષીત્રી રંક નવ દીક્ષિત ચેલો તમારો; તે માટે તમે કૃપા કરી મને ધર્મોપદેશ કહો ત્યારે સંપ્રતિને ગુરૂએ ઉપદેશ કહો.

दिनेदिने मंगल मञ्जुलाली सुसंपदे शोख्य परंपराच।
इष्टार्थ सिद्धि वहुलाच बुद्धि सर्वत्र सिद्धि सृजतं सुधर्मा॥
अतःकरणात् सर्वत्र, चंद्रवल तारावल ग्रहवल
दुर्ग्रवल बाहुबलादिभ्यो वलवत्तरं धर्मबल विलोक्यते
वीजे नेवेद्भवे वींजं, प्रदीपेन प्रदीपक
द्रव्येणैव भवेद् द्रव्यं भवेनेव भवांतरं ३ ॥

આવો ઉપદેશ શ્રી ગુરૂમુખનો સાંભળી સંપ્રતિએ કહ્યું 'હે તપોનિધિ! ઉત્તમ ગતિ જાણનાર! રૂડા જીવ તેના ક્યા આચાર હોય?

ગુરૂ-સંપ્રતિ! મહામતિના સ્વામિ તું સાંભળ ઉત્તમ પ્રાણીના આ આચાર હોય.

अधः क्षिपति कृपणा वित्तं तत्नायियासव
संत सुगुरु चैत्यादौ तदुच्चैः पदकांक्षिणः

આવાં વચન ઉપકારી ગુ ના મુખથી સાંભળી સમકિત લહી સુકૃત કરતો હતો. સંપતિ નૃપ જિનપ્રસાદ મંડિત પૃથ્વી શોભાવતો હતો. તેની સંખ્યા સવા લાખ નૂતનપ્રસાદ નિપજાવ્યા. તેને બારણે બેહજાર ધર્મશાળા મંડાવી સાતસે દાનશાળા, સવા ક્રોડ જિન-બિંબ કીધા. તેમાં પંચાણુંહજાર ધાતુબિંબ, શેષબિંબ ઉપલના- ાતાપીલા શ્વેત જાણવા. અગ્યાર હજાર વાપિ તથા કુંડ (કોઇક તેર હજાર પણ કહે છે) છત્રીશ હજાર જિર્ણોદ્ધાર તેમાં દિનપ્રતિ એકપ્રસાદ જીર્ણોદ્ધાર થયો એવી વધામણી આવે ત્યારે સંપ્રતિ દંતધાવન કરે. પુનઃ ક્યારે કે તેજ દિને બીજીવારની વધામણી આવે તો દ્વારપાલક બીજે દિને કહે. એટલે સપ્રતિનો આયુ ૧૦૦ વર્ષનો જાણવો અને સો વર્ષ સર્વે દિન છત્રીશ સહસ્ત્ર થયા એ પ્રમાણે જિર્ણોદ્ધાર જાણવા. તેમાં મુખ્ય જીર્ણોદ્ધાર સમલિકાવિહારનો કર્યો હવે.

### શકુનિકા વિહારની ઉત્પત્તિ કહે છે.

શ્રી નર્મદા ઉપકંઠે ભૃગુક્ષેત્રે કોરંટક વને આમલિ વૃક્ષે એક સમલી પોતાના બાલક સહિત રહેતી હતી તે નિરંતર પોતાના બાલકને પોષતી. એટલે ખાટકી વિચાર કરે કે આ સમલી ચાંચથી સઘળું માસ બગાડે છે એટલે સમળી એટલે આવી ચંચપુટ માસ ખંડ લઈ વાડ વૃક્ષ શાખાએ બેઠી તેટલામાં ખાટકીએ બાણે કરી વીંધી મારગ વચમાં ભૂમિએ પડી એવામાં કોઇકને જૈન ગૃહસ્થે નમસ્કાર સભળાવ્યો તે સમલીએ સાંભળ્યો એટલે પોતાના બાળક ઉપર મોહ ન આણ્યો અને નવકાર સદ્દહ્યો. તે પછી મરણ પામી સિંહલદ્વિપના રાજાશ્રી ચંદ્ર ઘેર બેટી ઉપની. તે વૃદ્ધિવંતી થઇ એકદા પિતાની સાથે તે રાજાર્થી ભૃગુકચ્છે આવી; એવામાં બજારમાં હાટે ઋષભદત્ત વ્યવહારીના મુખથી નવકાર સાંભળ્યો એટલે જાતિસ્મરણ થયું. પાછલો સમલીનો ભવ દીઠો. તે પાસેથી નોકાર શિખ્યો. જૈનધર્મી શ્રાવક થયો જે ઠેકાણે બાણે બંધાણી તેજ ઠેકાણે ાવર્દ્ધમાન શાસન થી વીસમા તીર્થંકરનું જાણી બાવન દેવ કુલિકા સહિત પ્રસાદ નિપજાવી શ્રી મુનિસુવ્રત્ત સ્વામીનું બિંબ ત્યાં સ્થાપ્યું. તે પ્રસાદ માંહે વડવૃક્ષ સમ્લીનું સ્વરૂપ કીધું. તે બાલિકા શીલધર્મ આરાધી તીવ્રતપ તપી મરણ પામી ઇશાન દેવલોકે બજે દેવતાપણે ઉપની. યતઃ

હરિવંશ ભૂષણ મણિઃ ભૃગુ કચ્છે નર્મદાસરે તીરે;
શ્રી શકુનિકા વિહારે, મુનિ સુવ્રત જિનપતિર્જયતિ.

---

સપ્રતિએ ઉત્તર દિશામાં મરુધરમાં ધંધાણિ નગરે શ્રી પદ્મપ્રભ સ્વામિનો પ્રાસાદ બિંબ ઉપજાવ્યો. પાવકાચલે શ્રી સંભવપ્રાસાદ બિબ નિપજાવ્યો. હમીરગઢમાં શ્રી પાર્શ્વ-પ્રાસાદ બિંબ નિપજાવ્યો. ઇલોરગિરિ શિખર શ્રી નેમિબિંબ સ્થાપ્યો. એ દક્ષિણ દિશામાં જાણવો. પૂર્વ દિશામાં રોહીસ નગરે શ્રી સુપાર્શ્વનો પ્રાસાદબિંબ નિપજાવ્યો; દેવપત્તનમાં

પશ્ચિમે, પુનઃ ઇડરગઢે શ્રી શાંતિનાથનો પ્રાસાદબિંબ નિપજાવ્યો. પુનઃ સંપ્રતિએ સ્વપરાક્રમે ત્રીખંડાધિશ થયો. મંગલ શ્રેણિકને નિમિત્તે સદૈવ સૂર્યોદય અઠોતરિ એકવીસભેદી, સત્તરભેદી, અષ્ટભેદી, નવપદાદિ પવિત્ર મને શ્રી જિનભક્તિ ચાસવેષ. પુનઃ શ્રી સિદ્ધગિરિ, ગીરનારગિરિ, ૩ શ્રી શંખેશ્વર. ૪ નદિય ૫ બ્રાહ્મણવાટક ૬ રથનાત્રાદિ પ્રમુખ મહાતીર્થ જાણી વર્ષમાં ચારવાર સંઘમંતિ થાય. યાત્રાનો લાભ કમાવે. પ્રચુર વિત્ત સપ્તક્ષેત્રે વાવતો થયો. માર શબ્દ મુખે ન કહે. કાને પણ માર શબ્દ સાંભળે નહિ. ન્યાયઘંટા વાજે. એવી રીતે સંપ્રતિ ન્યાય ધર્મરાજા કહે છે. એવામાં એક સાધુ માસ ક્ષપણનો ચોવિહાર તપ સંપૂર્ણ કાઉસગ્ગ પારી ગિરિ ગુફામાંથી નીકળી ઉજ્જેણ નગરે પારણાને દિને આહાર અર્થે આવ્યો. ત્યાં દુર્ભિક્ષને યોગે ભિક્ષુકો ઘણા સાધુને તપસ્વી જાણી ગૃહસ્થે કમાડ ઉઘાડી ઘરમાં લીધાં. સાધુએ પારણું કરી. પુનઃ અડાઇપચખી આવી ગુફાએ નિશ્ચલ કાઉસગ્ગમાં રહ્યો. એટલામાં સંઘલઇ ભીખારીએ મળી ચિતવ્યું ' એ જાત તુરત આહાર લઇ ગયો તે, હજી આહાર જર્યો નથી. એવું વિચારીને જ્યાં યતિ કાઉસગ્ગે રહ્યો છે ત્યાં ભીખારીએ આવી તે તપસીનો ઉદર વિદારી તેમાંનું અન્ન ખાધું. નગરે વાત પ્રસિદ્ધ થઇ. સંપ્રતિએ યતિ ઘાત જાણ્યો. શ્રી કેવલી તીર્થંકર વચનાનુસારે ભસ્મગ્રહને યોગે દિને દિને હાનિનો સમય જાણી સંપ્રતિએ સમગ્ર દેશમાં શ્રી આર્યસુહસ્તિ સૂરિ પ્રમુખ સાધુ સમુદાયને ઘણા આગ્રહે મહા મહોત્સવે સ્વામીને ધર્મશાલામાં પધરાવ્યા કપાટદુઆ છે નહિ પુનઃ એ સંપ્રતિ રાજાએ પોતાના દાસ તથા ઘરની દાસી તેઓને સાધ્વીનો વેષ આપી અનાર્ય દેશમાં વિહાર કરાવ્યા. ઘણા ગાઢ મિથ્યાત્વને સમકિત પમાડી આર્ય જૈન કર્યાં. ઇત્યાદિ ઉત્તમ સુતત્ત્વે કરી યહિભવ પરભવ આત્મકલ્યાણનો હેતુ જાણી નિપજાવી કોરવકુલ મૈર્યવંશ શોભાવી સંપ્રતિનૃપ સો વર્ષ આયુ સંપૂર્ણ સદ્‌ગતિનો ભજનાર થયો.

ગાથા—કોસંબીએ જેણં દુમગૌય ધાવિઓ તઓ જાઓ ।
ઉજ્જેણીએ સંપઇ, રાયા સોનદઉ સુહસ્થી ॥

ઇતિ સંપતિ નૃપ સંબંધ.

એ શ્રી આર્ય સુહસ્તિ સૂરિ લઘુગુરૂભાઇ તે ગચ્છની પટ્ટપર થયા અને વડા ગુરૂભાઇ શ્રી આર્ય મહાગિરિસૂરિ તેણે જિનકલ્પની તુલણા કરી. દક્ષિણપણે રાજ્યપિંડ લીધો તે માટે બંને ગુરૂભાઇને માડલે આહાર પાણિનો વ્યવહાર જૂદો થયો. શ્રી મહાગિરિસૂરિએ સમ્મિત શિખરની યાત્રાને હેતુએ પૂર્વ દિશામાં વિહાર કર્યો. તેની પેઢી ચારને આંતરે શ્રી દેવર્દ્ધિ ક્ષમા-શ્રમણ થયા. હવે શ્રી આર્ય સુહસ્તિ સૂરિએ વર્ષ ૩૦ સંસારીપદ ભોગવી પછી શ્રી સ્થૂલિભદ્ર સ્વામીને હસ્તે દીક્ષા લીધી. અને વર્ષ ૨૪ શિષ્યપણે ગુરૂ શ્રી સ્થૂલિભદ્ર સ્વામીના સેવા કીધા પુનઃ વર્ષ ૪૨ સુગપ્રધાનપદવી ભોગવી સર્વાયુવર્ષશત સંપૂર્ણ શ્રી વીરાત્ બસેં એકાણુ ૨૯૧ વર્ષ શ્રી આર્ય સુહસ્તિસૂરિ સ્વર્ગે ગયા. તત્પટ્ટે

**૯ સુસ્થિતસ્વામી.** લઘુ ગુરૂભાઇ શ્રી સુપ્રતિબદ્ધ સ્વામિ—એ બેઉ ગુરૂભાઇનો એક વ્યાઘાપત્યગોત્ર. તેમાં શ્રીસુસ્થિત સ્વામી તે પટ્ટધર જાણવા. અને લઘુગુરૂભાઇ શ્રીસુપ્રતિબદ્ધ સ્વામી તે ગચ્છની ચિંતાના કરણહાર થયા. તે માટે એ બેઉ ગુરૂભાઇના નામ જોડે લખ્યા છે. પુનઃ એ બેઉ ગુરૂભાએ આલીયખંડે કાકંદી નગરીએ મહર્ષિ શ્રીગૌતમ કથક જે સૂરિમંત્ર તેહનો કોડીવાર સ્મરણ કીધો. ત્યારે નવમા પાટ થકી કોટિકગચ્છ એવું બીજું

નામ પ્રગટ થયું. તે પહેલાં શ્રીસુધર્માસ્વામીથી માંડી ૮ પાટ સુધી **નિર્ગ્રંથગચ્છ** એવો નામ કહેવાતો. તેને સર્વાયુ સંપૂર્ણ શ્રવીરાત્ ૩૭૨ વીત્યે શ્રીસુસ્થિત સ્વામી સ્વર્ગે ગયા. પુનઃ વીરાત્ ૩૭૯ વર્ષે શ્રી ભૃગુકચ્છ નગરે શ્રી આર્ય ખપુટાચાર્ય પ્રગટ થયા. તત્પટ્ટે

**૧૦ ઇંદ્ર દિન્નસૂરી**—અને લઘુગુરૂભાઇ બીજા શ્રી પ્રીયગ્રંથસૂરિ. ત્યાં વૃદ્ધ ગુરૂભાઇ શ્રી ઈંદ્રદિન્નસૂરિ તેહનો કૌશિક ગોત્ર છે. અને લઘુગુરૂભાઈ શ્રી પ્રિયગ્રંથસૂરિ ગોત્ર કાસ્યપ છે. શ્રી ઇંદ્રદિન્નસૂરિ વિહાર કરતાં મુંઢેરી નગરીએ પહોંચ્યા એવામાં શ્રી મહાવિર મૂક્તિ પહોંચ્યા પછી ૪૭૦ વર્ષ ગયા પછી માલવ દેશમાં ઉજ્જેણી નગરમાં પરમાર વંશે રાજા શ્રી **વિક્રમાદિત્ય** પ્રગટ થયો. તેનો માન કહે છે. શ્રી વિરચિરં પાલક રાજ્ય વર્ષ ૬૦, નવનંદ રાજ્યવર્ષ ૧૫૫, મૌર્ય રાજ્યવર્ષ ૧૦૮, પુષ્પમિત્ર રાજ્યવર્ષ ૩૦, બલમિત્ર ભાનુમિત્ર એ બે કાલિકાચાર્યના ભાણેજ તેનો રાજ્ય વર્ષ ૬૦, નરવાહન રાજ્ય વર્ષ ૪૦, ગર્દ ભિલ્લ રાજ્ય વર્ષ ૧૩, શકના રાજ્ય વર્ષ ૪. ॥

શ્રી વીરમુક્તિ ગયા પછી ૪૭૦ વર્ષે દક્ષિણ દિશામાં શ્રી ગોદાવરી નદીને કંઠે પૈઠાણે ભુજંગાધિપ સાંનિધ થકી શ્રી શાલવાહનનો શક પ્રગટ થયો. એવં ૪૭૦ વર્ષે શ્રીવીરપ્રભુ મોક્ષ ગયા પછી ત્રણસે અને વીસ વર્ષ ગયા પછી મૌર્ય રાજાને રાજ્યે શ્રી આર્યસુહસ્તિને સંઘાડે **પહેલા કાલકાચાર્ય** પ્રગટ થયા તેણે સૌધર્મ ઇંદ્ર આગળ નિગોદનો વિચાર કહ્યો. પુનઃ પન્નવણા, ઉપાંગ સૂત્રના કારક એ **ચોથા યુગપ્રધાન** જાણવા.

પુનઃ બીજા **કાલિકાચાર્ય** વીરાત્ ૪૫૩ વર્ષે બલમિત્ર અને ભાનુમિત્ર રાજાના સમયે દક્ષિણ દિશામાં ગોદાવરી નદીને તટે પૈઠાણે રાજાશ્રી શાલિવાહનના આગ્રહથી જૈનાચાર્યની સાક્ષીએ શ્રી પર્વ આવ્યા હોતે યક્ષોત્સવે મહા ઉપદ્રવે શ્રી પર્વનો અંતરાય જાણી ભાદ્રવા શુદિ ૫થી ૪ ના પર્યુષણ કર્યાં. એહના વિસ્તારથી કાલિકાચાર્યની કથાથી જાણવો. શ્રી વીરાત્ ૪૪૧ વર્ષે ઇંદ્રદિન્નસૂરિ સ્વર્ગે ગયા. હવે લઘુભાઇશ્રી **પ્રિયગ્રંથસુરી** વીરશાસને પ્રભાવિક થયા. તેનો સંબંધ કહે છે.

અજમેર ગઢની તલેટીમાં હર્ષપુર નગર વસે છે. એકદા ત્યા વિહાર કરતાં શ્રી પ્રિયગ્રંથસૂરિ આવ્યા. એવામાં છાગને હોમવાને સકલ મંત્ર શાસ્ત્રના જાણ યજ્ઞ કરવા ઉદ્યમી થયા. એટલામાં જૈની ગૃહસ્થે ગુરૂ મહારાજને યાગની વાર્તા કહી ત્યારે શ્રી ગુરૂ મહારાજે સૂરિમંત્રથી વાસ મંત્રી શ્રાવકને દઇ કહ્યું ' જે વાસ એ છે તે તમે બોકડાના માથે નાંખજો જેથી એને અભયદાન થશે અને શ્રી જિનશાસનની ઉન્નતિ થશે. શ્રાવકે ગુરૂ મહારાજે કહ્યું તેમ કર્યું એટલે બોકડો દેવાધિષ્ઠિત થયો આકાશે જઇ ઉભો રહ્યો. યાગકૃત વાડવ પ્રતિ મનુષ્ય ભાષાએ બોલ્યો ' હે વિપ્રો ! તમે સાંભળો. જેટલા પશુના દેહની રોમ હોય તેટલા હજાર વર્ષ સુધી પશુના ઘાત કરનારનો જીવ નરકે રહ્યા વેદના વેદશે. યત

महतामपि दानानां कालेन क्षीयते फलं
भीताभय प्रदानस्य क्षय एव न विद्यते ।

તે છાગનાં એવાં વચન સાંભળી સકલ મનુષ્યના વૃંદ તે છાગને પૂછે કે તું કોણ છે ? ત્યારે છાગે કહ્યું ' હું યાચક દેવતા છું. એ અજ મારૂં વાહન છે. તે માટે તમે ધર્મને વાંછો તો આ સર્વ મિથ્યા છે. સાચા ધર્મની પરીક્ષા કરો. તો શ્રી પ્રિયગ્રંથ સૂરિને પૂછો, તે વાડવે ગુરૂને ધર્મ પૂછયો ત્યારે શ્રી સૂરિએ

## પુનઃ હવે શ્રી કલ્યાણમંદિર સ્તોત્રની ઉત્પત્તિ.

શ્રી વૃદ્ધવાદી સૂરિ વિહાર કરતા ભૃગુકચ્છે આવ્યા એવામાં માલવમંડલે ઉજ્જેણી નગરીએ કૌશિક ગોત્રી દેવઋષિ નામે વાડવ રહે છે તેને દેવસીકા નામે સ્ત્રી છે. તેના પુત્ર કુમુદચંદ્ર નામે મહા ષટ્ અંગનો જાણ છે, તેને અન્ય પંડિતના મુખ થકી વાગ્દેવી જેને પ્રસન્ન છે તેવા વૃદ્ધવાદીનો ઘણો મહિમા સાંભળી અત્યંત ગર્વ કરી જે મને વિદ્યાવાદમાં જીતશે, તેનો હું શિષ્ય થઇશ. એહવી પ્રતિજ્ઞા ધારી જ્યાં ભરૂચ છે-શ્રીવૃદ્ધવાદી છે ત્યાં આવ્યો એવામાં વૃદ્ધવાદી દેહચિંતાએ નગર બહાર આવ્યા છે ત્યાં બંને એકઠા મળ્યા વન વિષે ગોવાલીઆ તથા પિંડાર ગો ચારે છે. કુમુદચંદ્રે વિદ્યવાદનો આશય જણાવ્યો. તેહ પિંડારની શાખે યા કરી વિદ્યાવાદ પ્રારંભ્યો. ત્યાં પ્રથમ કુમુદચંદ્રે સંસ્કૃત વાણી કહી, પિંડાર સમજે ને કહે 'એ વિદ્યા કાંઇ નહિં' બ્રાહ્મણ તું ફોગટ આ રડે છે, મૂર્ખ છે. ત્યારે વૃદ્ધવાદિ સૂરિ અવસરના જાણ હોઇ કલ્પક રજ હરણ કટિએ બાંધી દંડ ઉંચો હાથ રાખી પ્રદક્ષિણારૂપી ઘેરણીએ નાચતા હુઆ મુખે એમ ભણે જે અથ—

ચાલિએ નવિ મારિએ પરદારાગમણ ન કીજીએ
થોડા શ્યું થોડું દીજીએ, તઉટ ગિમગિસગિ જાઇએ. ૧
ગાય ભિંસ જિમ નીલું ચહઇ, તિમતિમ દૂધિં દૂણાં ભરઇ,
તિમતિમ ગોવાલાં મનિ ઠરઇ, છાસિ દેયંતાં તે હુતરઇ. ૨
ગુલશ્યું ચાવઇ તિલતાંદુલી દેઉ વજુંવિ વાંસલી
પહિરણિં ઉઢણિં હુઇ ધાબલી ગોવાલા મનિ પુગિરલી. ૩
મોટા મોટા મિલ્યા પંડાર માંહો માંહે કરય વિચાર
મહિલી દૂધણિ સરજી ભલા, દીઇ દા બેટા પૂગીરલી ૪
વનમાંહિ ગોવાલા રાજા, ઇંદ્રિ નણિં ધરિ તે નહિ આજ
ભમર ભિસ દૂઝઇ વલી સોલ, સુખિ સમાધિ હુઇ રંગરોલ. ૫
વાટ ઉભરીઉં દહીને ઘોલ, જીમણી કર લેઇ ધઇસિં બોલ,
ઇણિપરે સુદમે લાવઢ કરઇ, સ્વર્ગ્ગતણિ વાતજ વિસરઇ. ૬
હડહડાટ નવી કીજઇ ઘણું, મર્મ્મ ન બોલીજઈ કેહતણું,
કૂડિ શાખિ મ દેજ્યો આજ, એ તુમ્હ ધર્મ કહું ગોવાલ. ૭
ગરડ સવિચ્છુ નવી મારીઇ, મારી તઉ પિણ ઉગારીઇ,
કૂડ કપટથી મન વારીઇ, ઇણિં પરિ આપ કારિજ સારીઈ. ૮
ગોવાલીઆ ઉમાગહસ હર્ષીત થકા ગહિ, તાલાતાલી દેતા સહિ
ભલઉ ભલઉ એ દ્વિજ ડોકરઉ, ન હઇ ભણીઉ એહિજ છોકરઉ. ૯
ભટ જે બોલ્યો ભૂતપ્રલાપ, ફેડયા કાં નવિ ગોઇઉ આપ,
જીત્યો એ હાર્યો તું હલ્લા, પાય લાગી કહઈ એ ગુરૂ ભલ્લા. ૧૦

તે ગોવાલીયાના વચન સાંભળી કુમુદચંદ્ર શ્રી વૃદ્ધવાદીને કહે કે હું પ્રતિજ્ઞા સંપૂર્ણ— વિદ્યાવાદે હાર્યો તે માટે મુજને શિષ્ય કરો. કિસ્યા થકી?—તુમે સમયના જાણ અને હું સમયનો જાણ નહિં એટલી મારી બુદ્ધિ કાચી. ગુરૂએ દીક્ષા દેઇ કુમુદચંદ્ર સાંધુ નામ દીધું.

કેટલેક દિને ગુરૂસગ થકી શ્રુતધર થયા. અતિ વિદ્યા ગર્વિત થકી એકદા શ્રી ગુરૂને કહે 'ગણધર ગુંથીત જે પ્રાકૃતન સિદ્ધાંત છે તે સઘળાં સંસ્કૃત કરૂં' એમ કહી મહા વિદ્યાએ ઉદ્દામપણે નમો અરિહંતાણં, એ સકલ પચપદ પ્રાકૃતન છે તે તે સંસ્કૃત નિપજાવી ગુરૂને સંભળાવ્યું. 'નમોર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્ય:! આ સાંભળી સકલ ગુણસદ્મ શ્રી દેવાધિદેવ ગુરૂ કહે 'સર્વાક્ષર સંનિપાત લબ્ધિના ધણી ગણધરાદિ થયા, પુન. તેહના શાસન ધર્મ માંહિ કેટલાએક ચૌદ પૂર્વી થયા, એને શ્રુતકેવલી પણ આગે થયા પણ જે શ્રી વીરમુખે ગણધરે ત્રિપદી પામીને મુગ્ધ પ્રાણીને ઉપકારના હેતુએ પ્રાકૃતન ભાષાએ રચના કરી તેહનું વચન અન્યથા કરે તે અનંત સંસારી થાય, તે માટે 'નમોર્હત્ સિદ્ધા' એ વચનથી તમને મોટી આલોયણા આવી. તે વૃદ્ધવાદી ગુરૂનું વચન સાંભળી કુમુદચંદ્ર ચેલો ગુરૂ પાસે વૃદ્ધિનુ વચન અન્યથા કર્યાની આલોયણા માગી, ત્યારે ગુરૂ કહે "ગાઢા મિથ્યાતીને પ્રતિબોધી સમકીત પમાડી જૈનપણું આદરાવી ગતતીર્થ પાછો વાળે તો શ્રી સંઘે ગચ્છમાં ડલઇવ આઇ. એવું ગુરૂ સંઘનું વચન પ્રમાણ કરી એકાકી વિહાર કરતા અવધૂત વેશે બારમે વર્ષે માલવદેશે ઉજ્જેણિ નગરે પરમાર શ્રી વિક્રમાર્ક રાજ્યે સિપ્રાતટે શ્રી મહાકાલેશ્વરને પ્રાસાદે શિવલિંગ ઉપર મસ્તક દેઇ સૂતા—બીજે દિને પ્રાતસમયે અર્ચક શિવ પૂજવા આવ્યો એટલે પ્રૌઢ શરીર લંબ ભૂજા વિશાળ અવયવ, નિ:સ્પૃહ અબીહ દેખી અર્ચક કહે 'તું ઉઠ ઉઠ, એ શિવ ભોલો ભસ્મ ભોગી—તેહને દૂહવી કિસ્યું મરણુ માગે છે? એમ ગાઢે સ્વરે અર્ચક બર કહે તેટલે મનુષ્ય એકઠા થયા—કહે ઉઠો ઉઠો, પણ કેમે ન ઉઠે, ત્યારે બરડેકે વિક્રમ પોકાર્યો. વિક્રમ કહે 'તાણી ઘસરડી પ્રાસાદ બાહિર કાઢી નાંખો. તે બરડક રાજાના અનુચર લેઇ મનુષ્યના સમુદાય મિલ્યો ઉઠાડવા લાગ્યા, પણ વજ્રતુલ્ય શિવની આશાતના જાણી પુન:અર્ચક વિક્રમને પોકારે કે વિક્રમે શિવમર્યાદા લોપી જાણી ત્રાજણા દીધી તે ત્રાજણા રાણિને પ્રહાર હોય રાણી આક્રંદે. તે સાભળી વિક્રમ ચિત્તમાં ચિંતવે જે એ મહા કોઇક સિદ્ધ પુરૂષ છે. એહસ્યું પરાક્રમ નહિ. વિક્રમ આવી હાથ જોડી નમી કહે 'હે તપોનિધિ! મુજ અપરાધ ખમી તુમ્હે પ્રસન્ન પ્રત્યક્ષ જાઓ' તે સાંભળી કુમુદચંદ્ર તત્કાળ ઉઠી કહ્યુ, 'અહો વિક્રમ, આ નગરે તુમ્હ રાજ્ય કયા ન્યાયે કરો છો.

* * * * * *

તે પરમેશ્વર શ્રી પાસ અવંતિની તુમ્હે કીર્તિકહો—તિવારે કુમુદચંદ્ર શ્રા પાર્શ્વનાથ ૨૩મા તીર્થંકરની સ્તુતિરૂપે શ્રી કલ્યાણ મંદિર સ્તોત્ર કહ્યો—૧૧ મા કાવ્યે શ્રી પાર્શ્વ પરમેશ્વરે પહેલાંથી કામરાગ છત્યો છે તે સ્તવે છે—યસ્મિન્ હર પ્ર૦ કે શિવલિંગમાંથી ધુમ્રજ્વાલા પ્રગટી પુન: કુમુદચંદ્રે ૧૨ મા કાવ્યમાં અદ્ભુત રસે કરી શ્રી પાર્શ્વદેવનો મહિમા વર્ણન છે.. સ્વામીનલ્પ ગિરિ—કહેતાં શિવ લંગનું તેજ હીણુ થયું. પુન: ૧૩મા માં વીરરસે કરી પાર્શ્વદેવનું ધર્મવીરપણું વર્ણવે છે. ક્રોધસ્ત્વયા—એ કહેતાં શિવલિંગ સ્ફોટ થયો. પિંડીઈ વિહા હુઆ(!) તેમાં તત્કાલ શ્રી ધરણેંદ્ર અને શ્રી પદ્માવતિ સેવિત પુન: પાર્શ્વજક્ષ વૈરાયા દેવીએ યુક્ત શ્રી અવંતિ પાસનો બિંબ પ્રગટ થયો. તે દેખી વિક્રમ વિસ્મય પામી સકળ મનુષ્યયુક્ત શ્રી પાસ પ્રણમી બેઠો. કુમુદચંદ્ર કહે 'હે વિક્રમ! કિંહા એ હરલિંગ અને ક્યાં રાગદ્વેષ વિવર્જિત એ પરમેશ્વર.

यत—पापदावाग्निजलद सुरेंद्रगण सेवत
समसत दोष रहिता निस्संगकल्पपादः १
अस्य पुजन मकार प्रभावभाविनो भंव
भवति संपदो वस्या मुक्तिश्चापि गृहांगणे २
सत्चत्दुचारितं येन जिनेंद्र इत्यक्षरं द्वयं
वद्ध परिपकस्तेन मोक्षाय गमन मतिः ३

એની કુમુચંદ્ર કથક શ્રુતથી સાંભળી મિથ્યાત્વ શલ્ય ટાળી સમકિત ધર્મે નિઃશલ્ય થયો. મહા મહોત્સવેથી શ્રી અવંતિપાસ થાપ્યા. ગુરૂ વિત્ય ન સંઘપતિ શ્રી સિદ્ધાચલનો થયો. મુનઃ મહોગ્ર દાને કરી સ્વ સંવત્સર પ્રકટાવતો હવો. નીષ્કંટક એક છત્ર રાજ્ય ભોગવી પાત્રાપાત્રની પરીક્ષા કરી એકઓને બાવીસ નુતનપ્રસાદ નિપજાવી સમશત જીર્ણોદ્ધાર કરાવી પરદુખ ટાળવા એશ્વરી થયો. મહાપરમોપકારી થકો પરમાર વંશ શિરોમણિ વિક્રમાદિત્ય સુકૃતનો સંચય કરી સદ્દગતિનો ભજનાર થયો. શ્રી કુમુદચંદ્રે આ રીતે ગયું તીર્થ પાછું વાળ્યું. ઘણા મિથ્યાત્વીને ગાઢો સમકીની કીધો. આવા બાર વર્ષે શ્રી વૃદ્ધવાદી ગુરૂને વાંદી આણાધર્મ લોપ્યાની આલોયણ લઇ મિથ્યા દુષ્કૃત દેઈ સંઘની સામે સ્વગચ્છ મંડલે લીધા શ્રી વૃદ્ધવાદી ગુરૂએ પોતાને પાટે સ્થાપી શ્રી સિદ્ધસુરી નામ દીધું. સંમતિ ગ્રંથકર્તા અનુક્રમે વિહાર કરતાં દક્ષિણ દેશે પ્રતિષ્ઠાન પુરે દિન ૧૧ અણશણ કરી શ્રી વીરાત્ ૪૭૦ વર્ષ પુનઃ વિક્રમ ૧૮ વર્ષ સિદ્ધસેનસૂરિ સ્વર્ગે ગયા.

सव्वेपभावगातिय जिणसासण संसकारिणो जेउ
भंग तरेण विणऊ एए मणिया जिहामयमी.

ઇતિ આચાર્ય શ્રીસિદ્ધસેનસુરિ સંબંધ ૧૦.

**૧૧ દિન્નસૂરિ.** ગૌતમ ગોત્ર. તેણે કર્ણાટક દેશમાં વિહાર કર્યો. નિત્ય એકભુક્તિ વિગય રહિત જાણવા. એ સુરિ ૧૪ ઉપગરણના ધરનાર થયા. અત્ર ઉપકરણનો વિવરો કહે છે એવા અવસરે ચંદેરી નગરી સાધુ શબને દગ્ધ સ્થિતિ થઇ તે પહેલાં સાધુની દેહ જનાવરને ઉપગારે કામ આવે એવું જાણી જલ થલને વિષે સાધુ એકઠા થઇ પરિવરતા તેહવાનો વૃદ્ધ પરંપરાએ ગુરૂ મુખ થકી જાણજો.

**૧૨ સિંહગિરિસૂરિ**—કોશીલ ગોત્ર. એવામાં ૧ શ્રી શાંતિસૂરિ ૨ સુધર્મસુરિ, ૩ આર્યનંદિસૂરિ, ૪ શાંડિલ્યસુરિ ૫ શ્રી હિમવંતસુરિ ૬ શ્રી લોહિતસૂરિ, ૭ રત્નાકરસૂરિ એ ૭ યુગપ્રધાન પ્રગટ થયા. પુન શ્રી આર્ય મહાગિરિના શિષ્ય સ્થવિરશ્રી આર્યરક્ષિતસૂરિ તેના સંગાડે લબ્ધિસંપન્ન શ્રી દુર્બલિકાપુષ્પમિત્રસૂરિ પ્રગટ થયા. તેને ભણવાને ઘોષપાઠ ઉદ્યમે કરી સુર્યોદયે શેર ૧૦ ઘૃત જઠરાગ્નિએ જન્તું. પુન ૧ શ્રી નાગાર્જુનસૂરિ, ૨ શ્રી સ્કંદિલસુરિ, ૩ પાદલિપ્તસુરિ, ઔષધિપાદલેપ કરી આકાશમાર્ગે ઉડી શ્રી સિદ્ધાચલ, ગિરિનાર, સમિતગિરિ, નંદીય, બ્રાહ્મણવાટક એ પાંચ તીર્થની યાત્રા કરી પાક્ષિક તપનુ પારણું કર્તા હતા, શ્રી વીરાત્ ૫૨૫ વર્ષ શેત્રુંજ્યઉદ્ધારે હુઆ. વીરાત્ ૫૪૪ વર્ષે છઠ્ઠો નિન્હવ રોહગુપ્ત નામે પ્રગટ થયો. વીરાત્ ૫૪૭—પુનઃ વિક્રમ ૨૬૪ વર્ષે (?) શ્રી સિંહગિરિસુરિ સ્વર્ગે થયો.

૧૩. વજ્રસ્વામી- જંબુદ્વિપે દક્ષિણ અર્દ્ધ ભરતે અવંતિ દેશે તુંબવન ગ્રામે ગૌતમ ગોત્રે શ્રી ધનગિરિ રહે છે—તેણે સગર્ભા સુનંદા સ્ત્રીને ઘેર મૂકી આયસમિતિ સાળા સહિત વૈરાગ્યે શ્રી સિંહગિરિસૂરિનો ઉપદેશ સાંભળી દિક્ષા લઇ ગુરૂ સાથે વિહાર કર્યો. કેટલેક દિને ઘેર સુનંદાને બેટા થયો. સુનંદાની સહિયર સ્ત્રી ને બાલકને રમાડતો કહે કે તારે પિતાએ દીક્ષા લીધી ન હોત તો જન્મનો ઉત્સવ કરત. એવાં વચન બીનાં તે બાળકે કાને સાંભળી જાતિ સ્મરણે પૂર્વભવ દીઠો. ચિત્તે ચિંતવે કે હું પણ ચારિત્ર લઉં એવું વિચાર એકમનો થઇ ઘણું રૂદન કરે. તેથી સુનંદા ઘણી આકુળ થઇ મને ચિંતવે કે આનો પિતા આવે તો તેને આપું. એમ કરતાં છ માસનો થયો. એવા અવસરે શ્રી સિંહગિરિસૂરિ, શાલાએ રહ્યા ત્યાં ૧ ધનગિરિ, અને આર્યસમિત એ બંને સાધુ ગુરૂની આજ્ઞા લઇ તુંબ વચન ગ્રામેઆહારનીગવેષણાએ જાય છે એટલે જ્ઞાનોપયોગે શકુન વિચારી ગુરૂ કહે હે શિષ્ય તમને આજ ગોચરિએ જતાં સચિત અચિત જે મળે તે લેજો. ગુરૂ વચન અંગિકાર કરી તે બંને મુનિ સંસારિક બંદા વિના સુનંદા ઘેર પધાર્યા. નગર મનુષ્યે ઘર સ્ત્રીઓ ઓળખી રૂદન કરતો બાળક તેણે પીછાણી એવી જે સ્ત્રી કહે 'આ સુત તમારો તમે લ્યો' એમ કહી બેટો ધનગિરિને દીધો. એટલે તુરત રોતો રહ્યો. તેણે કયક ગુરૂ વચન સાંભરી તે બાળક ઝોળીએ લઇ ધનગિરિ ગુરૂ પાસે આવ્યા, ઘણે ભારે વાહનમતી દેખી વજ્રસમાન ભાર જાણી ગુરુએ કુમાર વજ્ર નામ દીધું. સાધ્વીના ઉપાશ્રયે શિય્યાતરી શ્રાદ્ધે સુશ્રૂષા સાચવી પાલણે પોઢાડી રાત્રીને વિષે સાધવી ૧૧ અંગની સજઝાય કરે તે પાલણે સુતાં બાળકને અંગ ૧૧ મુખે આવડયાં. સાંભળતાં થકા એમ કરતાં તે વજ્ર બાળક ત્રણ વરસનો થયો એટલે તેજવંત રાજપુત્ર સુનંદા ગુરૂ પાસે માગે. મને માહરો બેટો સાધુજી આપો. ગુરૂ—ધર્મ લાભે બોલાવ્યો, જેહની પાસ જાય વિહરાવ્યો; અમો પાછો ન દઇએ એમ કરતાં રાજા સમક્ષ વિવાદ થયો. રાજાએ કહે બોલાવ્યો. જેની પાસે જાય બાલક તેહનો એ બાલક. એવું રાજાનું વચન સાંભળી સુનંદાએ ભાત ભાતની સુખડી મુકી, ગુરૂએ રજોહરણ મૂકયો એટલે વજ્રકુમાર રજોહરણ મસ્તક નાચ્યો લેઇ સુખડી અને માતા સામું ન જોયું, ત્યારે તે દેખી સુનંદા વિચારે જે ૧ ભાઈએ ૨ સ્વામીએ, અને ૩ બેટાએ પણ દીક્ષા લીધી. આવા સંસારે રહ્યા મને કોણ આધાર છે? એવું જાણીને શ્રી સિંહગિરિ પાસે સુનંદાએ દીક્ષા લીધી. વયર કુમારે ૮ વર્ષની દીક્ષા લેઇ દશ પૂર્વ ભણ્યા. એકદા શ્રી સિંહગિરિ પાસે બહિર્ભૂમિ ગયા હતાં ત્યાં અન્ય સાધુ નગરમાંહિ આહારને અર્થે ગયા છે એવામાં શાલાએ યત્ર કપાટે બાલલીલાએ સાધુની ઉપાધિ એકઠી કરી ાવધાર્થીની પેરે ૧૧ અંગની વાચના દીએ છે. એટલે ગુરૂ શાલાને ધારે વિવર થકી ગુપ્તપણે રહ્યા તે સઘળો વ્યતિકર દેખી યોગ્ય જાણી શ્રી સિંહગિરિ સૂરિએ દશ પૂર્વધર શ્રી વજ્ર જે પોતાની પાટે થાપ્યા. શ્રી સિંહગિરિ સૂરિની આજ્ઞા લઇ ૫૦૦ મુનિ સાથે પૂર્વ દિશા થકી વિહરતાં ઉત્તર દિશામાં આવ્યા. શ્રી વજ્ર ત્યાં દુર્ભિક્ષ યોગે સંઘ સિદતો જાણી પૂર્વભવ મિત્ર જંભિક દેવાર્પિત આકાશગામિની વિદ્યાએ થી સંઘને બાર યોજન કલ્પકનો વિસ્તાર ૬૮ કોટે નિપજાવી સુભિક્ષ મહાનસી પુરે મુક્યા. પુનઃ શ્રી વજ્રસૂરિ ઉત્તર દિશાથી વિહરતા દક્ષિણ પંથે તુંગીયા નગરે ચોમાસું રહ્યા. ત્યાં રસવિકારના યોગથી શ્લેષ્મ થયો. શિષ્ય પ્રતિ શ્રી વજ્રસેન સુરિએ કહ્યું—જ્યારે આજ તુમે આહાર અર્થે ગૃહસ્થને ઘેર જાઓ ત્યારે શુંઠ ખંડ યાચી લાવજો. તે શિષ્યે તેમજ શુંઠ

લાગી ગુરૂહસ્તે આપી ગુરૂએ કર્ણને વિષે શુંઠ સ્થાપી ચિંતવ્યું જે આહાર કરી ખંડ વાવરીશું. આહારના કર્યા પછી શુંઠખંડ વાવરવી વિસરી ગયા. સાંજની પડી લેહણ કરતાં સુખવસ્ત્રિકા પડિલેહતાં કર્ણથી શુંઠખંડ પૃથ્વી પર પડ્યો. તે દેખી પોતાનો પ્રમાદ તથા પોતાનું વિસરપણું જાણી વિચારે જે હું દશપૂર્વનો ધારક તેહને એ કિમ વિસરે ? ઉપયોગ દીધાથી પોતાનું આયુ થોડું જાણી પોતાના શિષ્ય શ્રી વજ્રસેન પોતાની પાટે સ્થાપીને કહ્યું 'તુમે સોપારક પત્તને વિચરો ત્યાં બાર વર્ષને અંતે દુર્ભિક્ષિને યોગે લક્ષદ્રવ્યે એક હાંડી ખીરની વિષમિશ્રિત થકી મરણે શ્રે. જિનદત્ત ભાર્યા ઇશ્વરી પુત્રે ચાર ઉત્તમ પાત્ર છે તેને અભયદાન દ્યો. એમ કહેજો કે પ્રભાતે બાર હજાર યુગ ધારીના ભર્યા જહાજ સમુદ્રે આવશે પરદ્વિપ થકી, એ ઉપકાર ત્યાં જઇ કરો. આવી શ્રી ગુરૂની આજ્ઞા લઇ શ્રી વજ્રસેન સૂરિએ વિહાર કર્યો. એવામાં વજ્રસેનને યુગપ્રધાન પદવી થઇ. તે સમયે બીજો ઉદય થયો. શ્રીવીરાત્ ૬૧૬ વર્ષે હવે વીરાત્ ૪૯૫ વર્ષે વજ્રસૂરિનો જન્મ, ૮ વર્ષ ગૃહસ્થપણે રહ્યા; અને ૪૪ વર્ષ શિષ્યપણે શ્રી સિંહગિરિ ગુરૂની સેવા કીધી. વર્ષ ૩૬ યુગ પ્રધાન પદવી ભોગવી સઘળું આયુ ૮૮ વર્ષ સંપૂર્ણ વીરાત્ ૫૮૪ વર્ષે ગયા હુતે દક્ષિણ દિશામાં માગિયા નામ પર્વતને વિષે શિલા ઉપરે અણશણ કરી શ્રી વજ્રસ્વામિ સ્વર્ગ હુઓ. એ શ્રી વજ્રસ્વામિને નામે વજ્ર શાખા કહેવાણી પુનઃ એજ વર્ષે ગોષ્ટામાહિલ્લ નામે ૭ મો નિન્હવ થયો. જેમ શ્રી જંબુ સાથે દશ બોલનો વિચ્છેદ થયો, તેમ શ્રી વજ્ર સાથે ૧ અર્ધ નારાચસંહનન, અને ૨ દશે પૂર્વ એમ બે ઉત્તમ બોલનો વિચ્છેદ થયો હતો.

महागिरि सुहस्ति २ च सूरि श्री गुणसुंदर ३ श्यामाचार्य ४ स्कंदिलाचार्य ५ रेवतिमित्र सूरिराट् ६ श्री धर्मो ७ भद्रगुप्त ८ श्च श्रीगुप्तो ९ वज्रसूरिराट् १०

युग प्रधान प्रवरा दशै ते दशपूर्विणः ॥२

चंद्र कुलसमुत्पत्ति पितामहमहं विभु

दशपूर्वनिधीवंद वज्र स्वामि मुनिश्वरं ॥ ३ અત્ર શ્રી વજ્રવર્ણન.

उक्तंच—किं रुपं किमुयोग सूत्र पठनं विष्येषु किं वाचना

किं प्रज्ञा किं मुनिस्पृहत्व मथार्किं सौभाग्यमथादिकं

किं वा संघसमुन्नतिं सुरनति किं तस्य किं वर्ण्यते

वज्रस्वामि विभो प्रभावजलधरे केकमप्यद्भुतं ॥१

ઇતિ શ્રી વજ્રસ્વામી સંબંધ.

આનો અન્યચારિત્ર વિસ્તાર છે તેથી વધુ નથી જણાવ્યું.

૧૪ વજ્રસેન સુરિ—તેનું ભારદ્વાજ ગોત્ર. શ્રીગુરૂવજ્રસ્વામિને વચને વિહાર કરતા સમુદ્રતટે સોપારકે પત્તન નગરે શાલાએ રહ્યા. મધ્યાન્હે સલઇડ ગોત્રે શ્રે. જિનદત્ત તેહની પુત્રી ઇશ્વરી તેને ૪ બેટા, નાગિંદ્ર ૧, ચંદ્ર ૨, નિર્વૃત્તિ ૩ અને વિદ્યાધર ૪ એ નામે છે. તેને ઘેર શ્રી વજ્ર ગુરૂના વચનાનુસારે ભિક્ષાર્થે પહોંચ્યા. એટલે સ્ત્રી ભર્તાર વિષમિશ્રિત આહાર દેખી સામા સામી દૃષ્ટિ સંજ્ઞાએ કહે શ્રી ગુરૂ ૨૯ માંસ નિર્દોષ

આહાર નહિ છે, તે સાંભળી શ્રી વજ્રસેન કહે એ આહાર ભુમિકાનાં શરણુ કરો. ગૃહસ્થ કહે વિષમસમયે મર્યાદવંત ગૃહસ્થ મર્યાદા કિમ રહે? શ્રી વજ્ર કહે પ્રભાતને સમયે સ્વામીએ જહાજ ચુગુંધરી ધાન્યે ભર્યાં અવશ્ય આવશે. તે સાંભળી વિવહારી ભૂશરણે કરી અને વ્યવહારીઓ જિનદત્ત સ્ત્રી ઇશ્વરી, પુત્ર ૪ યુત હાથ જોડી શ્રીવજ્રસેનને કહે તમે મહા મુની નિસ્પૃહ છો. જો તમારૂં વચન સત્ય થશે તો અમે તુમ પાસે વ્રત લઇશું. એ પ્રતિજ્ઞા લઇ મહા શ્રદ્ધાવંત થયા. શ્રી સુરિ શાલાએ આવ્યા. એટલે બહાર પહોરે સંપૂર્ણ થયા કે સમુદ્રે જહાજ ચુગંધરીએ ભર્યાં આવ્યા. સમુદ્રે સમાચાર થયા, ઘણો સુભિક્ષ થયો. દેખી શ્રીગુરૂ અભયદાનના દાતાર જાણી જિનદત્ત સ્ત્રી ઇશ્વરી નાગેંદ્ર, ચંદ્ર નિવૃત્તિ વિદ્યાધર એ ચાર બેટાયુક્ત શ્રી વજ્રસેન સુરિ પાસે દીક્ષા લીધી. અનુક્રમે તે ચાર કેટલેકે ઉણા દશ પૂર્વધર થયા, ત્યારે ગુરૂ શ્રી વજ્રસેને તે આચાર્ય પદવી આપી ત્યાંથી નાગેંદ્ર, ચંદ્ર, નિવૃત્તિ અને ૪ વિદ્યાધર એ ૪ શાખા પ્રગટ થઇ, તે ચારે એપણ ૨૧ ૨૧ આચાર્ય કર્યા એટલે ૨૧×૪=૪૮ આચાર્ય કીધા. તેથી તેના નામે ૮૪ ગચ્છ કહેવાણા. એટલે શ્રી વીરાત્ ૫૮૫ વર્ષ ગયે હુને એ ૪શાખા પ્રગટ થઇ ઇતિ ૪શાખાની ઉત્પતિ—ત્યાંથી

૧૪ વજ્રસેનસૂરિ—કેટલાક દિવસે વિચારતાં શ્રી સૌરાષ્ટ્ર દેશમાં મધુમતિ નગરે કપર્દિ નામે વણકર વસતો હતો તેને આડિ અને કુહાડી નામે બે સ્ત્રી હતી. પણ તે કપર્દિ અભક્ષ્ય અપેય કરી ઘણો અશક્ત હતો. એકદા બંને સ્ત્રી કપર્દીને અભક્ષ્ય અપેય એ બંનેથી અનાચારી જાણી પ્રહારથી શિક્ષા દેતી હતી એવામાં શ્રી વજ્રસેનસુરિએ તે વણકરને દુખીઓ દેખી બહિર્ભૂમિ જાતા થકાં શ્રી ગુરૂએ કોમલ વચનોથી કહ્યું કે 'હે કપર્દી તું અમારી પાસે આવ' તે કપર્દી પણ આવી હાથ જોડી ઉભો રહ્યો. એવામાં શ્રી ગુરૂએ આગમજ્ઞાને દ્દષ્ટિ દીધી તે તે સુલભબોધિ જણાયો. વળી તેનું આયુ બે ઘડીનું જાણી ગુરૂશ્રી વજ્રસેને કહ્યું 'અહો કૌલિક! તને મહાકષ્ટ દેખી તું ધર્મ કરી પચખાણનો પ્રમાણુ કરી કષ્ટ જેમ મટે. ગુરૂનું વચન સાંભળી વિનયવંત કપર્દીએ કહ્યું 'શ્રી ગુરૂ! પચ્ચખાણની મારા પર કૃપા કરો' ત્યારે ગુરૂએ નમો અરિહંતાણં ઇત્યાદિક નમસ્કાર મુખ થકી ઉચર્યા પછી કટે-કરે દોરાની ગાંઠ છોડી એક ઠેકાણે બેસી ભોજન અને જલ લીધાં. પછી તેમજ કેડે દોરાની ગાંઠ બાંધી. તે ગુરૂનું વચન અંગિકાર કરી તે વ્રત ઉચ્ચર્યું. એવામાં તેજ દિને સર્પગરલવ્યાપ્ત આમિષખંડનં તેનું ભોજન થયો તેથી તે કપર્દી મરણ પામ્યો. પચખાણ અંગિકાર કર્યાથી તે મહિમાએ અણુપંન્ની પણ પંન્ની મધ્યે ઉપજ્યો! અવધિજ્ઞાને પોતાનો પાછલો ભવ જાણ્યો. નમસ્કાર સહિત પચ્ચખાણનુ મહાત્મ્ય મોટું દિસે છે. હવે ગુરૂએ પચખાણ શિખવ્યું પછેલે ભોજને તુરત મરણ પામ્યો—એ વાત જાણી બને સ્ત્રી મળી અને રાજા આગે પુકારતી ગઇ કે આ મહાત્માએ કાંઈ શીખવી મરી નાંખ્યો. રાજાએ શ્રી વજ્રસેન ગુરૂને રાજલે (ચોકીમાં) બેસાડયા અને કહ્યું કે 'તમે સાધુ થઇ કેમ સ્ત્રીનો સ્વામી માર્યો? એવામાં કપર્દી પોતાના જ્ઞાનથી જોયું કે પોતાના ઉપકારીને કષ્ટ થયું છે તેથી તેણે ગામપ્રમાણે દેવશક્તિથી શિલા વિકુર્વી આકાશે રહેવા થકા સકલ લોકને કહેવા લાગ્યો કે 'એ મારા ગુરૂના પ્રતિ ખમાવો પ્રણમો નહિતો આ શિલા ગામ ઉપર પાડું છું. આ ગુરૂ મારા મહા ઉપકારી છે! આથી રાજાએ મરણના ભયથી શ્રી વજ્રસેનને પ્રણમી શાલાએ પધરાવ્યા એટલે કપર્દીએ શિલા સંહરી પ્રસન્ન થઇ રાજાદિલોક સમક્ષ માથા કેટી.—

मंसा सीमज्झरआ इकेण चेत्रंगठि सहीएण ।
सांहं तुंतं तुवाओ सुसाहू वाओ सुरोजाओ ॥

આમ કહી થીગુરૂને વંદી કહેવા લાગ્યો 'શ્રીભગવન્, મેં કેવાં કર્મ કીધા છે. તમે કૃપાવંત કરૂણા સમુદ્ર હિતકારી કંઇ કહો ! આ સાંભળી ગુરૂએ કહ્યું ' તેં પૂર્વભવે પ્રૌઢ પાપ કીધાં છે, પણ તેની પવિત્રતાના હેતુથી સકલકર્મક્ષાલણ એવા શ્રી સિદ્ધક્ષેત્રગિરિએ શ્રીસંઘના સહાયકારક થાઓ. શ્રીઋષભ પરમેશ્વરની ભક્તિમાં રહે. ' શ્રીવજ્રસ્વામિનાં વચન સાંભળી કપર્દીયક્ષ હર્ષ પામ્યો અને કહેવા લાગ્યો 'મારો જન્મ કૃતાર્થ થાઓ.

सिद्धिमगुपुंडारिक मुखजिना स्तीर्था नामदि पद स जयति शत्रुंजय गिरि श । ?

આવા બહુમાને સ્તુતિ કરતો તે વ્યંતર શ્રી સિદ્ધાચલે કપર્દી નામે યક્ષ શ્રી સંઘને કુશલકારક થયો. એટલે વિરતિ માસ એક સુધી કીજે તો ૨૯ ઉપવાસ કીધાનો લાભ થાય.

य पूर्व तंतुंवायं सुकृतकृत लवैर्दूरेत पूरितोऽग्रे
प्रत्याख्याने प्रभावादमर मृगदशा माति यथं प्रपेदे
सेवा हेवा कशालि प्रथम जिनपदांभोजयो स्तीर्थरक्षा
दक्ष श्रीयक्षराज सभवतु भवतां विघ्नमर्दी कपर्दी ॥

આ કપર્દી યક્ષનો સંબંધ પૂરો થયો.

હવે શ્રી વજ્રસેન સૂરિએ નવ વર્ષ ગૃહસ્થપણું ભોગવ્યું સર્વ વર્ષ ૧૧૬ શ્રી વજ્રસ્વામિ ગુરુની સેવા શિષ્યપણે કીધી. અને ત્રણ વર્ષ યુગ પ્રધાનપદ ભોગવ્યું. સર્વ આયુ વર્ષ ૧૨૮ શ્રી વીરાત્ ૬૨૦ વર્ષે શ્રી વજ્રસેન સૂરિ સ્વર્ગ પામ્યા. એવામાં શ્રી વીરાત્ ૫૭૦ વર્ષે એટલે વિ. સ. ૧૦૮ વર્ષે શ્રી સિદ્ધક્ષેત્રે શાજાવડે તેરમો ઉદ્ધાર કર્યો.

શ્રી વીરાત્ શ્રી વજ્રસેન સૂરિ ચિરં રાજ્યે વર્ષ ૬૦૯ પુનઃ વિ. સ. વર્ષે દક્ષિણ દેશમાં કણુટિક દેશે દિગંબર નામે સર્વ વિસંવાદી સાતસે બોલની પ્રરૂપણા સ્થાપી આઠમો નિન્હવ પ્રગટ થયો. પુનઃ શ્રી વીરાત્ ૬૨૦ વર્ષે શ્રી ગિરિનારે શાજા-વડે ઉદ્ધાર કર્યો.

૧૫ ચંદ્રસૂરિ. સહલક ગોત્ર શ્રી વજ્રસેન ચંદ્ર શાખાનો ઉદય જાણી ચાર ગુરૂભા-ઇમાં શ્રી ચંદ્રસૂરિથી પટ સ્થાપના કીધી. અન્ય ત્રણ ગુરૂભાઇ સાલામાં રહ્યા ઘણાં ગોત્ર પ્રતિબોધ્યા. શ્રી ચંદ્રસૂરિથી ચંદ્રગચ્છ એવું ત્રીજું નામ પડયું. તે ચંદ્રગચ્છમાં કેટલાક ગચ્છ અને અનેક આચાર્ય પણ થયા છે.

વિ. સં. ૪૭૭ માં નિવૃત્તિ કુલમાં રાજ્યચૈત્ર ગચ્છીય શ્રી ધનેશ્વર સવાલાખ ગ્રંથ શ્રી સિદ્ધાચલ મહાતીર્થના મહાત્મ્ય એ ગ્રંથના કર્તા હતા ત્યારે વલ્લભીનગરે શ્રી શિલાદિત્ય રાજાએ અલ્પાયુ અને અંત વિકલ્પી તે પૂર્વગ્રંથ સવાલક્ષ હતો તેમાંથી સાર સાર સંબંધ સ્વાદજાગની સંખ્યાએ ઉદ્ધારી શ્રી સિદ્ધાચલ ત્યાં નંદનાદિ મહાત્મ્ય કહો.

## બ્રહ્મદ્વીપિકા શાખાની ઉત્પત્તિ.

આહીર દેશમાં અચલપુરના પરિસરે કૃષ્ણા અને બેના એ નામની બે નદીના વચમાં બ્રહ્મ નામે દ્વિપ હતો ત્યાં ૪૯૯ તાપસના પરિવાર સાથે દેવશર્મા નામે કુલપતિ રહેતો હતો. તે મુખ્ય દેશમાં પોતાનો મહિમા વધારવા સર્વ તાપસને બે પગમાં ઓષધીનો લેપ કરી સંક્રાંતિના પર્વના પારણાને દિને બેના નદીના જલ ઉપર ચાલતો અચલપુરમાં આવ્યો. આ ચમત્કાર દેખી મિથ્યાત્વી ગૃહસ્થ ભોજન દઇ પ્રશંસા કરતા કે આ તપસ્વી મહા તપશક્તિથી ચમત્કારી છે અને જૈનની નિંદા કરી શ્રાવકોને કહેતા કે તમારા જૈનમાં કોઈ એવા પ્રભાવ નથી. એવામાં ત્યાં વિહાર કરતા શ્રી વજ્રસ્વામીના મામા શ્રી આર્ય સમિતિ સૂરિ આવ્યા ત્યારે જૈન ગૃહસ્થે તાપસનો સંબંધ કહ્યો. આ ગૃહસ્થ વચન સાંભળી ગુરૂએ વિચાર્યું કે કોઈ ઔષધીના ઉપયોગથી કપટ છે, તપશક્તિ નથી. ગુરૂએ શ્રાવકને તેડી કહ્યું. ' એ તાપસને સારી રીતે બે પગ ધોઇ જમાડજો. ગૃહસ્થે તેમજ કર્યું. અમારો હર્ષ છે એમ કહી બલાત્કારે દેવશર્મા તાપસે ના ના કહો બે પગ પરાક્રમે ધોયા. ભોજન દઇ બોલાવ્યા. લોકવૃંદ ભેગો થયો. પાદની ઔષધી ધોવાથી નદીમાં અધવચ બુડવા લાગ્યો ત્યારે લોકે કપટ કરી નિર્ભંચ્છયો. મુખ ઝાંખું થયું. તેવામાં તેને પ્રતિબોધવા શ્રીઆર્ય સમિતિ ગુરૂ ત્યાં નદિ તટે આવી સકલ લોકવૃંદ દેખતાં ચપટી દેઇ ગુરૂએ કહ્યું અમારે પેલી પાર જવા વાંછા છે! એટલે નદીના બેઉ કુલ એકઠા મળ્યા સકલ લોકના મનમાં વિસ્મય થયું ત્યારે આખા મનુષ્ય વૃંદ તાપ સ્થાનકે જઇ ધર્મોપદેશ દઇ તે ૫૦૦ તાપસ પ્રતિ બોધી દીક્ષા આપી અને સઘળાને શિષ્ય કર્યા. બધા શાલાએ આવ્યા. જિન શાસનને ઉન્નતિ થઇ. ત્યાંથી બ્રહ્માણી ગચ્છની વીરાત ૬૧૧ વર્ષે તે તાપસ સાધુથી શ્રીબ્રહ્મદ્વીપીકા કહેવાણી. ૧૫ પાટ સુધી સ્થવીર કહેવાણા. હવે તેના શિષ્ય.

### ૧૬. સામંત ભદ્રસૂરિ.

શ્રી સૂરિ વૈરાગ્ય નિધિ હતા. કોઈ વખત તેઓ વાડીને વિષે રહેત હતા કોઇ વખત યક્ષના દેહરામાં વાસો કરતા હતા, કોઇ વારે વનમાં વાસો રહેતા હતા એમ યાવજ્જીવ અમાયી નિસ્પૃહપણે સકલ છત્રીસ ગુણે સંપૂર્ણ સૂરિને દેખી લોકે વનવાસી એવું બિરૂદ આપ્યું. ત્યાંથી ચોથું નામ વનવાસી ગચ્છ કહેવાણું.

વીરાત્ ૮૮૬ વર્ષે ચૈત્યવાસી થયા.

વિ. સં. ૪૨૮ વર્ષે અનંગસેન તુંઅરથી દીલ્હી નગરની સ્થાપના થઈ.

### ૧૭. વૃદ્ધદેવ સૂરિ—

વિ. સં. ૫૯૨ માં શ્રી સાચોરાપુર નગરમા ઉપ્રસા નગરથી આવી ચહુઆણ શ્રી નાહડે શ્રી વીરબિંબ અઢાર ભાર સુવર્ણમયી સપ્રસાદ સ્થાપ્યું, અને વૃદ્ધદેવ સૂરએ પ્રતિષ્ઠા કરી.

### ૧૮ પ્રદ્યોતન સૂરિ.–

એવામાં વિ. સં. ૫૯૫ માં અજ્યામેર નગરે શ્રી ઋષભબિંબ પ્રતિષ્ઠાપિત થયું.

પુનઃ સુવર્ણની ગિરિએ દોદી ધનપતિથી દ્વિલક્ષ દ્રવ્ય સુકૃતિ યક્ષવસહી નામે શ્રીવીરબિંબ પ્રમાદ મંદિર પ્રતિષ્ઠા થઇ આ પ્રતિષ્ઠા કરી.

૧૯ માનદેવસૂરિ

શ્રી સૂરિને ભક્તિવંત ગૃહસ્થ ભક્તિ કરી આહાર આપે તો આહાર ન લેવો એવી પ્રતિજ્ઞા હતી. ષટ્ વિગયના ત્યાગી. તેના નામમહિમાથી ૧ પદ્મા, ૨ જયા ૩ વિજયા અને ૪ અપરાજિતા એ ચાર દેવી શ્રી ગુરુની ભક્તિ સાચવતી. અમારિ પલાવતી. શ્રી સૂરિએ નાડોલ નગરે લઘુ શાંતિ નિપજાવી તેને સંભળાવી તથા તેને જલ મંત્રી છાંટવાથી ચતુર્વિધ સંઘથી મહામારી કાઢી. સંઘ ઉપદ્રવ રહિત થયો. શ્રી સૂરિ સંઘના કુશલકારી થયા. શ્રી ગુરુનો ચતુર્વિધ સંઘ દેશમાં વિહાર થયો ઉચ્ચ ગાછ્યાન દેશ ઉલ પ્રમુખ નગરે ઘણા સોઢા રાજકુમાર પ્રતિબોધી ઉપકેશ કર્યા. આનો વિસ્તાર સંબંધ પ્રભાવક ચરિત્રમાં છે, તે જોઈ વાંચવો.

**૨૦ માનતુંગ સૂરિ.** અષ્ટનયગર્ભિત ભયહર સ્તોત્ર કર્યો. નમિઊણ એ નામનું સ્તોત્ર શ્રી પાર્શ્વનાથની સ્તવનારૂપી શ્રી પદ્માવતિની કૃપા થકી રચ્યું **येना हि विलसन भोग भीसण** એ આઠમી ગાથા કહેતાં જેણે નાગરાજાને વશ કર્યો.

શ્રી સૂરિએ શ્રી ચક્રેશ્વરીની સહાયથી વૃદ્ધ ભોજરાજાની સભાને વિષે શ્રી ભક્તામર એ નામે સ્તોત્ર પ્રગટ કર્યું.

ભક્તામર સ્તોત્રની ઉત્પત્તિ

માલવદેશમાં ઉજ્જેણી નગરમાં રાજા શ્રી વૃદ્ધ ભોજ રાજ્ય કરતા હતા. ત્યાં મયૂર અને બાણ એ નામે બંને વાડવ મહાવિદ્યા પાત્ર રહેતા હતા. એકદા તે બંને વિદ્યાવિવાદ રાજસભામાં કરતા માંહોમાંહે અહંકાર ધરતા હતા. એક કહે 'હું વધારે ભણેલ છે, ત્યારે બીજો કહે કે હું અધિક પાત્ર છું' આમ માંહોમાંહે મત્સર ધરતા દેખી વૃદ્ધ ભોજે કહ્યું "દક્ષો ! તમે બંને કાશ્મિર દેશમાં જાઓ. ત્યાં શારદા જેને વિદ્યાવંત કહે તે મોટા પંડિત.' બંને રાજાનું વચન સાંભળી કાશ્મીર દેશ જવા નીકળ્યા. અનુક્રમે ઘણો માર્ગ ઉલ્લંઘી શારદામંદિર પ્રત્યે પામી ભોજન કરી સંધ્યાએ તે બંને સુતા છે એટલામાં સરસ્વતિએ પરીક્ષા અર્થે મયૂરને અર્ધ જાગતાં સમસ્યાપદ પૂછ્યું કે '**शतचंद्रं नभस्थलं**' આ સાંભળી મયૂરે કહ્યું.

दामोदर कराघात विह्वलीतन चेतसा।
दृष्टं चाणुरमल्लेन शतचंद्रं नभस्थलं ॥

આવી રીતે મયૂરે સમસ્યા પૂરી. આ સાંભળી પુનઃ બાણુની પરીક્ષા કરવા શારદાએ તે સમસ્યાનું પદ પૂછ્યું. ત્યારે બાણે અર્ધ જાગતા કહ્યું.

यस्या मुत्तंग सौधाग्र विलोल वदनांबुजे
विरराज विभावर्यां शतचंद्र नभस्थलं ॥

આવી રીતે સમસ્યા બાણે પૂરી. આ બંનેની વાણી સાંભળી કુમારિકાએ કહ્યું કે 'બંને મહા પ્રાજ્ઞ છો.' આવું બિરુદ લઇ કેટલેક દિવસે ઘેર આવ્યા. બંને પંડિત કહેવાણા. તો પણ મયૂરને વૃદ્ધ જાણી ભોજ ઘણો આદર આપે એટલે બાણ દ્વેષ ધરી સ્વહસ્તે ગલરોગી થઇ ચંડિકાના પ્રાસાદે બેઠો. ચંડિકાના કાવ્ય ૬૧ કરી સ્તવના કરી એટલે

ચંડી પ્રત્યક્ષ થઇ કહેવા લાગી 'વર માંગ, હું પ્રસન્ન થઇ છું.' તે બાણે કહ્યું ' લોકના આશ્ચર્યપણાથી હસ્તપાદ નવપલ્લવ આપો ' દેવીએ કહ્યું 'થશે' એટલે રાજકચેરીમાં હસ્તપાદ નવા લઇ નગર મધ્ય થઇ દરબારમાં બાણ આવ્યો. રાજાએ તેને મહા આમ્નાયવંત જાણી આદર આપ્યો. આવો ચમત્કાર જોઇ રાજા શ્રી વૃદ્ધભોજ સભા સમક્ષ સકલ પંડિત મંડળીને કહ્યું કે 'શિવદર્શન વિના આવા ચમત્કાર આમ્નાય અન્યદર્શનમાં ન હોય' આવું સાંભળી રાજાનો કામદાર જૈની હતો તેણે કહ્યું 'આજ નગરમાં જૈનાચાર્ય શ્રીમાનતુંગસૂરિ મહામ્નાયના ધારક મહા વિદ્યાપાત્ર વસે છે ' તે સાંભળી વૃદ્ધભોજે શ્રી માનતુંગ સૂરિને કચેરીમાં તેડી લાવીને કહ્યું 'હે દર્શની ' તમે મહા પુરૂષ છો તે માટે તમે શાસનનો મહિમા કરો ' ત્યારે શ્રી માનતુંગે વૃદ્ધભોજને કહ્યું 'પગથી કંઠ સુધી આડીલ્લ અડતાલીસ તાળા સહિત ગાઢી મારા દેહને કરો' રાજાએ સહુ કચેરીના મનુષ્યના દેખતાં તેમજ કીધુ. પછી ત્યાંથી ઉપાડી તુરામાં ઘાલી બારણે તાળાં દઇ રક્ષક મૂકયા. કહ્યું 'મજાપણે રહેજો, શ્રી ગુરૂ ઓરડામાં બેઠા શ્રી ઋષભસ્તુતિ તદ્રૂપ શ્રી ભકતામર સ્તોત્ર કહેતાં શ્રી ઋષભદેવના કિંકર શ્રી ચક્રેશ્વરી શકિત આવી એક એક કાવ્યે એક નિગડ એક તાલું ઉઘાડે. આમ કહેતાં થકાં **આપાદ કણ્ઠ મુરુશૃંખલવેષ્ટિતાંગ**-એ ૪૨ મું કાવ્ય કહેતા, થકાં સર્વ આડીલ્લ ભાગી તુરાના કપાટ ખૂલ્યા શ્રી સૂરિ રક્ષકની પાસે આવી ઉભા. સેવકે જઇ વૃદ્ધભોજને વિનવ્યા, શ્રી ગુરૂ કચેરી આવ્યા જોઇ રાજા નમ્યો અને આશ્ચર્ય પામી કહેવા લાગ્યો ' ધન્ય એ ધર્મ, ધન્ય એ દર્શન જૈન, કે જ્યાં આવા પ્રભાવિક મહામ્નાયના જાણ શ્રી માનતુંગ જેવા રત્નમયીના આરાધક છે. સૂરિને મહાનિસ્પૃહી નિર્લોભી જાણી પરમાર વૃદ્ધભોજે કહ્યુ 'તમે કેનું સ્મરણ કર્યું હતું ' ત્યારે ગુરૂએ કહ્યુ ' ભકતામર સ્તોત્રરૂપે શ્રી ઋષભદેવની સ્તુતિનુ સ્મરણ કર્યું હતું. ' વૃદ્ધ ભોજે કહ્યું ' તે કહો. તે સ્તોત્રને વિષે આડીલ્લ તુટયા એવા મંત્રામ્નાય છે? ત્યારે શ્રી સૂરિએ સ્વર પદ અક્ષર નેત્ર યુક્ત સભા સમક્ષ પ્રગટ પણે શ્રી ભકતામર સ્તોત્ર કહ્યો. આ સાંભળી વૃદ્ધભોજે સૂરિને નમી મહામહોત્સવે શાલાએ પધરાવ્યા. તે દિવસથી ભકતામર સ્તોત્રનો મહિમા ભૂમંડલે લોકને વિષે વિસ્તર્યો છે શ્રી જિન શાસનની કીર્તિ થઇ છે.

### ૨૧ વીરસૂરિ

શ્રી સૂરીદ્રે દક્ષિણ દિશાએ નાગપુર નગરમાં નેમિનાથની બિંબની પ્રતિષ્ઠા કરી. એવા સમામાં શ્રી વીર નિર્વાણાત ૮૪૫ વર્ષે એટલે સં-૪૨૭ વર્ષમાં, પશ્ચિમ દિશાએ વલ્લભી નગરનો, ભંગ થયો.

### ૨૨ અભયદેવસૂરિ

આ સૂરિએ રણતભમરને ગિરિશૃંગે સં-૫૭૨ માં શ્રી પદ્મપ્રભ બિંબની પ્રતિષ્ઠા કરી. અને શ્રી પદ્માવતીની મૂર્તિ સ્થાપી. શ્રી ગુરૂએ થલેચી મરુધરે વિહાર કર્યો. ત્યાં ભટ્ટી ક્ષત્રિયના પ્રતિ બોધક થયા.

### ૨૩ દેવાનંદસૂરિ

પશ્ચિમ દિશાએ દેવકી પત્તને સં-૫૮૫ માં શ્રી પાર્શ્વ નાથનુ બિંબ સ્થાપ્યું. સં. ૫૭૧ માં કચ્છ દેશમાં સુથરી ગામે શિવ અને જૈનનો વાદ થયો.

૨૪ વિક્રમસૂરિ શ્રીગુરૂને શારદા પ્રસન્ન થઈ. શ્રી ગુર્જર દેશમાં સરસ્વતિ નદીને તટે ખરમડી ગામે બે માસી ચોવિહાર તપ કર્યો. તે તપના મહિનાથી શારદાએ ગુરૂને નમી પિપલીનો વૃક્ષ સુકો હતો તે નવપલ્લવ કર્યો. શ્રી ગુરૂની કીર્તિ થઇ. પુનઃ શ્રી ગુરૂએ ધાન્યધાર દેશમાં ગોલા નગરમાં ઘણા પરમાર ક્ષત્રી પ્રતિબોધી ઉપદેશ દીધા.

૨૫ નરસિંહસૂરિ શ્રી સૂરિએ ઉમરગઢમાં પુષ્કરના તળાવને કાંઠે ભાદા પ્રમુખ નગરમાં નવરાત્રીએ અષ્ટમીને દિને મહિષ વધનો વ્યંતરયક્ષ ભોગ લેતો તેને ધર્મોપદેશ દઇ મહિષનો વધ મૂકાવ્યો.

૨૬ સમુદ્રસૂરિ મેવાડ દેશમા કુંભલમેરે ખોમાણ ક્ષત્રી જાતિ સંસાર અસાર જાણી ગુરૂશ્રી નરસિંહ પાસે દીક્ષા લીધી તથા અણહિલપત્તને શ્રી સૂરિ આહડમેર કોટડા પ્રમુખ નગરમાં ચામુંડા પ્રતિબોધક થયા પુન દિગંબર છતી વેરાટ નગરમાં તથા અણહિલપત્તનમાં જય વર્યો. ઉક્તં.

खोमाणराजकुलजोऽपि समुद्रसूरि, गच्छं शशास किलद प्रवण प्रमाण
जियातदाक्षपणकान् स्ववशं वितेने, नागेंद्र दे भुजगनाथ नमस्य तीर्थे ।

એવામાં સં ૫૨૫ માં શ્રી જિનભદ્ર ગણિ ક્ષમા શ્રમણ ધ્યાનશતકના કર્તા થયા એવામાં ૭ યુગ પ્રધાન થયા. તેનાં નામ ૧ નાગ હસ્તિ સૂરિ ૨ રેવતિ મિત્ર સૂરિ, ૩ બ્રહ્મ દ્વિપ સૂરિ ૪ નાગાર્જુન સૂરિ ૫ ભૂત દિન્ન સૂરિ. ૬ ભાવડહાર શ્રી કાલિકસૂરિ. આમાં કાલિકાચાર્ય વીરાત ૯૯૯ વર્ષે—કેટલાક આચાર્ય કહે છે તે પ્રમાણે ૯૮૦ વર્ષે એટલે વિ. સં. ૫૨૩ વર્ષે થયા. ૫૪ કાલનું વિવરણ કર્યું. આ ત્રીજા કાલિકાચાર્ય સપ્રભાવિક જાણા.

વીરાત ૧૦૨૧ વર્ષ—સંવત ૫૮૫ વર્ષે યાકિની મહત્તરા સુત શ્રી હરિભદ્રસૂરિ પ્રગટ થયા.

## હરિભદ્ર સૂરિની ઉત્પત્તિ

મગધદેશમાં કુમારીયા ગામમા હારિદ્રાયણ ગોત્રમાં હરિભદ્રનામે બ્રાહ્મણ વ્યાકરણ પ્રમુખ ૧૪ શાસ્ત્રના વેત્તા રહેતા હતા. ઘણી બ્રહ્મક્રિયાએ કરી કુશલ હતા. પણ પ્રતિજ્ઞા હતી કે જે કોઈ મને પ્રશ્ન પુછે તેનો અર્થ ન ઉપજે—નકરી શકું તો હું તેનો શિષ્ય થાઉં આમ ચિંતવી તીર્થયાત્રાએ નિકળ્યા. ભૃગુક્ષેત્ર આવ્યા ત્યાં એકદા સંધ્યાએ નગરમાં બજારે જતાં ધર્મ શાલાએ સાધવી પ્રતિક્રમણ સંપૂર્ણ થતાં આવશ્યક સૂત્રની ગાથા ગણે છે તે ગાથા આ હતી કેઃ—

चक्की दुगं हरिपणगं पणगं चक्कीण केसवो चक्की
केचव चक्की केसव दुचक्की केसव सक्की दं ॥ १

ઉભા રહી આ ગાથા હરિભદ્રે સાંભળી. શાળાએ આવી કહ્યું "મો! સાધવીજી તમે કેવો આ ચિગચિગાયમાન શબ્દ કહ્યા?" આ સાંભળી સાધ્વીએ કહ્યું "નવું શાસ્ત્ર લખી એ ત્યારે ચિગ ચિગ શબ્દ થાય" આવું માતાજીનું કથન સાંભળી હરિભદ્રે ચિંતવ્યું "મારી વિદ્યાનો પ્રયાસ નિષ્ફળ થયો,

આ ગાથા સાધ્વીએ કહી અને તેનો અર્થ મારાથી ન થઇ શકયો તેથી સાધ્વીને તેનો અર્થ પૂછ્યો. સાધ્વીએ કહ્યું 'આ નગર બહાર વાડીના સ્થાનકે અમારા ગુરૂ રહે છે તે અર્થ કહેશે.' ત્યારે હરિભદ્રે વાડીમાં જઇ ગુરૂને વાંદી ગાથાનો અર્થ પૂછ્યો. તેનો અર્થ સાંભળી પ્રતિજ્ઞા સપૂર્ણ કરવા શિષ્ય થયો. યોગ્ય ગીતાર્થ જાણી શ્રી ગુરૂએ આચાર્યપદ દઇ શ્રી હરિભદ્ર નામ આપ્યું. શ્રી સૂરિએ ત્યાંથી વિહાર કર્યો. શ્રી હરિભદ્ર ભૃક્ષક્ષેત્રે માસકલ્પે રહ્યા. ત્યાં રહેતાં શ્રી હરિભદ્રસૂરિને હંસ અને પરમહંસ એ નામે બે શિષ્ય શિરોમણિ શાસ્ત્રના પાઠી છે તેણે ગુરૂને વિનવ્યા કે અમે બૌદ્ધ મતની વિદ્યા શિખવા બૌદ્ધ દેશમાં જશું, ગુરૂએ ના કહી. તોપણ કપટથી બંને બૌદ્ધ મતની વિદ્યાનું રહસ્ય લેવા બૌદ્ધ દેશે ગયા. બૌદ્ધાચાર્ય પાસે બંને શિષ્ય વિદ્યા ભણતા હતા. એકદા પુસ્તકમાં શાસ્ત્રના અક્ષર વિષે બૌદ્ધાચાર્યે ખટીકા દીધી દીઠી. તેણે ચિતમાં વિચાર્યું કે કોઇક જૈન છે તે બંનેની પરીક્ષા કરવા નિસરણીના પાવડીએ—પગથીએ જિન પતિમાનું સ્વરૂપ ખડીના ખંડથી આલેખી ગુરૂ છાત્રને ભણાવવા મેડીએ બેઠા એટલે બૌદ્ધના વિદ્યાર્થી સ્વરૂપ ઉપર પગ મૂકીને ભણવા લાગ્યા. તેની પછી હંસ પરમહંસ આવ્યા. જિનબિંબ દેખી ખડીના ખંડ થકી પ્રતિમા હૃદયે જનોઇનો આકાર કરી તે ઉપર પગ થાપી આપી આચાર્ય પાસે ભણવા બેઠા. આચાર્યે જાણ્યું કે 'આ જન છે' અને બંને શિષ્યે પણ જાણ્યું કે આચાર્યે આપણને જૈન જાણ્યા છે. મરણ ભયથી પુસ્તિકા લઇ નભ માર્ગે વિદ્યાબલથી પોતાના દેશ જવા નિકળ્યા. આચાર્યે જાણ્યું અને બૌદ્ધ રાજાને કહ્યું 'એ જૈન માલુમ થયા છે. આપણા મતની વિદ્યાના રહસ્યની પુસ્તિકા લઇ જાય છે.' આ સાંભળી રાજાએ સૈન્ય ચઢાવ્યું. વિદ્યા યુદ્ધ કરતાં પ્રથમ હંસને હણ્યો. બીજા પરમહંસ સાથે વિદ્યા યુદ્ધ કરતાં પરમહંસ લડથડયો અને આવતો આવતો શ્રી ભૃગુકચ્છે શકુનિકા વિહારમાં તેણે બૌદ્ધ પુસ્તિકા નાંખી. પછી તે બીજા પરમહંસને પણ હણીને બૌદ્ધ સૈન્ય પ્રાતઃકાળ થયો જાણે પોતાના દેશે પાછું વળ્યું.

હવે પ્રભાતે ગૃહસ્થ શ્રી મુનિ સુવ્રતના દર્શને આવ્યા. દેવ પ્રદક્ષિણા કરતાં ગૃહસ્થને રજોહરણ અને ચોપડી એમ બે લાધ્યાં—મળ્યાં તે શ્રી હરિભદ્રને આપ્યા. ગુરૂએ રજોહરણ ઓળખ્યું બૌદ્ધ પુતિકાનાંથી ઘંટાકર્ણનો મંત્ર વાંચ્યો. શ્રી હરિભદ્રે ચિંતવ્યું કે 'મારા બંને શિષ્ય બૌદ્ધ દેશમાં વિદ્યા ભણવા ગયા હતા તેને બૌદ્ધે કોઇ રીતે વિદ્યાનું રહસ્ય લઇ જાતા જાણી હણ્યા દીસે છે. ગુરૂને ક્રોધ થયો. શાલાને વજ્રપાટત્ત કરી તેલ પૂરીને લોહની કડાઈ અગ્નિપર ચઢાવી ગુરૂદત્ત પૂર્વામ્નાય સ્મરી જે વખતે કડાઇમાં કાંકરી નાંખે તે વખતે બૌદ્ધ તપસ્વી ચૌદમેં ચુમાલીસ ૧૪૪૪ મંત્રકાર્ષિત શકુનિકારૂપે કડાઇને પ્રદક્ષિણા દેવા લાગ્યા. તેવામાં યાકિની નામે સાધ્વી કે જેના મુખમાંથી ગાથા પૂર્વે સાંભળી હતી અને તેનો અર્થ તેના ગુરૂ પાસેથી જાણી વ્રત લીધું હતું અને જેનાથી તેને ઉપકાર થયો હતો અને તે માટે યાકિનીસુનુ શ્રી હરિભદ્ર સુરિ એ બિરૂદ કહેવાયું તેણીએ ઉચું જોયું કે શકુનિકા રૂપે બૌદ્ધ આકર્ષ્યા દીઠા. સાધ્વીએ જાણ્યું કે ક્રોધનાં ફળ કડવાં છે. ઘણા જીવને અસંતોષ ઉપજે છે—આમ જાણી આચાર્યના ક્રોધની શાંતિ કરવાના હેતુથી સિઝાતરી શ્રાવિકા સાથે લઘુ શાલા દ્વારે આવી ઉભા રહી ગુરૂ પ્રતિ એક પંચેંદ્રય જીવની ઘાત અજાણપણે થાય તેની આલોયણા શું? એમ પુછ્યું ત્યારે શાલાએ રહ્યા થકા ગુરૂએ

કહ્યું પંચ કલ્યાણક તપ તે દશ ઉવાસ ને દશ ચોવિહાર કહ્યા છે. એટલે બે ઉપવાસે એક કલ્યાણક તપ જાણવો આથી પંચ કલ્યાણકની આલોયણા તમને આવી." આ સાંભળી સાધ્વીએ કહ્યું 'અજાણપણાની આવડી આલોયણ કહોછો ત્યારે જાણપણાથી ઘણા પંચેદ્રિય જીવના વધની આલોયણ કેવી થાય?, આ સાંભળી ગુરૂનો ક્રોધ શાંત થયો. આકર્ષેલા બધા બૌદ્ધ છોડી દીધા. આ અસાર સંસારમાં કોણ ગુરૂ કોણ શિષ્ય એમ ચિંતવી સ્વચિત્તથી તત્વ પાપશુધ્ધિના હેતુએ આકર્ષિત બૌધ્ધની સંખ્યાએ ૧૪૪૪ પ્રકરણ પૂજા પંચાશક પ્રમુખ એક એક પંચાશકની પચાશ પચાસ ગાથા થ.ય એવા ૫૦ પંચાશક ત્રીસ અષ્ટક સોલ ષોડશક પુનઃ આવશ્યક વૃધ્ધ વૃત્તિના કરનાર થયા. વિ. સં. ૫૯૫ વર્ષ હરિભદ્રસૂરિ સ્વર્ગે ગયા. વળી હરિભદ્રસૂરિના ભાણેજ શ્રી સિધ્ધર્ષિ ઉપમિતભિવપ્રપંચ, શ્રી ચંદ કેવલી ચરિત્ર, ૩ શ્રી વિજયચંદ્ર કેવલી ચરિત્ર ના કર્તા સ્વર્ગવાસ પામ્યા.

### વિબુધ પ્રભ સૂરિ.

એવામાં વીરાત્ ૧૦૧૪ એટલે સં ૬૭૧ વર્ષે માલવ દેશમાં ધાર નગરે શ્રી સંમ્મતિ ગ્રંથના કર્તા શ્રી મલ્લ વાદી સૂરિ થયા. તે અવસરે શ્રી બપ્પભટ્ટિ સૂરિ પ્રગટ થયા.

### બપ્પભટ્ટિસૂરિ

જાડા હડ દેશે ગોપાચલની તલેટીએ ગોપનગર (ગ્વાલીઅર) વસેલું છે ત્યાં ચહુઆણ શ્રી આમરાજા રાજ્ય કરતા હતા. એવામાં શ્રી ભારદ્વાજ વંશે પ્રશ્નવાહનકુલમાં હર્ષપૂરીય ગચ્છે શ્રી બાપભટ્ટીસૂરિ વિહાર કરતા આવ્યા. શ્રી ગુરૂ ઉપકારીપણે ધર્મ કથા, કહેતા હતા ત્યારે રાજાશ્રી આમ સહિત ગુરૂ પ્રત્યે વિનતિ કરી કે 'તમે મહા સાધુ છે. ભવ્યજીવને પવિત્ર કરવા જંગમતીર્થ છે તે માટે આ ગોપનગરમાં ચોમાસું અવશ્ય રહો ! ત્યારે ગુરૂએ કહ્યું. જ્યાં લગી તમારી સુદૃષ્ટિ હશે ત્યાં લગી રહીશું' એમ કહી શ્રી ગુરૂ ચોમાસુ રહ્યા. આમ પ્રમુખ સંઘ શ્રી ગુરૂની બહુ વિધિ ભક્તિ સાચવી.નિરંતર ગુરૂ વાંદી ગુરૂ મુખે ધર્મવ્યાખ્યાન સાંભળી ગુરૂવાણિથી રંજિત થકા પરમ જૈન રાજા થયો.

એકદા પુન્યતીથિને દિને આમ રાજાની સ્ત્રી નીલાં વસ્ત્રનો શણગાર પહેરી ગુરૂ મુખ આગળ ગુરૂ સ્તુતિ સાથે સ્વસ્તિક કરે છે ત્યા પગલે પગલે વારંવાર મુખે મરકલડા કરે. ત્યારે આમ રાજાએ ગુરૂને પૂછ્યું :—

**बाला चमकंताए ए ए कुणहथकी समुद्दभंगी**

ત્યારે ગુરૂએ કહ્યું:—

**नूनं रमणी पएसे महलिया छवइ मुहभंगे ।**

આ વચન સાંભળી રાજા મ્લાન મુખ વાળો થયો, એટલે શ્રી ગુરૂને મુક્તાફલે વધાવતાં નીલ વસ્ત્ર દેખી વૃદ્ધાવસ્થામાં ચક્ષુના તેજની હીણતાના યોગે નીલા વસ્ત્ર ઉપર શ્રી સૂરિની ત્યાં દૃષ્ટિ સ્થીર રહી. ત્યાં આમની પણ દૃષ્ટિ થઈ. ચિત્તમાં સંદેહ થયો કે સાધુની દૃષ્ટિ નીલ શણગાર ઉપર રહી. વ્યાખ્યાન સાંભળી ઘેર આવી રાજાએ ગુરૂની પરીક્ષા કરવા અર્થે પોતાના ઘરની વડી દાસીને નીલો શણગાર પહેરાવી રાત્રીનો સવા પ્રહર ગયા પછી શાલામાં

ગુરૂ પાસે મોકલી. જેવામાં રાત્રીએ શ્રી બપ્પભટ્ટીસૂરિ સંથારાપોરસી કહી સંથારામાં સંથાર્યા છે, ત્યાંજ તેણીએ આવી આચાર્યના ચરણનો સ્પર્શ કર્યો. કોમલ હાથ જાણી ગુરૂએ કહ્યું. એ સ્ત્રી કોણ ? ત્યારે તેણે કહ્યું કે 'રાજાની રાણીની મુખ્ય દાસી રાજાની આજ્ઞાથી અહીં તુમ્હારી ભક્તિ માટે આવી છે. ગુરૂએ નિરાદરે નિર્ભ્રંછા કરી કાઢી. તે દાસી મ્લાનમુખી થઇ આમ પાસે આવી સર્વ સ્વરૂપ કહ્યું. હવે શ્રી ગુરૂએ ઉપયોગ દેતાં થકા 'ધર્મકથાએ નીલા વસ્ત્રનો ઉપયોગ થયો અને આમના મનમાં સંદેહ થયો એ જાણી સુદષ્ટિની પ્રતિજ્ઞા પૂર્ણ થઇ એમ સમજી પ્રભાતના પ્રતિક્રમણની ક્રિયા સાચવી ગંતુકમન થયા.

વિહાર કરતા પહેલાં ખડીના ખંડ-કટકાથી શાલાના બારણે (નીચેની) ગાથા લખી.

दोत्तुं वडाइ हत्थे वयणे धम्म अक्खराइ चंतारि ।
वितुले च भरहवासं को अम्म पहुत्तणं हरइ ॥

પછી આમ સાથે જે અન્ય રાજાને માંહોમાંહિ વિરોધ હતો તેના નગરમાં આવ્યા. ત્યાં આમ રાજાના ગુરૂ આવ્યા જાણી ઘણો આદર દઇ બે હાથ જોડી કહ્યું 'હે પૂજ્ય જ્યારે આમ અત્ર આપને તેડવા આવે ત્યારે આમના નગર જવું નહિ તો નહિ.' આમ નગરમાં વાર્તા થઇ એટલે આમ રાજા પણ આવ્યા. શાલામાં જોતાં બારણે એ લિખિત ગાથા દેખી અને તે વાંચી દાસી મોકલ્યાની વાત સાંભરી. મનથી પશ્ચાતાપ કરતો કે ખરે મારાથી અવજ્ઞા થઇ ગઈ કેટલેક દિને ગુરૂ પ્રત્યે વિનતિ કહાવી, ત્યારે ગુરૂએ ધર્મસ્નેહ જાણી કહેવરાવ્યું કે તમે વેષ પરાવર્તી (બદલી) આવજો ત્યારે કૌતકીરૂપમાં આમ રાજાએ કાપડી (કર્પટિક)નો વેષ, ધુંસર મલીન થઇ મસ્તકે આમ્રપત્રનો છોગો ધરી બંને કાન ઉપર તુઅરીપત્ર સ્થાપી, વળી બે હાથમાં બીજોરાંના ફલ ગ્રહી શત્રુના નગરમાં જ્યાં ગુરૂ પોતાના વિરોધી રાજા સહિત સંઘ સમક્ષ વ્યાખ્યાન કહેતા હતા ત્યાં ઉતાવળે આવી ઉભો રહ્યો. આચાર્યે આમને ઓળખ્યા સામુ જોઇ આદર દઈ કહ્યું 'આમ ! આવો, આમ ! આવો' આ સાંભળી સકળ સભા મહા મહા ધુંસર રૂપ દેખી આમનો શત્રુ રાજાએ તે શ્રી ગુરૂને પૂછ્યું 'આ પુરૂષના મસ્તકે શું છે ? ત્યારે ગુરૂએ કહ્યું તૂઅરી.' તે સાંભળી વિરોધી રાજાએ ગુરૂને પૂછ્યું 'આ પુરૂષના બે હાથમાં શું છે ? ગુરૂએ કહ્યું 'એ બીજોરાં' આવું કહી પછી ગુરૂએ સમસ્યામાં આમને 'વિહરતિ' એમ કહ્યું એટલે ગુરૂકથન સાંભળી શાલાબહાર નીકળી આમે બારણે ખડીના ખંડ (કટકા)થી એ શ્લોક લખ્યો,

' गुरो ! गोपपुरे रम्ये प्रभो ! तत्र पधार्यतां ।
सभामध्ये समागत्य प्रतिज्ञा पूरिता मया ॥

—હે ગુરૂ ! પ્રભુ ! રમ્ય ગોપપુરમાં પધારજો, મેં સભામાં આવીને આપની પ્રતિજ્ઞા પૂરી કરી છે.

આ શ્લોક સકલ લોકનાં દેખતાં લખી આમ પોતાના નગરે આવ્યો. બીજે દિવસે સંઘ તથા રાજા પાસે ગુરૂએ આજ્ઞા માંગી કે ' અમે ગોપનગર જઇશું'. ત્યારે આમનો શત્રુ રાજાએ કહ્યું 'જ્યારે તમને તેડવા આમ અહીં આવે ત્યારે જવું એવું તમારૂં વચન છે.' આ સાંભળી ગુરૂએ કહ્યું 'તે તો કાલે વ્યાખ્યાનમાં આવીને ગયા' ત્યારે વિરોધી રાજાએ કહ્યું 'તમે કેમ મને કહ્યું નહિ ?' ગુરૂએ કહ્યું 'સંઘ સમક્ષ અમે કહ્યું કે આમ !

આવો, આમ આવો ! પુન અમે કહ્યુ કે એ તૂઅરી, પુન તમે કહ્યુ કે એના હાથમા શુ' ત્યારે અમે કહ્યુ કે એ બીજોરા, એટલે આમને નામે આમ રાજા જાણવો, પુન તુઅરિ કહીતા તમારો એ શત્રુ, પુન બીજોરા કહેતા તમે પણ રાજા અને એ પણ રાજા, વળી એ રાજાએ પણ એ જાતનો શ્લોક પૂર્ણ પ્રતિજ્ઞાનો બારણે સકલ લોક દેખતા લખ્યો છે આ સાભળી આમશત્રુએ વિચાર્યુ, કે શત્રુ સા ડમા આવ્યો હતો પણ તેના પુન્યથી તે કુશળ ગયો ''

પ્રતિજ્ઞા સપૂર્ણ થયે સઘની આજ્ઞા લઇ ગુરૂ ગ્વાને ( ગ્વાલીઅર ) નગરે આવ્યા. આમ રાજાએ શાલામા મહોત્સવથી પધરાવ્યા મહા હર્ષ પામી શ્રી બપ્પભટ્ટી સૂરી મુખથી રાજાએ બારવ્રત ઉચર્યા એકદા ગુરૂને આમે કહ્યુ ' તમે શ્રી ગુરૂ મારા ઉપર કૃપા કરી કઇ આ જીવ ઉપર સુકૃત થાય તેમ કહો ! ત્યારે ગુરૂએ કહ્યુ ' આ અસાર સસાર તેહમા અઢાર દોષ રહિત શ્રી જિનેશ્વર તેની ભક્તિ એજ સાર ' જે થકી પ્રાણીને સદ્ગતિ થાય કહ્યુ છે કે,

कारयंति जिनानां ये तृणावासानपि स्फुटं ।
अखंडित विमानानि ते लभंतेच्छाविष्टपे ॥

તે ગુરૂ ઉપદેશ સાંભળી ગ્વાલેગ નગરમા એકસોને આગગજના પ્રસાદ નિપજાવી તેમા શ્રી વીર બિબ સ. ૭૫૬ મા ભુમિ ગૃહે અને શ્રી બપ્પ ભટ્ટી એ પ્રતિષ્ઠા કરી

વળી આમ રાજા શ્રી સિદ્ધગિરિએ ત્રણ લક્ષ મનુષ્યનો સઘાધિપતિ થઇ યાત્રા કરી ૧૨ા ક્રોડી સુવર્ણની સુકૃતિ કરી શ્રી જૈન ધર્મ આરાધી આમચહુઆણ સ ૭૬૦ મા સ્વર્ગવાસ પામ્યો પુન શ્રી સૂરિને બાલ્યાવસ્થામા ૭૦૦ ગાથા સૂર્યોદયે મુખપાઠે ચડતી તેના ઘોષના શોષથી સાત શેર ઘૃત આહારમા જરતુ શ્રી વીરાત્ ૧૩૩૫ એટલે સ. ૭ ૧ મા શ્રી ગોપાચલનાધીશ રાજા શ્રી આમપ્રતિબોધક શ્રી બપ્પભટ્ટિ સૂરિ સ્વર્ગે ગયા

य तिष्ठति बारवेश्मनि सार्द्धद्वादश स्वर्ण कोटि
निर्मापितो आमराज्ञा गोप गिरो जयति जिनवीरे ॥

---

૨૮. માનદેવ સૂરિ.

પોતાના દેહની અસમાધિથી ચિત્તથી શ્રી સૂરીમત્ર વિસરી ગયા કેટલેક દીને શ્રી સૂરિને સમાધિ થઇ ત્યારે શ્રી સૂરી ગિરિનાર પર્વતે આવી બેમાસી ચોવિહાર તપ કર્યો અંબિકાએ આવી કહ્યુ આ શા માટે ? ત્યારે સૂરિએ 'મારા દેહે અસમાધિ થઇ તેથી સૂરિમત્ર ચિત્તથી વિસરી ગયો છુ' દેવીએ સૂરીમત્ર ભડારી વીજયા દેવીને પૂછી સૂરીને શ્રી સૂરીને સૂરિમંત્ર કહ્યો

विद्यासमुद्र हरिभद्र मुनींद्र मित्रं सूरिर्बभूव पुनरेव हि मानदेव
मयात्मयात्म पियोज्झ सूरिमंत्रं लेभे त्रिकामुखगिरा तपसोज्जयंते ॥

૨૯ જયાનંદસૂરિ

શ્રીસૂરિના ઉપદેશથી સં. ૮૨૧ માં શ્રીહડીરગંડી વિજ્જા નગરે બ્રહ્માણી નદીવ બ્રાહ્મણવાટક મુહરિ શ્રી પાસ ઇત્યાદિ-શ્રી સંપ્રતિકારક નવશત પ્રાસાદનો જીર્ણોદ્ધાર પ્રાગ્વાટ મંત્રી સામંતે કીધો. પુનઃ વિ. સં. ૮૪૧ થી માંડી ૮૪૫ સુધી પંચ દુકાલી થઇ. તે અવસરે ઘણા સાધુ મર્યાદાથી શિથિલ થયા ત્યારે શ્રી ગોવિંદ, શ્રી સંભૂતિ, શ્રી દૂપગણિ ક્ષમાશ્રમણ, ઉગ્ર તપસ્વી શ્રી ક્ષેમર્ષિ, મલધારી ગચ્છે શ્રી હર્ષ તિલક, શ્રી સ્થૂલિભદ્ર વંશે શ્રી હર્ષપુરીયગચ્છે શ્રી જ્ઞાનર્ષિ પ્રમુખ ગીતાર્થ મળી શ્રી સૂરિના વચનથી સમય વિષમ જાણી મહાનગરે શુભસ્થાનકે સિદ્ધાંતના ભંડાર થયા-જ્ઞાન યત્ન કીધો. પુન સ. ૮૬૧ માં શ્રી કરહેડા નગરે શ્રીપાર્શ્વનાથનો પ્રાસાદ થયો-ઉપકેશ ભુત ગોત્રે કોઠારી ખિમસિંધે કરાવ્યો. એવા અનેક સુકૃત શ્રીસૂરિના ઉપદેશથી થયા.

૩૦ તત્પટ્ટે શ્રી રવિપ્રભ સૂરિ.

વિ. સં. ૯૨૯ વર્ષે દિલ્લી ચહુઆણુ થયા. તુંઅરને દિલ્લીથી કાઢ્યા. સં. ૯૫૨ માં શ્રી નાડલુલ નગરે શ્રી નેમિબિંબની સૂરિએ પ્રતિષ્ઠા કરી. એ અવસરે દંડનાયક શ્રી વિમલ પ્રગટ થયો.

વિમલ સંબંધ.

શ્રી ગુજર્જર દેશમાં વઢીઆર ખંડે પંચાસરા ગામથી આવીને વનરાજ ચાવડો સં. ૭૯૫ માં વણોદ નગર વસાવી રહ્યો, પણ ચારે દિશામાં ભયંકર વન દેખી ઉદાસી થયો ત્યારે શ્રી વીરનિર્વાણ પછી ૧૨૭૨ વર્ષમાં એટલે સં. ૮૦૨ માં અણહિલવાડ પાટણ વસાવ્યું. ત્યારે વિમલના વૃદ્ધ પિતાને ગામ ગાંભૂથી તેડી લાવી શ્રી વનરાજે પાટણ મધ્યમાં વસાવ્યા. તેના વંશમાં પ્રાદોવીરો તેની ભાર્યા વીરી કુખે સં. ૯૪૫ માં વિમલનો જન્મ થયો. અને ૮ વર્ષથી ૧૧ વરસ સુધી હાટમાં વેપાર કર્યો. ૧૩ મા વર્ષે શ્રી ધર્મઘોષ સૂરિનો ઉપદેશ સાંભળ્યો. સં. ૯ માં શ્રી પત્તનાધીશ શ્રી ભીમ રાજાએ બાણ પરાક્રમ જાણી પ્રધાનપદ આપ્યું. ૪ વર્ષ સુધી દેશ સાધ્યો. સં. ૯ વર્ષમાં દ્વાદશ મ્લેચ્છ છત્રોદ્દાલિક સકલ ભૂપ ચૂડામણિ બિરૂદધારક ચંડાઉલી,-આરાસણ નગર સ્થાપક. પુનઃ વિ. સં. ૯૮૮ માં શ્રી ધર્મઘોષ સૂરિ નાગિંદ્ર, ચંદ્ર, નિવૃત્તિ, વિદ્યાધર પ્રમુખ સકલ આચાર્ય મળી શ્રી અર્બુદ ઉપર નવીન પ્રાસાદકારક. તેમાં શ્રી વાલીનાહ ક્ષેત્રપાલે આપેલ શ્રી ઋષભબિંબ સ્થાપક, પુન આરાસણે શ્રી નેમિબિંબ સ્થાપક, અન્ય એકાદશ શત મહા પ્રાસાદકારક, અઢી હજાર જીર્ણોદ્ધારકારક એવા સં. ૯૯૧ વર્ષમાં શ્રી ગિરિનારાસન્ન શ્રી જીર્ણદુર્ગાધિપતિ રાખેંગારનો જન્મ થયો. સં. ૯૮૯માં પોરૂ વણિક પ્રત્યે દ્રવ્ય દઇ વિમલે દ્વાદશ ગોત્ર પ્રતિ પ્રાગ્વાટ કીધા. સં. ૯૯૨ માં મોમપુરા વાહવને વિમલે દ્રવ્ય દઇ શિખાવટ કીધા. સં. ૯૯૩માં ધી રાખેંગાર સ્વર્ગે ગયા. એવામાં સુતતે કરી સં. ૯૯૯ માં દંડનાયક બિરૂદધારક શ્રીવિમલ સ્વર્ગે ગયા. યત

नागिंद्र चंद्र निवृत्ति विद्याधर प्रमुख संघेन ।
अर्बुदत्तप्रतिष्ठो युगादि जिन पुंगवो जयति ॥ १ ॥

તેજ વેળાએ એ મહાચાર્ય મળી પાખી ચોદશી દિને થાપી.

ઇતિ વિમલોત્પત્તિ.

૩૦ શ્રી યશોદેવસૂરિ. ગૂર્જર દેશમાં વાલિમ નગરે નાગર વાડવ કૌશિક ગોત્રે સં. ૯૯૫ માં જન્મ થયો. એવ ૯૯૭ વર્ષમાં શ્રી ઉમાસ્વાતિ વાચક થયા. પુનઃ એવામાં વિ. સં. ૯૪૭ માં શ્રી યશોભદ્રસૂરિ પ્રગટ થયા

## યશોભદ્રસૂરિ સંબંધ.

શ્રી સાંડેરગચ્છમાં શ્રી ઇશ્વરસૂરિએ પોતાની પાટે પદ દેવાને બદરીદેવી સ્મરી તે આવીને કહે 'અર્બુદ આસન્ન રોહાદિખંડે પલાસી નામે પ્રાગ્વાટ નારણગોત્રે શાપુનો ભાર્યા ગુણી તેનો પુત્ર સુધર્મ વર્ષ પાંચનો છે તે હમણાં પોશાલે નિશાળે ભણે છે, ત્યાં પૂર્વકર્માનુ-યોગે કોઇક વાડવ પુત્ર ખડીઓ પાટી એકાંત સ્થાનકે મકી ઘેર જમવા ગયા એટલે સુધર્મે તેનો ખડીઓ લીધો. પાછો મૂકતાં અફળાણો એટલે ભાંગ્યો અને બે ખંડ (કટકા) થયા એટલે વાડવપુત્ર આવ્યો. બાલકે કહ્યું 'તારા ખડીઆના સુધર્મે બે કટકા કર્યા. ત્યારે વાડવ પુત્રે કહ્યું તેજ ખડીઓ લઉં. મનુષ્યોએ ઘણોજ વાર્યો પણ રહ્યો નહિ. તારા મસ્તકની તુંબડી તેમાં શાલીના તંદુલનો કરબઓ ખાઉં તો હું વાડવ. સુધર્મ કહે 'હું મરૂં ને તને મારૂં તો વણિક' બંનેએ એવી પ્રતિજ્ઞા કીધી છે-તે સુધર્મ તારા ગચ્છની પાટનો ઉદય કર-નાર છે." આવું કહી બદરીદેવી અલોપ થઈ. તે દેવીની વાણી સાંભળી શ્રી ઇશ્વરસૂરિ રોહાદિખંડે પલાસી ગ્રામમાં આવ્યા ત્યાં દેવીની પ્રેરણાથી સુધર્મે ગુરૂની વાણી સાંભળી દીક્ષા લીધી. સાથી શ્રીસૂરિ મુંડાહડનગર આવ્યા. પુન બદરીદેવી આરાધી. દેવીએ કહ્યું 'અહીં એ સુધર્મને પદવી આપો. હું તેને સાહાયકારી છું. ગુરુ દેવીના વચનથી મુંડાહડનગરમાં તેજ ઘડીએ પદ આપી શ્રી યશોભદ્રસૂરિ નામ આપ્યું. તેજ ઘડીએ નિત્ય આઠ કવલ આહા-રનો અભિગ્રહધારશ્રી આચાર્ય થયા. બદરીદેવી ભક્તિ સાચવે. ત્યાંથી વિહાર કરતા ગુરૂશ્રી ઇશ્વરસૂરિ અને શ્રી યશોભદ્રસૂરિએ બંને પાલી નગર ચોમાસું રહ્યા. ત્યાં નિતંતર આચાર્ય ઉત્તર દિશાએ સૂર્યદેવનો પ્રાસાદ છે તેજ દિશામાં દેહ ચિંતાએ જાય. તેને મહાતપસ્વી જાણી શ્રી દિવાકર (સૂર્ય) પ્રસન્ન થયા. આચાર્યને કહ્યું 'કંઇક વર માંગો' ત્યારે આચાર્યશ્રી યશોભદ્રે કહ્યું 'સકલ વાંછિત' સૂર્યદેવે કહ્યું 'અસ્તુ' ગુરૂ શિષ્ય ત્યાં નિર્વિઘ્ને રહ્યા છે એવામાં ગુરૂશ્રી ઇશ્વરસૂરિએ સ્વર્ગવાસ કર્યો. ચોમાસુ પુરૂં થતાં વિહાર કર્યો. એમ કરતાં શ્રી યશોભદ્રસૂરિ બલિભદ્ર ગુરૂભાઇ સહિત સાંડેરનગર આવ્યા ત્યાં શ્રી સૂરિના ઉપદેશથી ચોસિર ગોત્રના દોસી ધનરાજે સં. ૯૬૯ માં પ્રાસાદ નિપજાવી શ્રી પાસબિંબ સ્થાપ્યું. પુનઃ આજ વર્ષમાં મુંડાહડનગરે શ્રી સૂરિના ઉપદેશથી જિન્હડીપ્રસાદ થયો. ત્યાં સ્વામિવાત્સલ્યે સાંડેરનગરમાં ઘી થઇ રહ્યો. દોસી ધનરાજે ગુરૂને વિનતિ કરી જે 'ઘૃત નહિ' શ્રી સૂરિએ વીરવિદ્યાના પરાક્રમે કરી પાલીથી ઘી મંગાવી આણી સામીવાત્સલમાં શ્રી ગુરૂની કીર્તિ થઈ. પછી ત્રીજે દિવસે સાંડેરાવથી દો૦ ધનરાજ ઘીનો દ્રવ્ય લઇ પાલીનગર આવ્યા. શા હુકમોજી તેની વખારે જઇ કહે 'ઘૃતનો દ્રવ્ય લ્યો. ત્યારે શા હુકમોજી કહે 'ઘૃત શું કામમાં આવ્યું' ત્યારે દોસી ધનરાજે કહ્યું 'શ્રી જિન પ્રાસાદ ઉત્સવે સાહમીવાત્સલે કામ આવ્યો. તેના ગુમા-સ્તા વખાર ઉઘાડી ઘૃતનાં ઠામ જોયાં એટલે તે ઠાલી દીઠાં તે શા હુકમોજી કહે 'એ દ્રવ્ય અમારા કામનો નથી. સુકૃત કરો! તેથી ધનરાજે પાલીમાં સુકૃત કીધું. શ્રીનવલખા પાર્શ્વનાથજીનો પ્રાસાદ કરાવ્યો. ત્યાંથી સૂરિએ આહડ ખખાણુર, કરહેટક, કવિલાણ, જે-સર પ્રમુખ નગરમાં ઘણા મિથ્યાતી પ્રતિબોધી શ્રી નાડોલ નગરમાં ચોમાસે આવ્યા એટલે

ત્યાં પૂર્વકલહકારી પ્રતિજ્ઞાધારી પહેલાનો બાલમિત્ર દુકાળે અન્નના અભાવથી કાનકટા યોગીનો શિષ્ય થયો. મલિન વિદ્યા શીખ્યો. કેટલેક દહાડે પાછો ઘેર પલાસી ગામમાં આવ્યો. વણિક પુત્રની શોધ કરતાં જ્યાં નાડલાઇ નગરમાં શાલાએ ગુરૂ વ્યાખ્યાન આપે છે ત્યાં આવી મસ્તકની જટા ઉતારી સર્પ કીધા. વ્યાખ્યાનના લોક બીહતા થયા. એટલે ગુરૂએ મુખ્યકારી પૂર્વ બાલમિત્ર વિરોધી ઓળખ્યો એટલે શ્રી સૂરિએ બદરીદેવી સ્મરી. મુહપત્તિ ફાટી તેના ખંડ ખંડે નકુલ પ્રકટ કર્યા. તેથી પન્નગ નાઠા. યોગી મ્લાન વદનને નાઠે. પુનઃ પ્રાસાદનો વાદ થયો ગુરૂ કાંતિનગરીથી બાવનવીરના પ્રાક્રમે પ્રાસાદ લાવ્યા તે દેખી જટીલે ક્રોધને વશે મંત્રયોગે કરી પ્રતિમાના મુખ વાંકા કર્યા મધે વિનતિ ગુરૂને કરી જે દેવ-દર્શને કોઇ મનુષ્ય નથી આવતાં ત્યારે ગુરૂએ અઠ્ઠોતર જલ કુંભ મંત્રી બિંબને પખાલ કર્યાં. બિંબ મૂલરૂપે થઇ ગયા. પુનઃ પ્રાસાદમાં થંભ્યા તથા પાટ ડગમગતા જાણી ગુરૂદત્ત આમ્નાયથી પથરને પાટે યંત્ર લખી સકલ પ્રાસાદ સ્થિર કર્યો. શ્રીજૈનશાસનની જય જય-કાર થયો. શ્રી ગુરૂની કીર્તિ વધી. આમ જટીલને અનેક વાદે છીત્યો. જટીલ દેશ નગરમાં ફર્યો.

એકદા શ્રીગુરૂએ સંઘને કહ્યું 'આજ થકી ૬ માસ સંપૂર્ણ થયે મારૂ આયુ પુરૂં થશે, તે માટે મારા મસ્તકમાં શ્રી મણિ છે તે તમે મરણ થયા પછી મસ્તક ફોડી કાઢી લેજો તે પછી મારા દેહનો અગ્નિ સંસ્કાર કરજો આથી શિષ્ય તથા સંઘે કહ્યું બહુ સારૂ કેટલેક દીને ગુરૂનું મરણ જાણી પૂર્વ સંકેતે આવી દુધપાત્ર ભરી યોગી ગુપ્ત પણે રહ્યો. ગુરૂ કથનથી કલાકનો ચારેકોર ચંદરવો કીધો. બદરી દેવી ચિતાની પછવાડે પ્રદક્ષિણા દે છે એટલે તે યોગીએ વર્ષાવાયુની ઉત્પત્તિ કરી એવું જાણીને કે હું મણી લઇ લઉં. આથી બદરી-દેવીએ વાયુના જોરે પોતાની શક્તિથી યોગીને ઉપાડી એમાં ગુરૂની સાથે નાંખ્યો તે મરણ પામી શ્રી સાંડેરા ગચ્છનો રખવાલ યક્ષ થયો. દેવી ગુરૂને નમી સ્વસ્થાનકે મુડારઠ નગરમાં આવી શ્રી ગુરૂની પ્રતિજ્ઞા બદરી દેવીના સહાયથી સંપૂર્ણ થઇ. આ રીતે સં. ૯૭૧ વર્ષમાં શ્રી યશોભદ્ર સૂરી હતા એમ થયું.

બહુઆ કિન ગતિ રવી ન કવિ ચોથા શ્રી યશોભદ્રસૂરિ,
એ નિતુ કાલે પ્રણમતાં. દૂરીય પણાશય દૂરી ૧
ઇતિ શ્રી સાંડેરા ગચ્છે શ્રીયશોભદ્ર સૂર સંબંધ.

---

**૩૨ શ્રી પ્રદ્યુમ્નસૂરિ** શ્રી સૂરિના ઉપદેશથી પૂર્વ દિશામાં સત્તર પ્રાસાદ થયા. ૧૧ જ્ઞાનના ભંડાર લખાવ્યા. ૭ યાત્રા શ્રીસમ્મિતગિરિની શ્રી સૂરીએ કરી.

**૩૩ શ્રી માનદેવ સૂરિ** શ્રી સૂરિએ શ્રાવક શ્રાવિકાના હેતુએ ઉપધાન વહેવાની વિધિ પ્રગટ કરી.

આ બનેનું અલ્પ આયુ જાણવું

**૩૪ વિમલચંદ્રસૂરી**—જેને શ્રી પદ્માવતિની સહાયથી ચિત્રકૂટ પર્વતે સુવર્ણ સિદ્ધિની પ્રાપ્તિ થઇ.

૩૫. **શ્રી ઉદ્યોતન સૂરિ.** શ્રી સૂરિયે પૂર્વ દિશાએ શ્રી સમ્મેતગિરિ પાંચયાત્રા કરી. પણ એ તીર્થ કેવું છે?—

विंशत्यस्तिर्थंकरे रजितादियात्रा शिवपदप्राप्तं ।
देवस्ततस्तुपगण स जयति सम्मेतगिरिराजा ॥

પુન એટલે સાંભળ્યું જે અર્બુદાચલ ઉપર વિમલ દંડનાયકે શ્રી ઋષભ બિંબ સ્થાપન કરેલ છે અને તીર્થ પ્રગટ કર્યો છે. આ જાણીને શ્રી સુરિએ મનમાં ચિંતવ્યું કે

अष्टपष्टिषु तीर्थेषु यत्पुण्यं किल यात्रया ।
आदिनाथस्य देवस्य दर्शनेनोऽपि तद्भवेत् ॥

તે માટે આબુનંદીય બભણવાડ દહિયાણક પ્રમુખ તીર્થ આ નેત્રે નીહાળવાં'. આવા હર્ષ સહિત શ્રી ગુરૂ ત્યાંથી વિહાર કરતા થકા આબુની તલેટીએ ટેલી નામે ગામ છે તેની સીમમાં મોટા ઘણી શાખે યુક્ત એવા વડવૃક્ષનો વિસ્તાર દેખી ઉષ્ણુ કાલે શિતલ છાયાએ શ્રી સુરિએ ત્યાં વિશ્રામ કર્યો એટલે શ્રી સર્વાનુભૂતિ યક્ષ પ્રગટ થયો. પ્રસન્નપણે શ્રી સૂરીને કહ્યું 'આ શુભ ઘટિકા છે તે માટે તમે તમારા શિષ્યને આચાર્યપદ ઘો' ત્યારેશ્રી સુરિએ દેવકથનથી શ્રી વીર નિર્વાણ પછી ૧૪૬૪ માં એટલે સ ૯૯૪ માં શ્રી સર્વદેવસૂરિ પ્રમુખ ૮ આચાર્ય સ્વપાટે સ્થાપ્યા. ત્યારે તેથી વડને અહિનાણે પાટમો વડગચ્છ એવું નામ પ્રસિદ્ધ થયું; પણ તે સઘળા ગુરૂભાઈ શાલાએ રહ્યા ત્યાથી મહીમાવંત તીર્થની યાત્રાકરી અઘા-હરિ નગરે આવ્યા ત્યાં સપ્રતિ નિર્માપિત શ્રી વીર પ્રાસાદે ડોકર ? શીષ્યને યોગ્ય જાણી સુરિપદ દેઇ શ્રી વર્ધમાન તીર્થંકરના પ્રસાદને અહિનાણે શ્રી વર્ધમાન સુરિનામ દીધું.

ગુરૂતપ જાણી શ્રી શારદાએ બાલિકારૂપે ગુહલીથી સ્વસ્તિક કર્યો. તુષ્ટમાન થઇ પ્રાભાસ કે ઉપદેશ કીધો. શ્રી ગુરૂએ તેને ગુર્જર વિહારની આજ્ઞા કરી. શ્રી સુરિ નિત્ય એક ભુક્ત કરતા. શ્રી ઉદ્યોતન સુરિનો મેદપાટમા ધવલ નગરે સ્વર્ગવાસ થયો.

૩૬ **સર્વદેવ સૂરિ.**

શ્રી સુરિ વિચરતાં ભરૂઅચ નગરે આવ્યા ત્યાં કાન્હડીઓ યોગી શ્રી ગુરૂને ગૃહસ્થનો બહુ માન દેખી ક્રોધ કરી ૮૪ સાપનો કરંડીઓ લાવી શાલાએ વાદ કરવા આવી બેઠો. ત્યારે શ્રી સુરિએ તે દેખતાં જમણા હાથની કનિષ્ટ અંગુલિએથી પોતાને ચારે પાસ ભૂમંડલે વલય કરી ત્રણ રેખા કરી એટલે ૮૪ સર્પ કરંડીઆથી કાઢી ગુરૂ સ્હામે મૂકયા. તે ત્રણ રેખા સુધી આવે પણ આગળ ન ચાલે. પાછા કરંડીઆમાં બેઠા. પછી તે જટીલે ક્રોધ કરી વંશનલિકાથી કાઢી સિંદુરીઓ સર્પ મહા વિષાકુલ ગુરૂ સામો મૂકયો. તે ત્રણ રેખા સુધી જઇ પાછો આવ્યો. એવામાં ચોસઠ યોગીણી માંહીલી કુરૂ કુલ્લા નામની દેવી કે જે તે ધર્મશાલાની બહાર પિપલી વૃક્ષે રહેતી હતી તેણે ગુરૂને ઉગ્ર તપસ્વી જાણી ત્યાં આવી સિંદુર સાપની દાઢા બંધ કરી. યોગી ગુરૂને નમી પોતાને સ્થાનકે ગયો. શ્રી સુરિની કીર્તિ ફેલાઇ. પુનઃ શ્રી ગુરૂના ઉપદેશથી સં. ૧૦૦૨ માં સત્તાવીશ પ્રાસાદ થયા.

૩૭. **શ્રી દેવ સૂરિ.**

શ્રી સુરિને કલ્લાર દેશના સ્વામી શ્રી કર્ણસિંહે ' રૂપશ્રી ' બિરૂદ આપ્યું. પુનઃ, તેના

ઉપદેશથી કુર્કટ ગોત્રીય સ. ગોપે નવ પ્રાસાદ કીધા; પુનઃ ચઉદ શત એક (૧૪૦૧) શ્રી જિન બિંબ ધાતુ પટ્ટિકા ભરાવ્યા. દક્ષિણમાં નાશિક નગરે શ્રી ચંદ્રપ્રભપ્રાસાદે જીર્ણોદ્ધાર થયો. વળી સં. ૧૦૦૪ માં શ્રી રામસૈન્ય નગરે શ્રી ઋષભ પ્રાસાદ થયો. પુનઃ શ્રી સૂરિએ માલવ દેશમાં ઘણા વૈશ્ય ગૃહસ્થને પ્રતિબોધી જૈન પ્રાગ્વાટ જ્ઞાતિ કીધા. સં ૧૦૦૭ માં શાલાની સ્થિતિ થઇ.

## ૩૮ અજીતસિંહ સૂરિ.

શ્રી સૂરિના ઉપદેશથી મેવાડ દેશમાં પ્રાગ્વાટ દોશી રૂગનાથે ૭ પ્રાસાદ કરાવ્યા. સં. ૧૦૧૦ વર્ષે શ્રી રામસૈન્ય નગરે શ્રી ઋષભ ચૈત્યે શ્રી ચંદ્રપ્રભ સ્વામીની બિંબ પ્રતિષ્ઠા થઇ.

चारित्रशुद्धि विधि वर्जिना गमा द्विधाय भव्यान मितप्रबोधयन्
चकार जैनेश्वरशासनोन्नतिं य शिष्य लब्ध्या मिनवो तु गौतम ॥ १ ॥
नृपाद्दशाग्रे शरदा सहस्ते यो रामसैन्याह्वपुरे चकार
नाभेय चैत्यऽष्टमतीर्थराज बिंबप्रतिष्ठा विधिवराद्दर्च्ये ॥ २ ॥
चंद्रावती भूपति नेत्रकल्पं श्री कुकुण मंत्रिण मुच्चऋद्धिं
निर्मापितो तुंग विशाल चैत्यं योऽदीक्षयत शुद्ध गिरा प्रबोध्य ॥ ३ ॥

એવામાં સં. ૧૦૨૮ વર્ષમાં આચારાંગ સૂત્ર, સૂયગડાંગ સૂત્ર તેની ટીકાના કરણહાર શ્રી **શીલાચાર્ય** પ્રગટ થયા. પુનઃ તેજ વર્ષે નિવૃત્તિ ગચ્છે અનેક ગ્રંથકારક શ્રી દ્રોણાચાર્ય પ્રગટ થયા. પુનઃ માલવ દેશમાં ઉજ્જયનિમાં શ્રી લઘુભોજરાજનો રાજ્ય થયો. તેના બેટા **વીરનારાયણે** સં. ૧૦૭૭ માં સિવાણો ગઢ વસાવ્યો. એવામાં વિ. સં. ૧૦૯૪ માં શ્રી વડગચ્છે શ્રી લઘુભોજદત્ત વાદીવેતાલ બિરૂદધારકે થિરાદ્રિય ચહુઆણ ક્ષત્રી પ્રતિબોધક શ્રી **શાંતિસૂરિ** પ્રગટ થયા. શ્રી સૂરિએ ચક્રેશ્વરી, પદ્માવતીના સહાયથી અણહિલ્લ પાટણે સં. ૧૦૭૭ માં સાતસેં શ્રીમાલી ગોત્રને ધુલિકોટ પડતો ટાળ્યો એટલે શ્રી સંઘ રક્ષક શ્રી ઉત્તરાધ્યયનની વૃદ્ધ ટીકા અઢાર હજારના કારક, પુનઃ જીવ વિચાર પ્રકરણના કારક કાંનોડડી નગરે સં. ૧૧૧૧ માં શ્રી **શાંતિસૂરિ** સ્વર્ગે ગયા. સં. ૧૧૧૭ માં વડગચ્છે શ્રી ચક્રેશ્વરી સૂરિએ ૪૧૫ રાજકુમાર પ્રતિબોધ્યા. પુનઃ ધનપાલ પંડિતે શ્રી ઋષભ પંચાશિકા, દેશી નામમાલા કરી.

## ૩૯ શ્રી યશોભદ્ર સૂરિ–લઘુ ગુરૂભાઇ શ્રી નેમિચંદ્ર સૂરિ.

એવામાં ડોકરા ? આચાર્ય ગુરૂશ્રી ઉદ્યોતન સૂરિની આજ્ઞા લઇ શ્રી અંબાહરી નગરથી વિહાર કરતા શ્રી ગુર્જર અણહિલ્લ પાટણે આવી શ્રી વર્ધમાન સૂરિ સ્વર્ગે ગયા. તેના શિષ્ય શ્રી જિનેશ્વર સૂરિ પાટણમાં રાજા શ્રી દુર્લભની સભામાં કૂર્ચ્ચપૂર ગચ્છીય ચૈત્યવાસી સાથે કાંસ્યપાત્રની ચર્ચા કીધી ત્યાં શ્રી દશ વૈકાલિકની ગાથા કહીને ચૈત્યવાસીને જીત્યા ત્યારે રાજા શ્રી દુર્લભે કહ્યું 'આ આચાર્ય શાસ્ત્રાનુસારે ખરૂં બોલ્યા.' તેથી સં. ૧૦૮૦ માં શ્રી જિનેશ્વર સૂરિએ 'ખરતર' બિરૂદ લીધો. તેના શ્રી જિનચંદ્ર, અને લઘુગુરૂ ભાઇ શ્રી

અભયદેવ સૂરિ, તત્પટ્ટે શ્રી જિનવલ્લભ સૂરિ થયા. તેણે ચિત્રકૂટ પર્વતે આવી શ્રી મહાવીરના છઠ્ઠનું કલ્યાણક પ્રરૂપ્યું. પુનઃ દોઢસો છયાસીયા ગ્રંથ નિપજાવ્યો. ૧૩૪ બોલે કરી ખરતર ગચ્છની સમાચારી સ્થાપી. તેના શિષ્ય શ્રી જિનદત્ત સૂરિ થયા. તેનો સંબંધ કહે છે.

## જિનદત્ત સૂરિ.

સં. ૧૧૩૨ માં જન્મ. એવામાં શ્રી જયસિંહદેવ રાજાનો જન્મ થયો. સં. ૧૧૪૧ માં દીક્ષા લીધી. ત્યાં ૧૧૭૦ માં સૂરિપદ લીધું, શ્રી સૂરિને તપસ્વી જાણી ૬૪ યોગિણી પર વીર, પુનઃ ૫ પીર એ સદૈવ શ્રી ગુરૂની ભક્તિ બહુમાન કરતા હતા. શ્રી સંપ્રતિ નિર્માપિત મહાવીર પ્રસાદે ઘણા સ્નાત્રો, અષ્ટપ્રકારી, અષ્ટોત્તરી, પંચ શબ્દે સદૈવ હોય. ત્યારે મિથ્યાત્વી વાડવે જૈન મહિમા જાણી કોઈક તિવાડી વાડવને ઘેર ડોકરી ગાય. ડેરડી (વાછરડી) જણી તે મૃત્યુ પામી. દ્વેષથી તે વાડવે ગાયનું શબ રાત્રે એકઠા મળી ઉપાડી લઈ ગુપ્તપણે જિનગૃહ–મંદિરમાં મૂકી. સુપ્રભાતે શિષ્ય જિનદર્શને આવ્યા. પ્રદક્ષિણા કરતાં ગાયનું શબ દીઠું. તુરત આવી ગુરૂને કહ્યું. ગુરૂએ ઉપયોગ દઈ જોયું તો જણાયું કે આ કરનાર મિથ્યાત્વી વ્યંતર નહિ, પણ મિથ્યાત્વી વાડવ છે. શ્રી ગુરૂએ દેવગૃહ–મંદીરની મોટી આશાતના જાણી બાવન વીરમાંનો પૂર્ણભદ્ર વીર બોલાવ્યો. તેણે હાથ જોડી કહ્યું 'શું કાર્ય છે.?' ગુરૂએ કહ્યું 'શાસનોન્નતિ કરો. આ પ્રાસાદમાંથી ૭ માસની અવધિએ એ શબ સજીવન કરી પ્રગટ પણે કાઢો. કે જે રીતે તેની વાછરડીને–વત્સીને અભયદાન હોય આ ગુરૂ વચને દેવ ગો કલેવરમાં પેઠો એટલે દેવગૃહથી પ્રગટપણે સકલ વાડવ તથા અન્ય મનુષ્યોના દેખતાં તે ગાય શિંગડું ધુણાવતી જ્યાં તિવાડી વાડવનો ઘર હતું ત્યાં શિઘ્ર દેવશક્તિ વશે આવી. સ્તનમાં દૂધપાન તે શક્તિથી આપ્યું. આ જોઇ સકલ વંદનગરા વાડવ હર્ષિત થયા. માંહોમાંહે કહેવા લાગ્યા 'અમુક ફલાણા તિવાડી! આ શું' ત્યારે તિવાડી બોલ્યો 'એ મહા કોઇ દેવ શક્તિ છે.' આમ વાર્તા નગરમાં થઇ. કે જૈનાચાર્ય મહામ્નાયના ધારક પુન અહીં ગાય અને વાછરડી એ બંને જીવને અભયદાનના દાતાર, તપાવંત, દયાવંત જાણી સકલ મિથ્યાત્વી શ્રી ગુરૂને નમ્યા. શ્રી જિનશાસનોન્નતિ થઇ એટલે નામ તો શ્રી જિનદત્તસૂરિ હતું પણ ગાય અને વાછરડીને અભયદાન દેવાથી ઉપગારી થયા તેથી સકલ મનુષ્યો વડનગરમાં મળી શ્રી જીવદત્તસૂરિ એ બીજું નામ આપ્યું.

પુન શ્રી અણહિલ્લ પત્તન પાર્શ્વે શ્રી વાયડનગરિ શ્રી ગુરૂએ વાયડ જ્ઞાતિય ઘણા બ્રહ્મને પ્રતિબોધી જિનધર્મ વાસિત કર્યા. પુનઃ શ્રી સૂરિએ વૃદ્ધસિંધુ દેશમાં ઊંચ નગરે પંચનદીના મધ્ય ભાગે સૈયદ મસૈચ્છને વાદમાં જીત્યો. ઘણા જાડેચા ક્ષત્રી પ્રતિબોધી અઢાર ગોત્ર ઉપકેશ જ્ઞાતિમાં કર્યા. તે પરમ જૈન ધર્મ વાસિત થયા. શ્રી જિન શાસને શોભનિક એ સૂરિ કહેવાણા. આ ગુરૂના નામ સ્મરણથી દુખાર્તિ વિલય થાય. અનુક્રમે શ્રી કુમારપાલ રાજ્યે સં. ૧૨૧૧ માં સૂરિ સ્વર્ગે ગયા.

## મરૂ દેશમાં શ્રી ફલવર્દ્ધિ તીર્થની ઉત્પત્તિ.

નાણાવાલ ગચ્છે શ્રી માનદેવસૂરિ વિહાર કરતા શ્રી ફલવર્દ્ધિપુરમાં ચોમાંસું રહ્યા. ત્યાં ગુર બડગોત્રના શ્રેષ્ઠિ પારસ નામે ગૃહસ્થ રહેતો હતો તે ભદ્રિક પરિણામે નિરંતર શ્રી

સુરિને વાંદતો. એકદા તે પારસ શ્રેષ્ઠિ ગામ બહાર કાર્યાર્થે જતાં બોરડીની જાલ વૃક્ષ મધ્યે કાંઇક લીલા અને કોઇક સૂકા મ્લાન ફુલથી પૂજિત એવો પાષાણનો ઢિગલ દેખી ગુરૂ શ્રી માનદેવને આવી પૂછ્યું કે 'આ દષદ્‌– પથ્થર સદૈવ પુજિત દેખું છું તે માટે અત્ર સ્થાનકે કોઇક આશ્ચર્ય વસે છે' ત્યારે શ્રી સુરિએ પારસને કહ્યું 'આ દષદ્‌ વિપુલ હશે.' તેથી પારસે ગુરૂ આજ્ઞાથી તે દષદ્‌ જુદા જુદા કર્યા. તેટલામાં શ્રી પાર્શ્વ બિંબ દીઠું. તેવામાં પારસને અધિષ્ઠાયક દેવે પ્રગટ મનુષ્યના શબ્દે કહ્યું. 'પ્રાસાદ કરાવી પૂજા કરજે' ત્યારે પારસે કહ્યું 'દ્રવ્ય નથી'. અધિષ્ઠાયકે કહ્યું શ્રી પારસના મુખ્યાગ્રે સુપ્રભાવે સુવર્ણના અક્ષતનો ઢગલો નિરંતરના વ્યય પ્રમાણે થશે. તે દ્રવ્યથી પ્રાસાદ નિપજાવજે. પણ આ વાર્તા કોઇ આગળ ન કહેવી. તે પારસ શ્રેષ્ઠિએ અંગિકાર કરી ઘેર આવી શ્રી ગુરૂને બિંબ પ્રગટ થયાની વાત કહી. ત્યારે શ્રી સુરિએ તે અધિષ્ઠાયક દેવને આરાધ્યો. ત્યારે તે દેવે આવી શ્રીગુરૂને કહ્યું પહેલાં આ પુરમાં આજ ઠેકાણે સંપ્રતિ નૃપકાર પાર્શ્વનાથનો પ્રાસાદ હતો. તે કાલાનુયોગે ગુર્જ્જર થયે થાય થયે. તે બિંબ આ શ્રી પાસનો પ્રગટ થયો. શ્રેષ્ઠી પારસને દર્શન દીધો! બીજે દીને દેવકથન પ્રમાણે સુવર્ણ અક્ષતનો ઢગ થયા તે પ્રત્યક્ષ સાચો દેખી શ્રેષ્ઠી પારસે પ્રાસાદનો પ્રારંભ કર્યો. મૂલ મંડપ, રંગ મંડપ, નૃત્ય મંડપ, સર્વ નિપજાવ્યા. દ્વાર કોટ નિપજાવ્યો તેવામાં એક દિને સ્વપુત્રે પૂછ્યું આ દ્રવ્ય તમે ક્યાંથી લાવ્યા છો?'—આમ વારંવાર પૂછતાં પારસ શ્રેષ્ઠીએ સ્વપુત્રને ભદ્રકપણે યથાસ્થિત કહ્યું ત્યારે અધિષ્ઠાયકે દ્રવ્યની વાર્તા પ્રગટ કરી જાણી સુવર્ણ અક્ષત દ્રવ્ય આપવું બંધ કરી દીધું ત્યારે પ્રાસાદ એટલોજ રહ્યો.

આથી શ્રી માનદેવ સૂરીએ શ્રેષ્ઠી પારસના આગ્રહથી સં. ૧૧૬૮ માં શ્રી ફલવર્દ્ધિ નગરે મહામહોત્સવથી શ્રી પાર્શ્વબિંબ સ્થાપ્યું. ઉક્તમ્.

श्रीमत्पार्श्वजिनाधीशं फलवर्द्धिपुरस्थितं ।
प्रणम्य परया भक्त्या सर्वाभीष्ट साधकं ॥

## ૪૦. શ્રી મુનિચંદ્ર સૂરિ

થી સૂરિના ઉપદેશના વિ૰ સં. ૧૧૧૫ માં શ્રી દ્વિપદ્રે વાયટ જ્ઞાતીય દોઆબ રાજે શ્રી શાંતિનાથનું બિંબ સ્થાપ્યું. પુનઃ શ્રી સરિના ઉપદેશથી શ્રી શ્રીરોહી (શિરોહી) નગરે વિ. સં. ૧૧૧૭ વર્ષમાં વિજ્જા પાનસ ગોત્રી ચહુઆણ શ્રી સહસમલ્લે અમારિ પ્રવર્તાવી પુનઃ એવામાં વિ. સં. ૧૫૧ માં સિંભરાધીશ ચહુઆણ શ્રી પૃથ્વીરાજ થયો. શ્રી સુરિએ પાખીસૂત્ર નિપજાવ્યો. એવે વિ. સં. ૧૧૧૮ વર્ષમાં શ્રી અભયદેવસૂરિ પ્રગટ થયા. તેની ઉત્પત્તિ કહે છેઃ—

### અભયદેવસૂરિ.

મેદપાટ દેશમાં વડસલ ગામમાં તુઆરસિંહ નામે રાજપુત્ર રહે છે ત્યાં કૌટિકગચ્છે ખરતરબિરૂદધારક શ્રી જિનેશ્વર સુરિ વિહાર કરતા આવ્યા. શ્રી સુરિને દેખી સીધો નમ્યો. શ્રી ગુરૂએ ભવ્યાત્મા જાણી ઉપદેશ આપ્યો. તે સાંભળી બુઝયો, તત્કાલ દીક્ષા દીધી. યોગ્ય જાણી આચાર્યપદ દઇ શ્રી અભયદેવસૂરિ નામ આપ્યું. અનુક્રમ ૫૨ વિગયના ત્યાગથી પૂર્વ

કર્માનુસારે દેહે કુષ્ટ થયો. શ્રી સૂરિ પૂર્વોપાર્જિત કર્મ અહિયાસતા થકા ગૂજરાત દેશમાં ભાણપુર ગામે આવ્યા. વડ વૃક્ષ હેઠલ રાત્રીએ સુતાં સ્વપ્નમાં તપલબ્ધિથી અર્ધનિશાએ શાસન દેવીએ આવી કહ્યું ઋષીશ્વર ! જાગૃત છો ? તે દેવીની વાણી સાંભળી સૂરિએ કહ્યું રોગગ્રસ્તને નિદ્રા કયાંથી હોય ? ' આવી આચાર્યની વાણિ સાંભળી શાસનદેવીએ બાલિકાનું સ્વરૂપ ધરી આવી તે આચાર્યના જમણા હાથે મૂત્રના નવ કોકડા દઇ મુખથી કહ્યું શ્રી સૂરિ ! તમે આ નવ કોકડા ઉકેળજો, એટલે વિસ્તારજો 'ત્યારે આચાર્યે કહ્યું.' મને દેહે સમાધિ થશે ઉખેળીશ. આ સાંભળી શ્રી સરસ્વતિએ કહ્યું 'સેઢી નદીને કાંઠે પલાસ વૃક્ષ હેઠે ચીકણી ભૂમિકા (માટી) છે તે અહિનાણે-એંધાણે પહેલો શ્રી નાગાર્જુન યોગીએ વિદ્યા સિદ્ધિથી ભૂ ભંડારિત બિંબ શ્રી થંભણપાસનો સમહિમ છે ત્યાં તમે જજો, શ્રી થંભણપાસની સ્તુતિ કરજો. કીર્તના કરતાં તે બિંબ સદ્ય નગટ થશે. તેના સ્તોત્રને બળે સકળ રોગ આ દેહ થકી જશે, પણ કોકડા નવ તમે ઉકેલજો' આમ કહી દેવી શ્રી શારદા સ્વસ્થાનકે ગયા. તેના વચનને અનુસારે ગોદૂધે ચીકણી ભૂમિને અહિનાણે-એંધાણે ખાખર વૃક્ષ હેઠે લઇ જઇ શ્રી અભયદેવાચાર્ય ઉભા રહી શ્રી થંભણપાસની કીર્તિને તદ્રૂપ ' જયતિહુયણ ' બત્રીસીએ ફુલ્લિફુલ્લકાર ફુરતરયણકર ૧૭ એ કાવ્ય સત્તરમુ કહેતાં શ્રી પાસબિંબ ભૂમિકાથી તત્કાલ પ્રગટ થયું. શ્રી સદ્દોઉસ્સને-શ્રી પાસના અભિષેકનો જલ શુચિપાત્રમાં ભરી ગૃહસ્થે શ્રી આચાર્યની દેહને છાંટવાથી ગુરૂ અંગથી સકલ રોગ ઉપદ્રવ શમ્યા. દેહ તપ્ત સુવર્ણોપમ થયો. મહોત્સવ મંગલ જય શબ્દ થયો. તેજ ઠેકાણે સેઢી નદીને તટે થંભણપુર નામે ગામ થાપ્યો. પ્રસાદ નિપજાવી વિ. સં. ૧૧૫૯ વર્ષમાં શ્રી અભયદેવસૂરિ થંભણપુર પ્રાસાદે શ્રી પાસને સ્થાપ્યા. ત્યાંથી વિહાર કરતાં શ્રી અણહિલ્લ પાટણે શ્રી શ્રી પંચાશ્વર પાસને જૂહારી ચોમાસુ રહ્યા. તે રહેતાં થકાં એકદા ગુરૂને શાસન દેવીએ આપેલ નવસૂત્રના કોકડાનો ઉપયોગ આવ્યા. ત્યારે શ્રી સૂરિએ વિ. સં. ૧૧૨૦ માં ભગવતી પ્રમુખ નવ અંગ સૂત્ર જે સિદ્ધાંત તેની ટીકા રચી. એવામાં શ્રી થંભણ પાસ પ્રગટકારક વિ. સં. ૧૧૪૫ માં શ્રી કોપ નગરે શ્રી અભય દેવસૂરિ સ્વર્ગે ગયા. ત્યારપછી કેટલાક વર્ષે ગૂર્જર દેશે યવન રાજ્ય થયો ત્યારે શ્રી સકલ સંઘે મલી સપ્રભાવ બિંબ જાણી વિ. સં. ૧૩૬૨ વર્ષમાં શ્રી ખંભાયત નગરે સારા ઠેકાણે ઘણે યતને શ્રી થંભણ પાસ સ્થાપ્યા. નીલુપ્ય જે સમ નીલવર્ણ દેહ ધારક સકલ ક્ષુદ્રોપદ્રવવારક તે બિંબ આજ લગી સપ્રભાવ છે. કહ્યું છે કે

यजंत्यसौ स्तभनं पार्श्वनाथ प्रभाव पूरे परितसनाथ

स्फुटीकारां भयदेवं सूरि र्यभूमि नगध्यस्थित मूर्त्तिसिद्धं

આ રીતે શ્રી અભયદેવ સૂરિ થઇ ગયા. ઇતિ શ્રી અભયદેવ સૂરિ સંબંધ.

---

## સિદ્ધરાજ જયસિંહ.

પુન એવામાં વિ. સં. ૧૧૫૨ માં શ્રી જયસિંહદેવે શ્રી સિદ્ધપુર નગર વાસ્યું-વસાવ્યું. અગ્યાર માલે કરી શ્રી રૂદ્રાલય થાપ્યો. પુનઃ શ્રી સુવિધિનાથ-નવમા તીર્થંકરનો પ્રાસાદ નિપજાવ્યો. સ્વદર્શન અવર દર્શન પોષી ઘણુ ગુણતાઇ (?) દાન કીધો. વિ. સં. ૧૧૫૪

વર્ષ વૃદ્ધ તટાક (તળાવ)? ૧૭૪૧ જલની દીર્ઘ વાપિકા નિપજાવી; ૬૨ કુંડ બંધાવ્યા, ૮૭ લઘુતટાક (તળાવ) દર્ભાવતી, સાહેલી, ઝંઝુવાડા, પ્રમુખ નગરમાં ૮ ગઢ બંધાવ્યા. લઘુવાપિક (વાવ) ૧૦૨૧, વિરામ સ્થાન ૧૦૫૮, દેવદેવી યક્ષ પ્રાસાદ એક લક્ષ નિપજાવ્યા. એવામાં ગૂર્જર અણહિલ્લપત્તનાધીશ શ્રી જયસિંહદેવ રાજ્યે શ્રી કોટિક ગચ્છે ચંદ્રકુલે વજ્રશાળામાં શ્રી દેવચંદ્ર સૂરિ તેહના શિષ્ય શ્રી હેમચંદ્ર સૂરિ પ્રગટ થયા.

**હવે હેમાચાર્યની ઉત્પત્તિ કહે છે.**

ગૂર્જરદેશમાં ધંધુકાનગરમાં મોઢજ્ઞાતિ ગોત્રમાં સો. સાચો રહે છે તેની સ્ત્રી ચંગી નામે તેનો પુત્ર ચંગદેવ નામે છે. ત્યાં વિહાર કરતાં શ્રી દેવચંદ્રસૂરિ આવ્યા. શ્રી સૂરિનો ધર્મોપદેશ સાંભળી તેણે ચંગદેવ નામે વણિક પુત્રે, ગુરુ સંયોગે પરમશ્રાવક થયાં. તેહનો વિ. સં. ૧૧૪૫ વર્ષમાં જન્મ થયો. અનુક્રમે તેણે ગુરુ સંયોગે પાંચમાં વર્ષે વિ. સં. ૧૧૫૦ માં દીક્ષા લીધી સોમદેવ ઋષિ નામ દીધુ. શ્રી ગુરૂએ મહાતપાએ અનુક્રમે ગુરૂ શ્રી દેવચંદ્રસૂરિ અને શિષ્ય ઋષિ સોમદેવ એ બંને કલિંજર નામે પર્વતમાં કોઇક ઔષધીને શોધવા ગયા ત્યાં માર્ગમાં શ્રી મલયગિરિસૂરિ મળ્યા. ત્યાંથી કુંમારીયા ગામે જતા થકાં તટાકે (તળાવમાં) ધોબી વસ્ત્ર ધોતો દીઠો. પદ્મચીર દેખી પુછ્યું ત્યારે તે વસ્ત્રક્ષાલકે ગુરૂને કહ્યું 'આ ગામનો શ્રેષ્ટ તેહની સ્ત્રી છે. તેનાં (ચીર) પખાળું છું-ધોઉં છું'-આ ગામમાં ચોમાસું રહ્યા. કેટલાક દિને તે ગૃહસ્થ શ્રીમાલીને પદ્મનીના મુખ આગળ વિદ્યાસાધનનું રહસ્ય કહ્યું. તે શ્રીમાલીએ અંગિકાર કર્યું. શ્રી જિન શાસનની ભક્તિનો હેતુએ શુભદિને શ્રી ઋષભદેવ પ્રાસાદે ભુમિ ગૃહી શ્રી દેવચંદ્રસૂરિ, શ્રી મલયગિરિસૂરિ, અને સોમદેવ એ ત્રણે સાધુ દિગંબર બની કાઉસગ્ગે રહ્યા. તે સન્મુખ નગ્ન પદ્મિની સ્ત્રી ઉભી રહી. તેનો સ્વામી ગ્રામશ્રેષ્ટી તે નગ્ન ખડ્ગ હાથમાં ઝાલી શ્રી ગુરૂની પાસે આવી સાહસ ધૈર્ય કરી ઉભો રહ્યો. ગુરુએ ગૃહસ્થને કહ્યુ 'ધ્યાન થકી ચૂકીએ તો તેના મસ્તકે ખડ્ગ તત્કાલ દેવો! વિલંબ ન કરવો'. આમ વિદ્યા સાધતાં સાહસિક ધૈર્યપણું જોઇ તે દેવ અ-ગ્યારમે દિને આવી કહ્યું 'તુઠયો છું વર માગો'. ત્યારે ગુરુ શ્રી દેવચંદ્રસૂરિએ પર વીર વશ થાય તેવો વર માગ્યો, શ્રી મલયગિરિસૂરિએ સિદ્ધ સૌધે (?) સિદ્ધાંતની ટીકા કરવાનો વર માગ્યો અને ઋષિ સોમદેવે રાજા પ્રતિબોધવાની શક્તિ માંગી. ત્રણે સાધુને તે દેવ વર આપી અલોપ થયો. ગૃહસ્થને કોટિ દ્રવ્યની પ્રાપ્તિ થઇ. ત્યાંથી દેવદત્ત વર લઇ શ્રી મ-લયગિરિ સૂરિએ માલવ દેશમાં વિહાર કર્યો અને ગુરુ શ્રી દેવચંદ્ર સૂરિ અને શિષ્ય ઋષિ સોમદેવ એ બંને ગુરૂશિષ્ય શ્રી ગિરનારમાં શ્રી નેમિશ્વરની યાત્રાએ દર્શન કરવા ગયા. ત્યાં મારગમાં કોઇ ગામમાં એક વણિક દરિદ્રી રહેતો હતો. પેલાં તેના માતપિતા શ્રીમંત હતા, એ ભ્રાંતિથી તે વણિકે ઘરની પૃથિવી ખણીને ત્યાંથી દ્રવ્ય પ્રગટ કર્યો. વ્યંતરાધિષ્ઠિત સેવંત્રા ? પ્રગટ થયા. તેથી ઘરને મધ્ય ભાગે ઢગલો કીધો. પ્રત્યક્ષ લીહાલાનો સમૂહ દેખાય. તે સમયે બપોરે મધ્યાન્હે શ્રી ગુરુ અને શિષ્ય તેને ઘેર આહાર અર્થે ગયા. તેણે ભ્રુકમરત્વા! દાન દીધું, તે આહાર દેખી સોમદેવ શિષ્ય વારંવાર ગુરુ સામી દૃષ્ટિ કરી રહ્યા. સંજ્ઞાએ સમજાવ્યું. પણ ગુરૂ સંજ્ઞાએ ન સમજ્યા. એટલે વણિક સમજ્યો, જો એ ઋષિ મહાભાગ્યના સ્વામિ જાણી ઉલાવજો આવી તત્કાલ તે સોમદેવ ઋષિને બે હાથે ઉપાડી સેવંત્રાના સમૂહના ઢગલાથી ઋષિ સોમદેવની દૃષ્ટિના પ્રભાવથી તે વ્યંતર નાઠો

એટલે તે વણિકે સાક્ષાત્ પ્રગટપણે સુવર્ણનો ઢગલો દીઠો. ત્યારે ગૃહસ્થે ઘણા આગ્રહે ગુણ નિપન્ન શ્રી ગુરૂને વિનતિ કરી. વિ. સં. ૧૧૬૬ વર્ષમાં શ્રી સોમદેવને શ્રી ગુરૂએ આચાર્યપદ દઇ શ્રી હેમચંદ્રસૂરિ નામ દીધું. વિ. સં. ૧૧૬૭ વર્ષમાં ગુરૂ શ્રી દેવચંદ્રસૂરિ સ્વર્ગે ગયા. એવામાં અનેક ગ્રંથના કારક શ્રી મલયગિરિસૂરિ સ્વર્ગે ગયા. શ્રી મુનિચંદ્રસૂરિ જાવજજીવ લગી ૭ વિગયના નિયમધાર સૂરિએ સોરઠદેશમાં પ્રાસાદ, બિંબ પ્રતિષ્ઠા, સુમતાદિ ચરિત્રે સમર્થ.

> સંવિગ્ન મૌલિ વિત્તતી શ્વસર્વા સ્તત્લાજ દેહે પ્યમમ સદાય
> વિદૃદ્િતેયાભિ વ્રત પ્રભાવ પ્રભા ગુણેયં કિલ ગૈતમાર્મ ॥ ૧

**अष्ट हयेश ११७८ मिते ऽब्दे विक्रमकालाद्दिवं गतो**
**भगवान् श्रीमुनिचंद्र मुनींदो ददातु भद्राणि संघाय**

---

૪૧ તત્પટ્ટે શ્રી **અજિતદેવ સૂરિ.** ૧ ને લઘુગુરૂભાઈ સકલ વાદી મુકુટ બિરૂદધારક શ્રી **વાદિદેવસૂરિ.**

આ બંને ભાઇ તેમા વડા ગુરૂભાઇ તે પટધર અને લઘુગુરૂભાઇ તે ગચ્છ મર્યાદાના સાર સંભાળના કરણહાર જાણવા. વિ. સં. ૧૧૬૮ વર્ષમાં **નિવૃત્તિ કુલમાં** શ્રી મહિંદ્ર સૂરિના ઉપદેશથી ઘોઘા બંદરે શ્રીમાલી જ્ઞાતીય નાણાવટી શા **હીરૂ**એ શ્રી નવ ખંડા **પાર્શ્વનાથનો** બિંબ ભરાવ્યો. વિ. સં. ૧૧૭૭ વર્ષમાં શ્રી **નાગુરીશાખા કહેવાણી.** શ્રી અજિતદેવ ગુરૂ પ્રત્યે ગુરૂવાણીથી રંજિત થઈ અણહિલ પત્તનાધીશ શ્રી જયસિંહદેવ નિરંતર ત્રણ પ્રદક્ષિણા દઇ વાંદતા. શ્રી સૂરિએ પશ્ચિમ દિશાએ દેવકીપત્તને શ્રી જિનશાસનને શોભાકારક થયા અને લઘુગુરૂભાઈ શ્રી વાદિદેવ સૂરિ તેના શિષ્ય પં. શ્રી **રામચંદ્ર સૂરિ** તેણે **રેનાત્ર વિધિ પ્રગટ કરી.** તેવામાં શ્રી મરૂદેશમા જીરાઉલી તીર્થની ઉત્પત્તિ થઇ.

## જીરાઉલ્લી તીર્થની ઉત્પત્તિ

આબૂની પાસે જીરાઉલ્લી ગામે ધોસિર ગોત્રે શ્રેષ્ઠી ધાંધલ રહેતો હતો. તેની ગાય સેહલી નદીને કાંઠે બોરડીની જાલમાં સીમાડે ચરવા જતી. ત્યાં દૂધ ઝરતી. સંધ્યા સમયે ગાય વણિક ઘેર દૂધ આપતી નહિ. ત્યારે તે ધાંધલ ગૃહસ્થ જાણે કે કોઇ સીમે દોહીને દૂધ લઇ લે છે એવી ભ્રાંતિથી તે ગાય સંઘાતે પુત્રને મોકલ્યો. જ્યાં ગાય ચરે ત્યાં પૃથ્વીના ઠેકાણે દૂધ ઝરી ગયું. તે દેખી પુત્રે ઘેર આવી પિતાને દૂધઝરણની વાત કહી. આથી ધાંધલે આશ્ચર્ય સમજી તે દૂધઝરણની ભૂમિકા ખણી એટલે ઘણા કાળની શ્રી પાર્શ્વમૂર્તિ પ્રગટ થઇ. એટલે અધિષ્ઠાયકે સ્વપ્ન આપ્યું કે મને જીરાવલી નગરમાં સ્થાપજે. ત્યારે **ધાંધલે** પ્રાસાદ નિપજાવી મહોત્સવ કરી વિ. સં. ૧૧૯૧ વર્ષમાં શ્રી **પાસને પ્રાસાદે સ્થાપ્યા.** શ્રી અજિતદેવ સૂરિએ પ્રતિષ્ઠા કરી ઘણા દિન સુધી શ્રી પાર્શ્વનાથની ભક્તિ સાચવતો શ્રેષ્ઠી **ધાંધલ** સદ્‌ગતિનો ભજનાર થયો. તેથી **પાર્શ્વ** પરમેશ્વર જીરાપલ્લી નગરમાં રહ્યા. અને તે સકલ ભક્તિ કરનાર લોકની વાંછા પૂરક મારિઉપદ્રવવારક સપ્રભાવ તીર્થ થયું. કહ્યું છે કેઃ—

प्रबलेऽपि कलिकाले स्मृतमपि यन्नाम हराति दुरितानि ।
कामितफलानि कुरुते स जयति जीराउलि पार्श्व ॥

આ રીતે શ્રી જીરાઉલી શ્રી પાસતીર્થ પ્રગટ થયું.

---

પુનઃ વિ. સં. ૧૧૯૧ વર્ષમાં દિલ્હી નગરે વિલ્હતિ પઠાણુ આવ્યાં ચદુઆણને કાઢયા. મ્લેચ્છ યવન થયા.

### શ્રી લોડણુ પાસતીર્થની ઉત્પત્તિ.

ગુજ્જર દેશમાં સેરીસા નગરમાં નાગેંદ્રગચ્છના શ્રી દેવેંદ્ર સૂરિ શિષ્ય સહિત વિહાર કરતા આવ્યા. ગુરૂ શિષ્યથી વીરાકર્ષણ વિદ્યાની પુસ્તિકા ગુપ્તપણે રાખે. એકદા ગુરૂ રાત્રે નિદ્રાવશ થયા, એટલે એક શિષ્યે તે પુસ્તિકા ચંદ્રમાને ઉદ્યોતે વાંચી એટલે બાવનવીર આવ્યા અને કહ્યું ' શું કામ છે ? ' તે શિષ્યે કહ્યું ' આ પુરમાં જિન પ્રાસાદ નથી, તે માટે પશ્ચિમ દિશાના જૈન કાંતિનગરીથી શ્રી જિન દર્શનનું અગણિત પુણ્ય જાણી તમારી શક્તિથી અહીં એક પ્રાસાદ લાવો ' ત્યારે તે શિષ્યવચન પ્રત્યે વીરે કહ્યું, 'અમારૂં પરાક્રમ પ્રભાતે કુર્કટ શબ્દ થાય ત્યારે ન થાય. તો ત્યાં સુધી અમારૂં ચાલશે તેટલું કરીશું '–આમ શિષ્યની આજ્ઞા લઇ બાવનવીર જૈનકાંતિનગરથી રાત્રીએ પ્રાસાદ લેઇ સેરીસા નગરે આવ્યા એવામાં ઉંઘથી ગુરૂ જાગ્યા ત્યારે આકાશનો કોલાહલથી બાવનવીરને આણેલ શ્રી પાસનો પ્રાસાદ દેખી ચિતમાં ચિતવ્યું આ શું ?–પુસ્તકનો ઉપયોગ આવ્યો લાગે છે. એટલે ત્યાં પુસ્તિકા જોઇ પણ દેખાઇ નહિ. શ્રી ગુરૂએ શિષ્યનું એ કામ જાણી શ્રી ચક્રેશ્વરી દેવીને સ્મરીને કહ્યું ' આ શિષ્યને માલમ ન પડે તેમ રાત્રી પણ ઘણી છે તે માટે તમે કારમા કુર્કટ બોલાવો ' ગુરૂ આજ્ઞાથી તે દેવીએ તેમજ કીધું. એટલે પ્રભાત થયો જાણી વીર સ્વસ્થાનકે પહોંચ્યા. તેથી વિ. સં. ૧૧ ( ) વર્ષમાં સેરીસા નગરે શ્રી લોડણુ પાસની સ્થાપના થઇ. શ્રી દેવચંદ્ર સૂરિ ત્યાંથી વિહારતા અણુહિલપત્તને શ્રી પંચાસરને પ્રણમ્યા.

૪૨ તત્પટ્ટે શ્રી વિજયસિંહસૂરિ.

શ્રીસૂરિ ચારિત્ર ચુડામણિ બિરૂદ ધરતા વિચ(ર)તા હતા. તેવામાં સોલકી શ્રી કુમારપાલ પ્રગટ થયો.

### કુમારપાલની ઉત્પત્તિ.

ગૂર્જર દેશમાં અણુહિલ્લવાડ પાટણ પાસે દેવથલી નગરમાં શ્રી ત્રિભુવનપાલ ભાર્યા વાઘેલી કાશ્મરી પુત્ર પાંચ–તેમાં કનિષ્ટ કુમારપાલ નામે–તેનાં જન્મ વિ. સં. ૧૧૭૭. શ્રી ખંભાતમાં શ્રીસૂરિમુખે ધર્મોપદેશ સ. ૧૧૮૭ માં લીધો. વિ. સં. ૧૧૯૯ માં ટીકો (રાજ્ય) થયો. એટલે ગુરૂને ઘણા ઉત્સવે શાલાએ પધરાવ્યા. સદૈવ ગુરૂમુખે વ્યાખ્યાન સાંભળે. એકદા ગુરૂશ્રી હેમચંદ્રસૂરિને રાજાશ્રી કુમારપાલે કહ્યું. 'મારા પ્રતિ કૃપા કરી કંઇ સાર સુતત્ત્વ કહો ત્યારે સૂરિએ કહ્યું.

दीर्घमायु परं रूपमारोग्यं श्लाघनीयता ।
अहिंसा फलं सर्व किमन्यत् कामदेवसा ॥

આવાં વચન શ્રીગુરૂનાં સાંભળી ચોમાસામાં જીવાકૂલ ભૂમિકા જાણી ગુરૂમુખે કુમારપાલે નિયમ લીધો કે ચોમાસામાં સૈન્ય ચઢાઇ યુદ્ધ ન કરવું. આ વાર્તા કેટલેક દિને દીલ્લી નગરે મ્લેચ્છે સાંભળી ત્યાંથી સૈન્ય લાવી અણહિલવાડે ઉતર્યો. સહિરપાખલ (!) ગઢ નહિ ત્યારે કુમારપાલે ગુરૂને વિનવ્યા કે 'સૈન્ય અને યુદ્ધના તમારા મુખથી મારે નિયમ છે' 'સૂરિએ કહ્યુ કે 'ધર્મથી કુશલ થશે' શ્રીસૂરિએ કટેશ્વરી પાદરદેવી સ્મરી કહ્યું 'જિનશાસનમાં આ રાજા નિયમધારક છે તેથી પરચક્રનો ઉપદ્રવ નિવારો.' તે ગુરૂની આજ્ઞા લઇ દેવીએ રાત્રીએ નિદ્રામાં સૂતેલ મ્લેચ્છને ઉપાડી કુમારપાલમાં મહેલમાં લાવી મૂક્યો. પ્રભાતે જાગી ઉઠ્યો. સ્વસૈન્ય, અનુચર નહિ એટલે ચઢતે દિને રાજર્ષિના અનુચરે દંતધાવન નિમિત્તે પાવન જલ સંપૂર્ણ પાત્ર અંચવો લાવી મૂક્યાં. તે દેખી મુગલ કહે 'એ કયું સ્થાન છે ? તું કોણ ? ત્યારે અનુચરે કહ્યું. 'આ રાજા કુમારપાલનું મંદિર, હું તેનો સેવક–આ સેવકનાં વચન સાંભળી મુગલે મનમાં વિચાર્યું. હું એનું રાજ્ય લેવા આવ્યો છું. સાંકડે પણ હું આણ્યો આણ્યું. અને એ મહાભાગ્યનો સ્વામી મારાથી મૈત્રી વાંછે છે. એના વીર પણ સાચા છે. તો એ રાજાનો હું મિત્ર' ત્યારે મુગલ અને કુમારપાલ બંને મિત્ર થઇ માંહોમાંહે ભેટયા. વીરાબ્જુ પત્તનનું નામ આપી કુમારપાલને સ્વધર્મમાં દૃઢતાપણું અને ઉપગારીપણું જોઇ પ્રશંસા કરતો દીલ્લિનગરે મુગલ પહોંચ્યો. શ્રી જિનશાસનનો મહિમા થયો ગુરૂ કીર્તિ થઇ. એટલે વિ. સં. ૧૨૦૭ વર્ષમાં કુમારપાલે અઢાર દેશમાં અમારિ પળાવી. હવે તે અઢાર દેશનાં નામ કહે છે.

कर्णाटे गुर्जरे लाटे सौराष्ट्रे कच्छ सिंधवे
उचायां चेवं भंभेर्य्या मारवे मालवेस्तथा
कोकणे च तथाराष्ट्रे कीरे जालंधरे पुनः
पंचाले स्क्ष मेवाडे दीपे वाशीतटे पुनः

મારિ શબ્દ એવું મુખે કહેવાઇ જાય તો ચોવિહાર ઉપવાસ એક કરે. સકલ પાણી છાણ્યો પાણી પીવે પુનઃ ૧૨૦૫ વર્ષમાં લાડ વણિકને ગાઢા મિથ્યાત્વી જાણી દેશબહાર કીધા. સં. ૧૨૧૦ વર્ષમાં હૈમી વ્યાકરણ શ્રી હેમાચાર્યે પ્રગટ કર્યો. સં. ૧૨૧૧ વર્ષમાં સપ્ત લક્ષ મનુષ્યે શ્રી સિદ્ધાચલ સંઘપતિ થયો. સં. ૧૨૧૨ વર્ષમાં સેઉઆ ગાપાપતિને દયાપાત્ર જાણી સાંડેરિયા બિરૂદ દીધું. સં. ૧૨૧૩ માં શ્રીમાલી મંત્રી બાહડદેએ શ્રી સિદ્ધાચલનો ૧૪ મો ઉદ્ધાર નિપજાવ્યો. સં. ૧૨૧૬ માં અંબેરાગઢથી શ્રી શાંતિપૂજને નતન વરુાર્થે શાલવીના ૭૦૦૦ ઘર પાટણમાં લાવી વસાવ્યા. સં. ૧૨૧૮ માં શ્રી હેમાચાર્યે અમાવાસ્યાની પૂર્ણિમા દેખાડી. સં. ૧૨૨૧ માં તારણગિરિએ શ્રી અજિત બિંબ સ્થાપ્યાં તેજ વર્ષમાં સાતસેં લેખકને દ્રવ્ય આપી એકવીસ જ્ઞાન કોશ લખાવ્યા. ન્યાય ઘંટા સદૈવ વાજતા. શ્રી ગુરૂ ઉપદેશે ૧૪૪૪ ચોરાસી મંડપ સહિત પ્રાસાદ નિપજાવ્યા. પુનઃ ૨૧૦૦ જીર્ણોદ્ધાર કર્યા.

એકદા બાહડે શ્રી ગુરૂને વિનવતાં ગુરૂએ કહ્યું કે

नुतन श्री जिनागार विधाने यत्फलं भवेत् ।
तस्मादष्टगुणं पुण्यं जीर्णोद्धारे विवेकिनां ॥

એવું વચન સાંભળી મંત્રીએ ૧૫૦૦ જીર્ણોદ્ધાર નિપજાવ્યા. તેમાં પ્રથમ જીર્ણોદ્ધાર સં. ૧૨૨૦ માં શ્રી ભૃગુકચ્છે શ્રી શકુનિકા વિહારે કર્યો. શ્રી ગુરૂની સહાયથી.

વળી આજ વર્ષમાં આગિમગચ્છ થયો.

એકદા કુમારપાલને રાત્રે સૂતાં પૂર્વે બાલાવસ્થાએ અભક્ષ ભક્ષણ થયું. પછી તેનો ગુરૂ પાસે ૧૨ વ્રત ઉચ્ચર્યા. તે માંસનો સ્વાદ દાઢમાં ઉપજ્યો. જાગી ચિંતવ્યું. અભક્ષભક્ષને સાંભરવાથી મારો વ્રત ખંડિત થયો. પ્રભાતે ગુરૂને વાંદી પૂછ્યું ત્યારે ગુરૂએ કહ્યું 'એની આલોયણ તમે બત્રીસ લક્ષણા પુરૂષ છો તેથી બત્રીસ ઘરો પ્રાસાદ બાવન દેવકુલિકા સહિત નિપજાવો. એ વ્રતભંગ હુવાની-થયાની આલોયણ તમને દીધી. તે ગુરૂવાણી અંગિકાર કરી સ્વપિતા ત્રિભુવનપાલને નામે ત્રિભુવન વિહાર બહોતર દેવકુલિકા સહિત નિપજાવ્યો. તેમાં ૨૪ બિંબ રત્ન, ૨૪ બિંબ સુવર્ણ પિતલમય, બિંબ ૨૪ રૂપ્યમય, પુનઃમુખ્ય પ્રાસાદે ૧૨૫ અંગુલ પ્રમાણ અરિષ્ટ રત્નમય મૂલનાયક શ્રી ઋષભદેવબિંબ સ્થાપિતં. સકલ દેવકુલિકા સુવર્ણ કલશથી યુક્ત જાણવી. નિરંતર સત્તરભેદી પુન પર્ત્પર્વ અટ્ટોત્તરી, જિન ભક્તિ કરી બંને ટંક પ્રતિક્રમણ, ત્રણ ટંક દેવ વંદન સાચવ્યું. સર્યોદયે સ્વગૃહે શ્રી શાંતિનાથની પૂજા કરે, વીતરાગના એકસો આઠ નામ સ્મરી પછી અઢારસેં કોટિ ધ્વજ ગૃહસ્થ યુક્ત ત્રિભુવનપાલ વિહારે શ્રી ઋષભ દર્શન કરી ગુરૂ વાંદી ઉપદેશ સાંભળી ઘેર આવી સદૈવ સાતસેં સાધાર્મિક જમાડી પછી એક ભુક્ત કરે. માસે માસે લક્ષ સાધર્મિક પોષે પ્રતિવર્ષે સાત યાત્રા સવા સવાલક્ષ મનુષ્યે કરવી; અને દ્રવ્ય સંખ્યા-કોઠાર ચાર અઘટિત? સુવર્ણ ભરેલ, કોઠાર ચાર અઘટિત દ્રવ્ય ભરેલ, કોઠાર એક મુક્તાફલે ભરેલો, કોઠાર બે નાનાવિધ રત્ને ભરેલ પાર્શ્વપાષાણના ખંડ ચાર કોઠાર એક વિદ્રુમના ખંડથી ભરેલ ૧૫ લક્ષ કોઠાર પવિત્ર ધાન્યે કરી ભરેલા—અથ સૈન્ય દ્વિપદ સંખ્યા—૭૨ સામંત, ૪૦૦ પ્રધાન, ૭૦૦ કોટપાલ, ૧૮ લક્ષ પાયક, ૧ લાખ દૂત, ૧૭ હજાર સુઅર (સ્વાર), ૧૨ હજાર અંગમર્દક, ૧૫ દાસ અને દાસી, ૨ સ્ત્રી; અથ ચતુષ્પદ સંખ્યાઃ—૧૧ હજાર ગજ, ૧૧ લક્ષ ૧૧ હજાર પાલખી, ૫૦ હજાર રથ, ૨૪ હજાર કરભ (હાથી), ૧૭ હજાર વેસર (ખચ્ચર), ૨૨ હજાર મહિષી (ભેંશ) કોટ લાખ વૃષભ (બળદ), ૧ લક્ષ ગાડાં, ૧૫ સો ચકડોલ કોતુકી. આ રીતે પુર્વભવે કોઈ વ્યવહારીઆને ઘેર કુમારપાલનો જીવ ચાકર હતો. ત્યાં નિર્મલ શ્રદ્ધાથી નવ કપર્દિકા (કોડી) નાં અઢાર ફૂલ આવ્યાં તે લઇ શ્રી પરમેશ્વરને ચડાવ્યાં. તે પુન્યથી ૧૮ દેશની સાહબી ભોગવતો શ્રી ગુરૂ વચને સુગતિ કરતો જિનશાસન શોભાવતો થકો દિન નિર્ગમતો. એવામાં વિ. સ. ૧૨૨૯ વર્ષમાં સાર્ધત્રિકોટિ ગ્રંથકારક કાલિકાલ સર્વજ્ઞ બિરૂદ ધારક અષ્ટાદશ દેશાધિપતિ બોધકથી તારંગ ગિરિ તીર્થ સ્થાપક શ્રી હેમચંદ્ર સૂરિ સ્વર્ગે ગયા. ઉક્તંચ

> सो जयउ १वप्पभट्टि २सिद्ध सेनो जयउ खलु ३हरिभद्दो
> सिरि ४वप्पभट्ट सूरि ५पालित्तो ६अभयदेवो य
> सिरि ७मलयगिरिसूरि सूरि श्री ८यसभद्दो य ९हेमसूरि य
> एयंमि पवरथेरा जयउ युगपवरसूरि वरा ॥ २

પુનઃ વિ. સં. ૧૨૩૦ વર્ષે કલિકાલ રાજર્ષિ બિરૂદ ધારક શ્રી કુમારપાલ સ્વર્ગે ગયા. ઉક્તં.

> દયા ધર્મ સુવેલડી, રોપી ઋષભ જિણંદ
> શ્રાવક કુમરપાલ ચઢી સિંચી કુમર નરિંદ. ૧
>
> મુનિ શ્રી કુમારપાલ સંબંધ

## અંચલગચ્છની ઉત્પત્તિ.

વડગચ્છબિરૂદધારકશ્રી ઉદ્યોતનસૂરિ-તેની પાટે શ્રી સર્વદેવસુરિ તેહના લઘુ ગુરૂભાઇશ્રી પદ્મદેવસૂરિ-તેના શિષ્ય શ્રી ઉદયપ્રભસૂરિ ૨ ધર્મચંદ્રસૂરિ ૩ વિનયચંદ્રસૂરિ ૪ ગુણસાગરસૂરિ ૫ વિજયપ્રભસૂરિ ૬ તેના શ્રીનરચંદ્રસૂરિ ૭ તેહના શ્રી વીરચંદ્રસૂરિ ૮ તેહના શિષ્ય શ્રી અજયસિંહસૂરિ, ૯ તે આબુની તલેટીએ દત્તાણિગિરે શાલાએ રહ્યા છે. એહવે તિહાં ઉવ. દ્રોણ નામે શેઠ રહે છે તેને નાઢી નામે સ્ત્રી છે. તેને ગોદહ નામે બેટા છે તેનો વિક્રમ સંવત ૧૧૩૬ વર્ષે જન્મ થયો. પુનઃ તેણે પુન્યને યોગે વિક્રમ સં. ૧૧૪૨ વર્ષે શ્રી જયસિંહસૂરિ હસ્તે દીક્ષા લીધી ત્યાં પ્રથમ સાધુનો આચાર ઓળખવાને હેતે શ્રી દશ વૈકાલિક સૂત્ર ગુરૂ તેને ભણાવતા હતા. ભણતાં થકાં અધ્યયન સાતમાની ગાથા છઠી ભણવા માંડી. અથ તે ગાથા આ છેઃ—

साउदगंन सेविज्जा शाला वुद्धं हिमाणिय ।
उसिणो दगंत्तत्थ फासुयं पडिगाहिज्ज संजइ ॥

એ ગાથાનો અર્થ ગુરૂએ ભણાવ્યો. તે અર્થ ગોદે ચિત્તમાં વિચાર્યો. પોશાલમાંહિ ટાઢા સચિત પાણીના ભાંડ ભર્યા દેખી ગુરૂને પૂછે. શ્રી ગુરૂજી ! अन्नहावाइ अन्नहा કિરિયા. કઇ ?–ગુરૂ કહે 'સુશિષ્ય ! એ ક્રિયા આ સમયે ન ચાલે. ત્યારે તે શિષ્યે કહ્યું 'એ ક્રિયા કરે તેને લાભ કિંવા ત્રોટો (નુકશાન,?' ત્યારે ગુરૂ કહે 'લાભ પણ તેને ત્રોટો નહિ' એવું ગુરૂવચન સાંભળી તે શિષ્યે સઘળી ક્રિયા સિદ્ધાંતને ભણત્રે કરી ઓળખી તેહને ગુરૂએ યોગ્ય ક્રિયાથી તપસ્વી જાણી ઉપાધ્યાય પદ દેઇ શ્રી વિજયચંદ્ર નામ દીધું. તેણે ત્યાંથી ગુરૂવાંદી આજ્ઞા લઇ ચાર સાધુ સાથે વિહાર કર્યો. કેટલાક દિવસે પાવા પર્વતે આવ્યા. ત્યાં સંપ્રતિ નૃપે કરાવેલ પ્રાસાદમાં શ્રી સંભવદેવને નમસ્કાર કરી ચઉવિહાર માસખમણે ઉપાધ્યાય કાઉસગ્ગમાં રહ્યા. માસ સંપૂર્ણ થયે જિતેંદ્રિય અને તપસ્વી જાણી મહાકાલી દેવીએ વાંદીને કહ્યું હું તમારાપર પ્રસન્ન છું. તું મારા સંઘને કલ્યાણકારી છો. મને સંભારતાં ઉપદ્રવ દૂર કરીશ પણ આજ્ત ? નાષ્ટમી છે તે માટે મને અષ્ટમીએ દીપ ઉપવાસે તમે સંભારજો' તે દેવીએ આપેલ વરથી ઉપાધ્યાયશ્રી વિજયચંદ્ર પૂર્ણગિરિ પીઠથી ઉતરી તવાલિજ નગરમાં આવી માસખમણને પારણે યશોધન ભણશાલીને ઘેર આહાર લીધો. એટલે દેવીના વરથી મુખ્ય ગૃહસ્થ યશોધન ભણશાલી થયો—એટલે પાંચમા આરાને યોગે કેવલીના અભાવે આપ આપણી સ્વઇચ્છાથી નવનવી ક્રિયા નવનવી સમાચારી આદરી–એટલે પોતાના ગુરૂની મૂલ સામાચારી લોપીને વિક્રમ સં. ૧૧૬૯ વર્ષે શ્રી જયસિંહ દેવ રાજ્યે એકસોને સિંત્તેર બોલની પ્રરૂપણાએ શ્રી વિધિપક્ષ ગચ્છ નામ દીધું. ત્યાંથી કેટલાક દિવસે શ્રી વિજયચંદ્ર ઉપાધ્યાય વિહાર કરતાં બેણપ નગરમાં આવ્યા. ત્યાં શ્રીમાલી કોડિ નામે વ્યવહારીઆને પ્રતિબોધી સ્વગચ્છમાં લીધો. ત્યાંથી વિહાર કરતાં બેણપ નગરમાં આવ્યા. ત્યાં શ્રીમાલી કોડી નામે વ્યવહારીઆને પ્રતિબોધી સ્વગચ્છમાં લીધો. ત્યાંથી વિહાર કરતાં ગૃહસ્થને પ્રતિબોધી દીક્ષા દીધી. પુનઃ શ્રાદ્ધ પ્રમુખને શ્રી દીક્ષા દેતા થકાં પશ્ચિમ દેશમાં મંદાઉર નગરમાં આવ્યા. ત્યાં વિક્રમ સં. ૧૨ ()૨ વર્ષે શ્રી વિજય-

ચંદ્રને સૂરિપદ મળ્યું. શ્રી આર્યરક્ષિતસૂરિ નામ દીધું. કેટલાંક ચોમાસાં પશ્ચિમ દેશમાં કીધાં. ત્યાંથી વિહાર કરતાં શ્રી વિધિપક્ષ બિરૂધારક શ્રી આર્યરક્ષિતસૂરિ ગુજરાતમાં અણહિલ-પતનના પંચાશ્વરને નમવા આવ્યાં. ત્યાં શાલવી ગૃહસ્થને તેઉઇ જીવની ઉત્પત્તિ દેખાડી સ્વગચ્છમાં લીધા. ત્યાં ચોમાસું રહ્યા. એવામાં બેણુપ નગરથી કોડિ વ્યવહારિઓ કોઇક કાર્ય અર્થે પાટણ આવ્યો. ત્યાં દેવદર્શન કરી સભા સમક્ષ જે શાલામાં શ્રી કુમારપાલ શ્રી હેમચંદ્રના મુખથી ઉપદેશ સાંભળે છે ત્યાં આવી સભા સમક્ષ શ્રી હેમચંદ્રને વસ્ત્રાંચલે વાંધા. તે દેખી રાજા કુમારપાલે કહ્યું 'એ કોણ ગૃહસ્થ કે જે વગર વાંદણે એમ વાંદે?' તે સાંભળી શ્રી હેમચંદ્ર કહ્યું એ વિધિપક્ષિક છે' ત્યારે કુમારપાલે કહ્યું 'એ વસ્ત્રાંચલે ગુરૂને વાંદે છે તેથી એનું નામ આંચલિક કહો' એટલે વિક્રમ ૧૨૨૧ વર્ષમાં બીજું નામ 'અંચલગચ્છ' કહેવાણો ત્યાંથી શ્રી આર્યરક્ષિતસૂરિ વિહાર કરતાં શ્રી બેણુપ નગરે આવ્યા. સો વર્ષ આયુ સંપૂર્ણ કરી વિક્રમ સં. ૧૨૩૬ વર્ષે શ્રી આર્યરક્ષિતસૂરિ સ્વર્ગે ગયા. એવામાં વિક્રમ સં. ૧૨૩૫ વર્ષે આર્ધ પૂર્ણિમા મત પ્રગટ થયો. આ અંચલગચ્છની ઉત્પત્તિ છે

## જગડૂશા.

જે વખતે ગુજરાતમાં સોલંકી શ્રી કુમારપાલનું રાજ્ય હતું તે સમયે સોરઠ દેશના હલ્લર (હાલાર) ખંડમાં ભદ્રેશ્વર નગરમાં (ભૂજ) શ્રીમાલી શા સોલ્હા, ભાર્યા રેવંતિ –તેના પુત્ર શા જગડૂ તે દરિદ્રપણે નગરમાં મનુષ્યના કાર્ય કરતો માતા સહિત કઠિણ રીતે ઉદર પૂર્ણ કરે છે. એકદા ત્યાં વિદ્યાધર શાખાએ શ્રી ધર્મમહેંદ્ર સૂરિ આવી ચોમાસું રહ્યા. એકદા એકાદશીને દિવસે સકલ ગૃહસ્થ પ્રતિક્રમણ કરી પોતે પોતાને ઘેર ગયા, પણ શા જગડૂ શાલાના ખૂણામાં એકાંતે અંધકારમાં સુતો છે તેવામાં અર્ધ રાત્રિએ ગુરૂએ તારા મંડલના નવ ગ્રહના તારા જુએ છે ત્યાં આકાશમાંથી એક તારાનું ઉત્પતન થયું એટલે શિષ્યે પૂછ્યું 'શ્રી ગુરૂ' આ શું? ત્યારે ગુરૂએ કહ્યું 'પાંચવર્ષ લાગટ દુર્ભિક્ષ થશે, તેથી ઘણા જીવનો સંહાર માલૂમ પડશે, આ સાભળી શિષ્યે કહ્યું તે સમયે કોઇ અભય દાનનો દેનાર થશે કિંવા નહિ?' ત્યારે ગુરૂએ કહ્યું આ નગરમાં શા જગડૂ શ્રીમાલિ રહે છે. હમણાં તે દરિદ્રી છે પણ તેના વૃદ્ધ પિતા શ્રીમંત હતા તે પોતાના ઘરની ભૂમિ ખણી દ્રવ્ય કાઢી વ્યાપાર ચલાવી દ્રવ્યનો વધારો કરીને ઘણા જીવનો રક્ષક થઇ જિનપ્રાસાદ નિપજાવી શ્રી સિદ્ધાચલે યાત્રા કરી શ્રી જિનશાસનમાં આચંદ્રાર્ક કે વિખ્યાત થશે. આ ગુરૂ વચન સાંભળી તે જગડૂએ તે મુજબ કર્યું. સમુદ્રનો વ્યાપાર (તે જામ પૂરીની મુદ રતિ?) કરી દ્રવ્ય વધારી દેશેદેશ દ્રવ્ય મોકલી અન્ન ઉદક ઘૃત ગુડ ખાંડ સાકર તેલ પ્રમુખનો સંગ્રહ કરાવ્યો. તે વિક્રમ સં. ૧૨૧૧ વર્ષથી વિક્રમ ૧૨૧૫ સુધી એમ પાંચ વર્ષ શા જગડૂ ઘણા જીવને અભયદાન આપનાર થયો. શ્રી સિદ્ધશૈલે, ૨ શ્રી ગિરનારે, ૩ શ્રી વેલા કુલે ૪ શ્રી નર્મદાતટે ૫ શ્રી અન્વામેરૂએ પ્રત્યાદિષ્ટ મહા દાનશાલા કરી.

નોકરવાલી માળુ અડા પન મવિન અદમકરમ મુદ,

એવો જગડૂનો અતિ ઉદાર ઉપકારી ગુણ જાણી દુર્ભિક્ષ જદ નાડવ (આશાપુરા રૂપમાં જગડની પરીક્ષા કરી વાચા દીધી કે' તારૂં માર્ક મરવું થયું. મિત્રાણ થઇ, તેથી

પન્નર વર્ષ હવે પછીના 'જશે તેમાં દુર્ભિક્ષ નહિ થાય.' એમ કહી દુર્ભિક્ષ પોતાના સ્થાનકે ગયો. શ્રીમાલી શા જગડૂ પણ દેવગુરૂની ભકિત સાચવી ઘણાં સુકૃત કરી સદ્દગતિનો ભજનાર થયો. કહ્યું છે કે

दानामृतं यस्य करार विंदे वाक्यामृतं यस्य मुखारविंदे
तपसमृतं यस्य मनोरविंदे सवल्लभः कस्य नरस्य न स्यात् ॥
देयं देयं सदा देयं अन्न दानं विचक्षणे ।
अन्न दानु यशो नित्यं जगडूकस्य यथाद्भुतम् ॥

ઇતિ શ્રીમાલી શા જગડૂની ઉત્પત્તિ—

---

**૪૩. સોમપ્રભ સૂરિ** અને તેના લઘુગુરૂભાઇ **મણિરત્ન સૂરિ** બંને ગુરૂભાઇ હતા.

શ્રી સૂરિ ઉત્તમ પ્રાણીને ધર્મોપદેશના આપી ઉપકાર કરતા વિચરતા હતા એવામાં પ્રાગ્વાટ મંત્રી વસ્તુપાલ અને તેના લઘુભાઇ તેજપાલ થયા.

**વસ્તુપાલ અને તેજપાલનો સંબંધ.**

ગુજરાત દેશમાં ધુલકા (ધોળકા) નગરમાં ઉબરડ ગોત્રમાં પ્રાગ્વાટ જ્ઞાતિમાં શા આસરાજ રહેતા હતા. તે પાટણમાં વસ્ત્ર વ્યાપાર અર્થે આવ્યા. ત્યાં હાટ માંડી રહ્યો. માલસુદ ગામમાં વ્યાપાર કરે છે. એકદા પંચાસરા પાસની યાત્રા કરી ધર્મશાલામાં ચિત્રવાલ ગચ્છના શ્રી ભુવનચંદ્ર સૂરિને વાંદી બેઠો. એવામાં ત્યાં શ્રીમાલી જ્ઞાતિનો વહુદર ગોત્રનો શા આભો-તેની સ્ત્રી લક્ષ્મી અને તેની પુત્રી બાલવિધવા કુંવર નામની તે શ્રી ગુરૂને વાંદે છે, એટલામાં ગુરૂને વાંદતાં થકાં શ્રી સૂરિએ વામકુક્ષીએ તલલક્ષણ દેખી મસ્તક ધુણાવ્યું ત્યારે પાસે બેઠેલા શિષ્યે કહ્યું ' શ્રી ગુરૂ ! આનું કારણ શું ? ' ગુરૂએ કહ્યું 'આની કુક્ષીમાં યુગ્મપુત્ર વસ્તુપાલ તેજપાલ નામે ઘણા પુન્યકરણીના કારક થશે અને તેનાં નામ આચંદ્રાર્ક રહેશે ! તે ગુરૂ કથનનાં વચન શા આસરાજે સાંભળ્યાં. કેટલાક દિવસે પૂર્વ કર્મ સંચયના યોગથી તે બંનેનો સંગ થયો એટલે ત્યાંથી તે બને પલાયન થયા. માંડિલ (માંડલ) નગરે જઇ રહ્યા. અનુક્રમે વિક્રમ સં. ૧૨૯૦ વર્ષે વસ્તુપાલનો જન્મ થયો. પુનઃ એકગો અને પચાશ પાનનને(?) અંતરે તેજપાલનો જન્મ થયો. તે આસરાજે પહેલાં ગુરૂએ જે નામ કહ્યાં હતા તેજ નામ આપ્યાં. એવામાં માલવ દેશમાં નલવર નગરમાં શાલિકુમર પ્રગટ થયો. તેને મનુષ્ય 'ઢોલો' નામ કહે છે. રાજા વીરધવલના રાજ્યમાં પુનઃ વિક્રમ સં. ૧૨૪૧ વર્ષમાં લાખો ફુલાણી થયો. એટલે વસ્તુપાલ તેજપાલ માંડિલ નગરમાં વર્ષ પાંચનાં થયા ત્યારે ત્યાં મનુષ્યે કૃત પુછી એટલે ત્યાંથી આસરાજ પશ્ચિમ દિશાએ થઇ દેવકીપત્તન રહ્યો. ત્યાં મનુષ્યોએ બાલકને મોટા તેજવંત જોઇ ગામ ઠિકાણું પૂછ્યું એટલે ત્યાંથી ધોડિઆલ ગામમાં પોતાને દેશ આવી રહ્યા. ત્યાં વર્ષ આઠના બે બાલક થયા ત્યારે શ્રી કપિકાનો વ્યાપાર કર્યો. એવામાં ત્યાં શ્રી ભુવનચંદ્ર સૂરિ વિહાર કરતા આવ્યા. શા આસરાજ ને કુંવર બાઇને ઓળખ્યા. ગુરૂએ બને બાલક પુન્યવંત જાણ્યા ત્યારે શ્રી ગુરૂએ વિક્રમ સં. ૧૨૬૪ વર્ષમાં વસ્તુપાલને જિનશાસનમાં કીર્તિકારક

ઉત્તમ યોગ્ય જાણી અંબિકા અને કવડ યક્ષના વર દીધો. ગુરૂએ વિહાર કરતાં તારણગિરિએ શ્રી અજિતનાથની યાત્રાએ ગયા. કેટલેક દિવસે સા આસરાજ ત્યાંથી કુંવરને લઇને બંને બંધવ સાથે ધવલક નગરમાં આવી રહ્યા. ત્યાંથી ગુરૂએ આપેલ વરના મહિમાથી દિને દિને વ્યાપારથી ઉદયવંત થયા. એવામાં વિક્રમ સં. ૧૨૭૪ વર્ષમાં વસ્તુપાલને લલિતાદે સાથે પાણિ ગ્રહણ થયું. પુન: તેજપાલ નોપદે સાથે પાણિગ્રહણ થયું. એવામાં માતા કુંવરનો સ્વર્ગવાસ થયો. અગ્યાર દિવસને અંતરે પિતા શા આસરાજનો સ્વર્ગવાસ થયો. આવી રીતે ૧૮ વર્ષ વ્યાપારમાં થયા. તેજ વર્ષે અંબિકા અને કવડ યક્ષની કૃપાથી રાજ શ્રી વીરધવલે વસ્તુપાલને ઘણા આગ્રહે મંત્રિપદ આપ્યું. તેટલામાં ત્યાં ભંડારીપદ તથા મંત્રી પદના તિલક કરવાના અવસરે મંત્રી વસ્તુપાલ જ્ઞાતિ ત્રીસ પાટણ પાખલે પોખતો .હતો એવામાં પાટણમાં નગર શ્રેષ્ઠીને ઘેર ભવિષ્યતાના યોગે નોતરૂં વીસર્યું-દેવાયું નહિ. અજાણ-પણે તે શેઠનો પુત્ર વર્ષ ૧૩ નો તે સામાન્યપણું-સામાન્ય સ્થિતિ થવાથી ઘી તેલ હળદર હીંગ વેચી બપોરે ( બે પ્રહરે ) ઘેર આવ્યો એટલે પોતાની માતાને રૂદન કરતી દીઠી. આ દેખી પુત્રે કહ્યું 'આ કેમ ?' ત્યારે માતાએ કહ્યું 'આપણા પાટણ નગરના મુખ્ય શ્રેષ્ઠી તારા પિતાનું મરણ તારા બાલપણાથી થયું છે. દ્રવ્ય પણ નહિ તેથી આપણે ઘેર નોતરૂં ( નુહુતરૂં ) ન આવ્યું અને એ રાજમંત્રિ ભાગ્યવંત થયો પણ છિદ્ર સહિત છે.' અત:

वयोवृद्धा तपोवृद्धा ये च वृद्धा बहुश्रुता
सर्वत्ते धन वर्धस्व द्वारे तिष्ठंति किंकराः ।

આમ વિચારી તેણીએ બધી બેટા આગળ આસરાજ પ્રાગ્વાટ, કુંવરબાલ વિધવા એ શ્રીમાલી મંત્રીને મોટો છિદ્ર એ છે—આ વાત પુત્રને સઘળી કહી. આ સાંભળી બેટાને હર્ષ થયો એટલાં જ્યાં સમગ્ર સાજનો ભોજન કરે છે, મુખ્ય ગૃહસ્થ હર્ષમાં બેઠા વાર્તા કરે છે ત્યાં તેણે આવી ચોરાસી સાજનાની આજ્ઞા કહી—માગી બે હાથ જોડી માતાએ જે વિપરીત વાત કહી હતી તે બધી વાત સકલ સાજનને કરી, ત્યારે તેને સાજનોએ કહ્યું રે તું કોણ ઘર ? આ પત્તનમાં મુખ્ય થઇને આ કેવી વાત કહી ? લાજતો નથી ? એટલે તેણે મંત્રીની ઉત્પત્તિ સઘળી વૃદ્ધ ગૃહસ્થોપાસે પ્રકાશી. આ સાંભળી સકળ લજ્જાવંત થયા. ચિત્તમાં સંદેહ પેઠો. સકલ સાજને તેની વૃદ્ધ માતાને પૂછ્યું. તેણીએ કહ્યું 'મુખ્ય ઘેર નોતરૂં નહિ અને તેને ઘેર તમે દ્રવ્ય ખાતર ગયા, પણ તમે સકલ સાજનો જઈ બરૂડી ગામમાં તેની ઉત્પત્તિના કારક શ્રી ભુવનચંદ્ર ગુરૂ સમ-ગોત્રીઆને પૂછો. તેથી સાજનાએ બધું ગુરૂને પૂછ્યું ત્યારે શ્રી ગુરૂએ યથાર્થ વાત કહી દીધી. એટલે તે પાટણે આવ્યા. મંત્રીની વાત માહોમાંહી કહેવાનાં નગરમાં અને અન્ય ગામમાં વિસ્તરી. એટલે ત્યાંથી વિક્રમ સંવત ૧૨૭૫ વર્ષમાં મંત્રી વસ્તુપાલ અને તેજ-પાલથી પ્રાગ્વાટ લઘુશાખા પ્રગટ થઇ એટલે સ્વજ્ઞાતિના પરજ્ઞાતિના દુર્બલ ગૃહસ્થને ભોજનમાં તેડી કનશે કવલે ( બોબો ? ) સુવર્ણ મહોર દઇ સ્વજ્ઞાતિ વધારી નામ રાખ્યું. સકળ જ્ઞાતિ લઘુશાખા થઇ એટલે શ્રી ભુવનચંદ્ર સૂરિ વિહાર કરતાં પાટણ આવ્યા, મહામહોત્સવે શાલાએ પધરાવ્યા. ત્યાં ચોમાસું રહ્યા. મંત્રી વસ્તુપાલ ગુરૂવચનથી પંચાસર પાસ પ્રાસાદે વર્ષમાં ચાર પ્રૌઢ રથયાત્રા નિપજાવી-કરી. ચાર ચાર પ્રૌઢ સાધર્મિકને

Shri Jaina Shwetambara Conference Herald,
July—September 1915




વીસમી સદીમાં દશમી સદીનો કારભાર !

By courtesy of Mr C. Te pal
Artist of Ra kot

The Bombay Art Printing Works Fort.

સંતોષ્યા. પુનઃ કુમારપાલ વિનિર્મિત શ્રી તિહુયણપાલ ( ત્રિભુવનપાલ ) વિહારમાં એકાદશી ચતુર્દશીએ અષ્ટોત્તરી પુજાએ સ્વજાતિ સાધર્મિક પોષી નિત્ય સત્તરભેદી પૂજા સ્વનિર્માપિત શ્રી વાસુપૂજ્ય પ્રાસાદે કરતા.

એકદા શ્રી ભુવનચંદ્રસૂરિ મંત્રી પ્રત્યે ઉપદેશ કહે છેઃ—

जीयं जल बिंदू सम्मं संपत्ति तरंग लोलाओ ।
सुमेण यसम्मं चयिमं जं जाणजं करीजासु ॥

એવો ઉપદેશ ગુરૂમુખથી સાંભળી મંત્રી વસ્તુપાલે વિ. સં. ૧૨૮૦ માં શ્રી અર્બુદ ગિરિ ઉપર પ્રાસાદારંભ થાપ્યો. પુનઃ વિ. સં. ૧૨૮૨ માં પ્રાસાદે કલશ ધ્વજદંડ ચડાવ્યો. શ્રી નેમિશ્વર સ્થાપ્યા. ત્યાં શ્રી ભુવનચંદ્ર સૂરિએ સ્વ શિષ્ય શ્રી જગચ્ચંદ્રને તથા પંડિત દેવેંદ્રને સૂરિપદે દીધા. તેજ પ્રાસાદમાં બન્ને ભ્રાતની સ્ત્રીઓએ નવનવ લક્ષ દ્રવ્ય વાપરીને સ્વસ્વ નામના બે આળીઆ નિપજાવી-કરાવી નામ રાખ્યું. તેજ વર્ષમાં શ્રી ગીરીનારપર મંત્રી વસ્તુપાલે ઉદ્ધાર કર્યો. એટલે શ્રી આબુ, સિદ્ધાચલ, ગિરિનાર એ ત્રણ તીર્થે અઢી લક્ષ મનુષ્યોએ શ્રી દેવભદ્ર, શ્રી જગચ્ચંદ્ર, શ્રી દેવેંદ્ર પ્રમુખ શ્વેતાંબર અગ્યાર આચાર્ય પુનઃ એકવીસ દિગંબર આચાર્યયુક્ત—સાથે યાત્રા કરી સકલ સંઘ સહિત મંત્રી વસ્તુપાલ પાટણમાં આવ્યા. કેટલાક દિવસે ગુરૂશ્રી ભુવનચંદ્રસૂરિ સ્વર્ગે ગયા, ત્યારે મંત્રીએ ઘણા આગ્રહથી શ્રી દેવભદ્ર, અને જગચ્ચંદ્ર અને શ્રી દેવેંદ્ર એ ને વિનતિ કરી પાટણમાં ચોમાસું રાખ્યા. ચોમાસું ઉતરતાં મંત્રીની આજ્ઞા લઈ ત્રણેએ વિહાર કર્યો. ભેલડી નગરમાં શ્રી પાર્શ્વ દર્શને આવ્યા. એવામાં ત્યાં હિંદુઆણી દેશથી શ્રી સોમપ્રભસૂરિ પણ વિહાર કરતાં ભીલડી નગરમાં સહર્ષ પાર્શ્વ દર્શને આવ્યા, ત્યારે શ્રી દેવભદ્ર, અને શ્રી જગચ્ચંદ્ર અને શ્રી દેવેંદ્ર, ત્રણે શ્રી સોમપ્રભસૂરિને વાંદણાથી વાંધા. ત્યારે શ્રી સોમપ્રભસૂરિએ ખરતર. સ્તવપક્ષ, આગિમયાકાપક્ષ, બે વંદણિક, ઉપકેશ, ઝીરાપલી, નાણાવાલ, નિબજીય, ઇત્યાદિ આચાર્યની સાક્ષીએ વિક્રમ સં. ૧૨૮૩ વર્ષમાં શ્રી સોમપ્રભસૂરિ, શ્રી મણિરત્નસૂરિએ જાવજીવ આંબિલ તપના ધારક પુનઃ સમતા આદિ ગુણમાં આગળ જાણી સ્વગચ્છે લઇ શ્રી જગચ્ચંદ્રસૂરિને પોતાની પાટે સ્થાપ્યા. શ્રી વિજાપુર નગરે શ્રી દેવભદ્ર, શ્રી જગચ્ચંદ્ર, અને શ્રી દેવેંદ્ર એ ત્રણેએ ચોમાસું કર્યું અને શ્રી સોમપ્રભસૂરિ અને શ્રી મણિરત્નસૂરિ વડાલી નગરમાં ચોમાસું રહ્યા. એટલે પુનઃ મંત્રી વસ્તુપાલ બીજીવાર સંઘપતિ થયા. શ્રી સોમપ્રભ સૂરિ શ્રી મણિરત્નસૂરિ અને શ્રી જગચ્ચંદ્રસૂરિ, શ્રી દેવેંદ્રસૂરિ સહિત શ્રી સિદ્ધાચલ યાત્રાએ જતાં માર્ગમાં શ્રી વઢવાણ નગરમાં સંઘ ઉતર્યો. ત્યાં શ્રીમાળી જ્ઞાતિ શા રત્ને દક્ષિણાવર્ત શંખના મહિમાવડે સાત દિન તાંઇ (સુધી) નાનાવિધ સુખાશિધકાને ભોજન તથા સદ્વસ્ત્ર આભૂષણ પહેરામણી સકલ સંઘને દીધી. ત્યાંથી મંત્રી મોરવી પ્રમુખ નગરે સ્વજાતિસાધર્મિક પ્રતિ નગરે નગરે ગામે ગામ પકવાન આભૂષણ વસ્ત્રથી સંતોષતા થયા, શ્રી સિદ્ધાચલ શ્રી ગિરનારની યાત્રા કરી દેવકીપાટણમાં સંઘ આવ્યો ત્યાં મંત્રીએ નૂતન-

પ્રસાદ નિપજાવી શ્રી ચંદ્રપ્રભસ્વામિનો બિંબ સ્થાપ્યો. શ્રી સોમપ્રભસૂરિ શ્રી જગચ્ચંદ્ર- સૂરિએ પ્રતિષ્ઠા કરી. ત્યાં મંત્રીએ સ્વજ્ઞાતિને ઘણી સંતોષી. સાધર્મિકને સંતોષ્યા. અણહિલ્લ પાટણમાં સંઘયુક્ત શ્રી સૂરિ અને મંત્રી આવ્યા. શ્રી દેવભદ્ર, શ્રી જગચ્ચંદ્ર, અને શ્રી દેવેંદ્ર શ્રી સોમપ્રભસૂરિની આજ્ઞા લઇ પાલ્હણપુરમાં ચોમાસું રહ્યા શ્રી સોમપ્રભસૂરિ અંકેવાલીએ ચોમાસું રહ્યા. શ્રી મણિરત્નસૂરિએ હિંદુઆણિ દેશમાં વિહાર કરી શ્રી સત્યપુરમાં ચોમાસું રહ્યા. શ્રીમત્ર મંત્રીએ સંઘયાત્રાના દરેક મનુષ્યને પાટણમાં સુવર્ણ મહોર દીધી. ચોમાસું ઉતરતાં પાલ્હણપુરથી શ્રી દેવભદ્રસૂરિ, શ્રી જગચ્ચંદ્રસૂરિ, અને શ્રી દેવેંદ્ર સૂરિ વિહાર કરતા કરતા આબુ, દહિઆણક, નંદીય, બ્રહ્મણ, વાટક ઇત્યાદી તીર્થ ફરસી-સ્પર્શી '—કરી અજારી નગરમાં શ્રી વીરપ્રાસાદે શ્રી સૂરિએ અઠમ તપ કરી શ્રી શારદાનું સ્મરણ કર્યું. બ્રહ્માણિ પ્રસન્ન થઇ બોલ્યા ' તારી કીર્તિ જામશે. ' આ શારદાનો આપેલો વર લઇ શ્રી સૂરિએ મેવાડદેશમાં વિહાર કર્યો એવામાં શ્રી સોમપ્રભસૂરિ કે જે એક શબ્દનો શત અર્થના કર્તા હતા અને શ્રી સિંદુરપ્રકર ગ્રંથના કર્તા હતા તે શ્રીમાલ-નગરમાં સ્વર્ગે ગયા. અને લઘુ ગુરૂભાઇશ્રી મણિરત્નસૂરિ–નવતત્ત્વપ્રકરણના કર્તા તે બે માસને અંતરે શ્રી થિરાદ્ર નગરમાં સ્વર્ગવાસ પામ્યા.

હવે મંત્રી વસ્તુપાલને અણહિલપત્તનમાં, આશાપલ્લી, ખંભાત, પ્રમુખ નગરમાં છપ્પન કોડિ દ્રવ્ય ભૂમધ્યે જોઈ જોઈ શાંતિ ? તે ઉપર દેવ સંબંધી ભેરી શબ્દ થયો. તે સમગ્ર દ્રવ્ય સુત્તતિ (છુટથી) કીધી–ખરચ્યો તે કહે છે—

અઢાર કોડિ દ્રવ્ય તીર્થયાત્રામાં ઉજમણી વ્યય કર્યો, આબુ, પાટણ વડનગર, ખંભાયત, દેવકી પાટણ, ભૃગુકચ્છ (ભરૂચ), ગુંજા,, ધુઢિવાલ, ગંછેરા, પ્રમુખ નગરમાં પાંચ હજાર પ્રાસાદ નિપજાવ્યા. સવા લાખ જિનબિંબ નિપજાવ્યા–તેમાં એકતાલીસ હજાર સુવર્ણ પિતલ ધાતુમયી જાણવા. શ્રી તારણગિરિમાં, શ્રી ભીલડી નગરે, શ્રી ઇડરગઢે શ્રી વીજાનગરે, શ્રી શંખેશ્વરે, શ્રી વિજાપુર ચિંતામણિ પાર્શ્વપ્રાસાદે, પુરહાતિજ પદ્મપ્રભ પ્રાસાદમાં ઇત્યાદિ ૨૩૦૦ જીર્ણોદ્ધાર નિપજાવ્યા. ૯૮૪ ધર્મશાલા નિપજાવી, ૫૦૦ સમોસરણ નિપજાવ્યા, પુનઃ દેવકી પાટણમાં ૧૧ જ્ઞાન કોશ લખાવ્યા-શોધાવ્યા. ૩૨૦૦૦ શ્વેત ચંદનની ઠવણી, ૧૯૦૦૦ રહિલ (?), નિપજાવી, ૪૨૦૦૦ સાંપુડી ઢવલી (?), નિપજાવી. પુનઃ સ્મરણી. શ્વેતચંદન મોતીપ્રવાલી મૂત્ર પ્રમુખની નિપજાવી નગરે નગરે ગામે ગામે દેશ દેશાંતરે પુણ્યાર્થં દીધી, હવે દ્રવ્ય સંખ્યા કહે છે;

૮ કોડી અને ૯૩ લાખ ટકા યાત્રા સ્નાત્ર પ્રાસાદ બિંબ સ્થાપના એ શ્રી પુંડરિક ગિરિએ આત્મહેતુના કારણ માટે છુટથી વાપરયા વળી અઢાર કોડી અને ૮૩ લક્ષ ટકા શ્રી રૈવાતાચલે સુતતિએ–છુટથી કીધા–ખરચ્યાં. પુનઃ ૧૨ કોડી અને ૫૩ લક્ષ અધિક શ્રી અર્બુદાચલે સુત્તતિએ કીધા. એટલે ઓગણીસ સય કોડી અને આસી કોડી એંશી લાખ હજાર વીસ હજાર નવમેં અને નવાણું ટકા તે નવ ચોકડીએ ઉણા એટલો દ્રવ્ય મંત્રી શ્રી વસ્તુપાલે જિહું તેણે સુતતિએ કીધા. પુનઃ કવિત.

પાંચ અરબ ને ખરબ કીધ જેણિં જિમણ વાગ્હ
સાત અરબનિ ખરવ દીધ દુબ્બલ પરિવારહ

દ્રવ્ય પચ્યાસિય કોડિ દીધ ભોજક વર ભટ્ટાં
મપ્તાણુ એ કોડી ફુલ તંબોલી હટ્ટાં

ચંદન ચીરં કપૂર મણિ કોડી બુહુત્તરિ કાપડે
પોરવાડ વંશ શ્રવણે શુણ્યો શ્રી વસ્તુપાલ મહિમંડલે.

પાંચ અરબને ઇત્યાદિ અન્ય અનેક સુત્તત્તિકારક શ્રી ભુવનચંદ્ર સૂરિ ઉપદેશાત્ શ્રી અંબિકા ક્વડ યક્ષ સાંનિધકારક પ્રાગ્વાટ લઘુશાખા બિરૂદ ધારક એવ વર્ષ ૧૮ સુત્તત કીધ. સર્વાયુ વર્ષ ૩૬ સંપૂર્ણ તેહનો વિ. સં. ૧૨૯૮ વર્ષ અંકેવાલિયા ગામે મંત્રી શ્રી વસ્તુપાલનો સ્વર્ગવાસ થયો. પુન વિક્રમ સં. ૧૩૦૨ વર્ષે લઘુભાઇ મંત્રી તેજપાલ ચંદ્રાણા ગામે સ્વર્ગવાસ પામ્યા. ઇતિ મંત્રી વસ્તુપાલભાઈ મંત્રી તેજપાલ સંબંધ સમાપ્ત.

૪૪. તત્પટ્ટે શ્રી જગચ્ચંદ્રસૂરિ–શ્રી ગુરૂ જાવજ્જીવ આંબિલ તપ અભિગ્રહના ધારક થકા મેવાડ ભુમંડલે વિહરતા શ્રી આહાડ નગરી આવ્યા. એવામાં ગચ્છના સાધુ સમુદાય પ્રતિ ક્રિયા આચારે શિથિલપણું જાણી પહેલાં દીઠો જેશ્રી શારદાનો વર તેના તપ થકી અને શ્રી દેવભદ્રનું સાયુજય પામી ઉગ્રક્રિયાનો આરંભ શ્રી આહાડ નગરે કીધો. ત્યાં શ્રી સૂરિ વર્ષાકાલે ચોમાસું રહ્યા એટલે જાવજ્જીવ આંબિલ તપ કરતાં વર્ષ બાર થયા ત્યારે ચિત્રોડ પતિ રાઉલ શ્રી જયતસિંહ ઘણા મનુષ્ય મુખે ૭ વિગયના ત્યાગકારી સચિત્ત પરિહારી આંબિલ તપનાકારક સાં.......................

તંત્રી.

× × આ અધૂરી પટ્ટાવલી અમોને જૈન એસોસીએશન ઑફ ઇંડિયા પાસેના હસ્ત લેખોમાંથી મળી આવી હતી અને તે જે પ્રમાણે લખાયેલી હતી તે પ્રમાણે વિશેષ ફેરફાર કર્યા વગર અમે ઉતારી લઇ અત્ર મૂકી છે તેથી મૂળ પ્રતિ પ્રમાણે સંસ્કૃત શ્લોકોમાં અશુદ્ધિ એમનેએમ રહી છે. વળી આ જૈન પ્રાચીન ગદ્ય સાહિત્યનો ઉત્તમ નમુનો પૂરો પાડે છે. તે અધૂરી પ્રત હોવાથી તેની સાલ માલૂમ પડી નથી એ ખેદની વાત છે છતાં બે એક સૈકા ઉપરની આ પ્રત લખાયેલી જણાય છે.

તંત્રી.

# શ્રાવક-કવિ ઋષભદાસ.

## પંચમ ગુજરાતી સાહિત્ય પરિષદમાં મોકલાવેલો નિબંધ.

કવિ શ્રી પ્રેમાનંદની પૂર્વે-ઈ સ સત્તરમા સૈકાના પ્રારંભમાજ એક સમર્થ જૈન શ્રાવક કવિ ઋષભદાસનો પરિચય કરાવવા માટે ઉદ્યુક્ત થયો છુ તે ખંભાત નિવાસી હતા અને તેમણે ખંભાતમાં જ રહી અનેક ગુજરાતી કાવ્ય-કૃતિઓ-રાસાઓ લખી ગુજરાતી સાહિત્યમાં સમૃદ્ધ ફાળો આપી વિશિષ્ટ સ્થાન મેળવ્યું છે.

### મૂળગામ ખંભાત.

કવિ ઋષભદાસ પોતાના નિવાસસ્થાન તરીકે ખંભાત જણાવીને જ અટકતા નથી પરંતુ પોતાની લગભગ બધી મોટી કૃતિઓમાં તેનું સુંદર વર્ણન આપે છે. હિતશિક્ષા રાસ, ભરતેશ્વર બાહુબલિ રાસ, હીરવિજય સૂરિ રાસ અને કુમારપાલ રાસ એ સર્વમાં તેનું વર્ણન ન્યૂનાધિક્તા સહિત લગભગ એકસરખું આવે છે, અને તે ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયોગી હોવાથી અત્ર તેનો ઉલ્લેખ કરવો યોગ્ય થશે. **સંવત્ સત્તરમા સૈકાના ખંભાતનો ખ્યાલ તેથી આવી શકે છે.**

ગુરૂ નામિં મુઝ પોહોતી આસ, ત્રંબાવતીમાં કીધો રાસ,
સકલ નગર નગરીમાંહિં જોય, ત્રંબાવતી તે અધિકી હોય.
સકલ દેશ તણો શિણગાર, ગુજ્જર દેસ નર પંડિત સાર.
ગુર્જ્જર દેસના [1]પંડિત બહુ, ખંભાયતિ અગલિ હારઇ સહુ.
જિહાં વિવેક વિચાર અપાર, વસઇ લોક જિહાં વર્ણ અઢાર,
ઓસવાઈ જિહાં વરણાવરણ, સાધુ પુરૂષનાં પૂજઇ ચરણ.
વસઇ લોક વારૂ ધનવંત, પહિરઇ પટોલાં નર ગુણવંત,
કનક તણા કંદોરા જડવા, ત્રિણ્ય આંગલે તે પુહુલા ઘડયા.
હીર તણો કંદોરો તસઈ, કનક તણાં માદલીઆં મસઇ,
[2]રૂપક સાંકલિઊ બી ખરી, સોવન સાંકલી ગલિ ઊતરી.
વડા [3]વાંણીઆ જિહાં દાતાર, સાલૂ પાઘડી બાંધી સાર,
લાંબી ગજ બાંધું પાંત્રીસ, વાધંતા હરખઇ કર સીસ.
બહુરવની એગતાઈ જ્યાંહિ, ઝીણા ઝગા પહિર્યા તે માંહિં,
છરી રેસમી [4]કટિહિં બઝ્ઝ, નવ ગજ લંબ મવા તે ગઝ્ઝ.
ઊપરિ ફાલીઉ બાંધઇ કોઇ, ચ્યાર રૂપઈઆનું તે જોઇ,
રૂપ પનિવરી રૂપ પાંમરી, [5]સાહિ રૂપા આની તે ખરી.

---

૧–૫ આને બદલે મુદ્રિત હિતશિક્ષાના રાસમ જેટલા સુધારી જે શબ્દો આપ્યા છે તે જવા દઇએ તો પાઠાંતર આ પ્રમાણે આપ્યા છે.—૧ નગરજ ૨ બાંધી ખલખલતી હાથે ખરી, ૩ વ્યવહારી ૪ ગ્રીવ, ૫ નિત ઊઠી વંદે અણગાર.

પહિરિ રેશમી જોડુ કભાય, એક શત રૂપઇઆ તે થાય,
હાથે બહિરખા બહુ મુદ્રિકા, આવ્યા નર જાણું સ્વર્ગ થકા. ૪૯
પગે વાણહી અતિ સુકુમાલ, શ્યામ વર્ણ સબલી તે જાલ,
તેલ ફૂલ સુગંધ સનાંન, અંગિ વિલેપન તિલક નિ પાંન, ૫૦
એહવા પુરૂષ વસિં જેણિ ઠાહિ, સ્ત્રીની શોભા કહી ન જાય,
રૂપિં રંભા બહુ શિણગાર, પદ્મણી ઉત્તર નાપઇ ભરતાર. ૫૧
અસ્યું નગર તે ત્રંબાવતી, સાયર લહિરિ જિહાં આવતી,
વહાંણ વખારિ તણો નહિ પાર, હાટે લોક કરિં વ્યાપાર. ૫૨
નગરકોટ નિ ત્રપોલીઉં, માણિકચોક બહુ માંણસ મલ્યું,
વોહોરઇ કુંલી ડોડી સેર, આલઇ દોકડા તેહના તેર. ૫૩
ભોગી લોક અસ્યા જિહાં વસઇ, દાંન વરઇ પાછા નવિ ખસઇ,
ભોગી પુરૂષ નિ કરૂણાવંત, વાણિગ છોડિ તુ બાંધ્યા જંત ×૫૪
પશુ પુરૂષની પીડા હરિ, માંદા નરનિં સાજા કરિ,
અન્ન મહીપની કરિ સંભાલ, શ્રાવક જીવદ પ્રતિપાલ. ×૫૫
પંચ્યાસી જિનનાં પ્રાસાદ, [1]ધ્વજ તોરણ નિહા ઘંટાનાદ,
[2]પરતાલીસ જિહાં પોષધશાલ કરિ વખાણ મુની વાચાલ ૫૬
પડિક્રમણું પોષધ પૂજાય, પુણ્ય કરતાં ઘાડા જાય,
પ્રભાવના વ્યાખ્યાનિં જ્યાહિં, શાહામી વાત્સલ્ય હોઇ ત્યાંહિં. ૫૭
ઊપાસરો દેહરૂં નિ હાટ, અત્યંત દૂરિ નહિ તે વાટ,
ઠંડિલ ગોચરી સોહિલ્યા આહિં, મુની અહિં રહિવા હીંડિ પ્રાંહિ. ૫૮
અસ્યું નગર ત્રંબાવતી વાસ, હીરતણો તિહા જોડ્યો રાસ,
પાતશા ખુરમ નગરનો ધણી, ન્યાય નિતિ તેહનિં અતિ ઘણી. ૫૯
તાસ અમલિ કીધો મિં રાસ, સાગણ સુત કવી ઋષભદાસ.
સંવત સોલ પંચ્યાસીઇ જસિં, આસો માસ દસમી દિન તસિં. ૬૦
ગુરૂવારિં મિ કીધો અભ્યાસ, મુઝ મન કેરી પુહોતી આસ,
શ્રી ગુરનામિં અતી આનંદ, વદો વિજયાનંદ સુરિંદ ૬૧
§હીરવિજયસૂરિ રાસ. રચ્યા સં. ૧૬૮૫

હિતશિક્ષા રાસની મુદ્રિત પ્રત સરખાવતાં × ચિન્હવાળી ૫૪–૫૫ એ કડીઓ, તથા ૫૭ થી ૬૧ સુધીની કડીઓ તેમાં નથી, અને તેના કરતાં હીરવિજય સૂરિ રાસમાં વધુ છે, બાકી બધું સરખું છે છેલ્લી કડી એવી છે કે "એ નગરીની ઉપમા ઘણી, જહાંગીર પાદશાહ જેહનો ધણી, એ ત્રંબાવતી માંહે રાસ, જોડંતા મુજ પહોતી આશ" અને પાઠાંતરમાં ૧ ઇંદ્રપુરીશું કરતા વાદ, ૨ પૌષધશાલા જિહાં બહુ તાલ, એ પ્રમાણે છે.

§ આ રાસની હસ્ત લિખિત પ્રત- સંવત્ ૧૭૨૪ ના ભાદરવા શુદિ ૮ શુક્રવારની મુનિ સૂરવિજયે સાદડી નગરમાં લખેલી પ્રાપ્ત થઇ છે તેમાંથી અક્ષરશઃ આ ઉલ્લેખ મૂકેલો છે. આથી પ્રાચીન જોડણી સમજી શકાશે. અને ખને ષ તરીકે મૂકાતો, ને અને એવા એકારાંત શબ્દો ઇકારાંત તરીકે મૂકાતા હતો. કડીનો નંબર પણ તેમાં છે તે પ્રમાણે મૂક્યો છે.

આ રીતે ખંભાત સબંધી વર્ણન પ્રાપ્ત કર્યા પછી ભરત-બાહુબલિના રાસમાં જૂદીજ રીતે વર્ણન કર્યું છે તે જોઇએઃ—

### ધનાશ્રી.

જિહાં બહુ માનવનો વાસો, પહોંચે સહુ કોની આશો;
ભૂખ્યો કો નવિ જાય, ઘેરે ઘોડા ગજ ગાય. ૧

મંદિર મોટાં છે આંહિ, બહુ ઋદ્ધિ દીસે છે ત્યાંહિ;
ઇંદ્રિ સરીખા તે લોકો, કરતા પાત્રનો પોષો. ૨

ઘર ઘર સુંદર નારી, દેખી રંભા એ હારી;
વસ-વ્યવહારીઆ બ્હોળા, પહોંચે મન તણા ડોહળા. ૩

વાહાણ વખાર વ્યાપારી, વૃષભ વહેલ તે સારી;
સાયર તણાં જળ કાળાં, આવે મોતી પરવાળાં. ૪

નગર ત્ર્યંબાવતી સારો, દુખિયા નરનો આધારો;
નિજ પુર મુકીય આવે, તે અહીં બહુ ધન પાવે. ૫

ઇસ્યું અનૂપમ ગામ, જેહનાં બહુ છે નામ;
ત્ર્યંબાવતી પિણ કહિયેં, ખંભનગર પિણ લહિયેં. ૬

ભોગાવતી પિણ હોય, નગર લીલાવતી જોય;
કર્ણાવતી પિણ જાણું, ગઢ મઢ મંદિર વખાણું. ૭

નગર ચોરાસી ચહુટાં, શોભંત હાટ તે મોટાં;
ઝવેરી પારખ સારા, બેસે દોસી દંતારા. ૮

વિવિધ વ્યાપારિયા નિરખો, જોઇ ત્રપોળિયો હરખો,
મોટી માંડવી ફુરજો, દાણચોરી તિહાં વર્જો. ૯

નગરી (નાં) લોક વિવેકી, પાપ તર્યું મતિ છેકી,
પૂજે જિનવર પાય, સાધુ તણા ગુણ ગાય. ૧૦

નહી કોઇને વિષવાદ, પંચ્યાસી જિન પ્રાસાદ;
મોટી પોષધશાળ, સંખ્યા તેહની બેતાળ. ૧૧

બહુ હરી મંદિર જોય, અહીં ષટ્ દર્શન હોય;
નહી કોઇને રાગદ્વેષ, વસતા લોક અનેક. ૧૨

### દુહા.

જન અનેક પુરમાં વસે, નહીં નિંદાની વાત,
બહુ ધન ધાન્યે તે ભરી, વસ્તુ અનૂપમ સાત. ૧

વરૈત વરઘોડા વીંઝણા, મંદિર જાલિ બાત,
ભોજન દાળ ને ચુકો, એ સાતે ખંભાત. ૨

બહુ વસ્તિથી દીપતું, અમરાપુર તે હોય,
શાહ જહાંગીરજ પાતશાહ, નાથ નગરનો જોય. ૩

નગર ભલું ત્ર્યંબાવતી, દિન દિન ચઢતો વાસ,
ઋષભ કહે તિહાં જોડીઓ, ભરતેશ્વરનો રાસ. ૪ ×

ભરતબાહુબલિ રાસ રચ્યા સં. ૧૬૭૮

હાલ જ્યારે ખંભાત નામ કેમ પડયું તેને માટે ગુજરાતી સાહિત્યનાં માસિકોમાં જૂદા જૂદા વિદ્વાનો તરફથી ચર્ચા ચાલી હતી, ત્યારે ખંભાતની સંવત સત્તરમા સૈકામાં રચના કેવી હતી. ત્યાં જનસ્થિતિ, રાજસ્થિતિ, લોકોનો પહેરવેશ તે વખતે કેવા પ્રકારનાં હતાં તે જાણવું વિશેષ ઉપયોગી થશે. ઉપરનાં વર્ણનો તાદૃશ અને કવિકલ્પનાજન્ય અતિશયોક્તિથી રહિત છે. જનસ્થિતિ જણાવતાં કવિ લોકો કેવી જાતનાં ઘરેણાં ( પ-ટોળાં, ત્રણ આંગળ પહોળા એવા કંદોરા, સોનાનાં માદળીઆ, સોનારૂપાની સાંકળી, હાથમાં વીંટી ને બેરખા વગેરે ) પહેરતા હતા. લૂગડાં ( ઝીણા જંગા—જંઘા, કેડે રેશમી દોરો-ચડી, તે ઉપર પછેડી અગર ફાળીયું અગર પાંમરી, ઓઢવાની શાલ, માથે બાંધવાની પાંત્રીશ ગજ લાંબી પાઘડી વગેરે ) પહેરતા, પગે કાળા ચામડાના સુંવાળા જોડા પહેરતા—એ સઘળું યથાસ્થિત દર્શાવે છે. ઘરો જાળી વાળાં હતાં. ખંભાત પાસે દરિયો હતો અને મોતી પરવાળાં ઉપરાંત અનેક જાતનો માલ વહાણો માર-ફત આવતો અને જતો-આથી વેપારીઓ પુષ્કળ હોઇ દુકાનો અને વખાર ઘણી રાખતા. વેપારીઓમાં ઝવેરી, પારખ દોશી વગેરે હતા. સિક્કામાં રૂપિયા અને દોકડા વપરાતા, નગરને ત્રણ પોળ-દરવાજા વાળો કોટ હતો તેમાં ચોરાશી ચૌટાં હતાં અને વચમાં મોટો ચોક હતો કે જે 'માણેકચોક' તરીકે ઓળખાતો. માલનું દાણ લેવા માટે મોટી માંડવી હતી અને અંદર હોવાથી મજબૂત કુરજે બાંધેલ હતો. જૈનોની વસતી ઘણી હતી એ તેમાં ૮૫ દેરાસરો અને ૪૨ કે ૪૫ પૌષધશાળા—ઉપાશ્રય હતાં એ વાત પરથીજ જણાય તેમ છે, આ સિવાય અન્ય ધર્મોનાં-હરિમંદિરો ઘણાં હતાં અને જૂદાં જૂદાં દર્શનના પંડિતો પણ હતા—અરસપરસ રાગદ્વેષ નહિ હતો-પ્રેમ હતો. જૈનોમાં ધનાઢયો ઘણા હતા અને તેથી પ્રાયઃ ઘણાં 'સ્વામીવાત્સલ્ય' (જમણવાર) થતાં, તેમજ વરા—વિવાહ કારજ આદિ પ્રસંગો પર અને દાન કરવામાં અતિ ધન ખર્ચતા. તે શ્રાવકો ધાર્મિક ક્રિયા ઘણી કરતા અને મુનિઓના રાગી હોઇ તેમનો વ્યાખ્યાન-ઉપદેશ પ્રેમથી શ્રવણ કરતા. ત્યાંથી લોકપ્રિય જહાંગીર બાદશાહ ( સને ૧૬૦૫ થી સને ૧૬૨૭ ) નો શાંત અમલ હતો તેથી રૈયત ઘણી સુખી હતી, વસ્તુની સોંઘારત સારી હતી અને વેપાર ધીકતો હોઇ ખંભાત 'દિન દિન ચડતો વાસ'—આબાદ થતું જતું હતું. ખંભાતની જે સાત ચીજ વખણાતી તે જણાવે છે કેઃ—

× આ ઉતારો આનંદકાવ્યમહોદધિ મૌક્તિક ૩ જું—એ નામથી મુદ્રિત થયેલ પુસ્તકના પૃષ્ઠ ૧૦૩ થી ૧૦૫ માંથી લીધેલો છે.

વહેલ વરઘોડો વીજણો, મદીર જાલિ ભાત,
ભોજન દાલને ચૂડલો એ સાત ખભાત×

આ નગરનાં ખંભનગર, ત્રંબાવતી, ભોગાવતી, લીલાવતી, કર્ણાવતી.-એ જૂદાં જૂદાં નામ છે તે વાત પણ ઐતિહાસિક ૮નામાં વધારો કરે છે. આપણે ત્રંબાવતી નગરી અને તેમાંના માણેકચોક વિષેની લોકવાર્તાઓ ઘણી સાંભળી છે તો તે જનકથાનું વર્ણન કદાચ આ ખંભાત નગરની અપેક્ષાએ હોય.

આ સ્થિતિ સાથે વર્તમાન સ્થિતિ સરખાવીએ તો મહદંતર દેખાય છે. એક વખત તનું આબાદ ખંભાત બંદર પતન પામી હાલ કંગાલ શહેર જણાય છે.*

---

× આ વર્ણનના સમર્થનાર્થે બીજા ઇતિહાસમાંથી ખંભાતની આ સમયની સ્થિતિ પરત્વે જે જણાવેલ છે તે અત્ર નોંધવું અસ્થાને નહિ થાય.

મુકર્ર ખાન નામનો હકીમ અકબર બાદશાહની દવા કરતો હતો તેને જહાંગીરે અમીર બનાવ્યો હતો. આ દરમ્ ઇ.સ. ૬૦૮ (સં. ૧૬૬૪)થી સુરત અથવા ખંભાતની હાકેમી કરતો હતો. ઈ.સ. ૬૧૬ (સં. ૧૬૭ )માં બાદશાહે તેને ગુજરાતનો સુબેદાર નીમ્યો અને મહમ્મદ સફીને તેનો દિવાન નિમ્યો. બીજે વર્ષે (૧૬૧૭) જહાંગીર બાદશાહ દોહદના જંગલમાં હાથીનો શિકાર કરવા ગુજરાત આવ્યો. ઝાડી ઘીચ હોવાથી માત્ર બાર હાથી પકડાયા; પછી ત્યાંથી બાદશાહ ખંભાત આવ્યો. બાદશાહ પોતાની નોંધમાં લખે છે કે ખંભાતના બંદરમા માત્ર નાના વહાણ આવી શકે છે. ખભાત મુકામે બાદશાહે સોનાની મહોર કરતાં વીસગણા વજનના સોના અને રૂપાના ટાંક પડવાનો હુકમ કર્યો.

—ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ. પૃ. ૯૫

ખંભાત વિષે સત્તરમા સૈકાના યુરોપિયન મુસાફરો નીચે પ્રમાણે લખી ગયા છે. ખંભાત (સને ૧૫૯૮)માં વેપાર એટલો બધો છે કે જો મેં તે જાતે જોયો ન હોત તો એટલો વેપાર ત્યાં હોય એમ હું માનત નહિ (સીઝરફ્રેડ્રીક);(સને ૧૬૨૩ માં) એ શહેર ઘણીજ વસ્તીવાળું અને ઘણાં મોટાં પરાંવાળું છે અને ત્યાં વહાણ ઘણાં એકઠાં થાય છે —[ડીલાવેલી]; [સને ૧૬૩૮ માં,સુરત સાથે સરખામણી થાય નહિ એટલું બધું સુરતથી મોટું ખંભાત છે —(મેન્ડે લસ્લો]:(સને ૧૬૬૨—૧૬૭૧ માં] સુરતથી બમણુ મોટું ખંભાત હતું (બેલ્ડીયસ]

—ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ પૃ ૨૫૩—

*આનું કારણ એક જર્મન પ્રવાસી ટિફેનટેલર સને ૧૭૫૧ માં તેની સ્થિતિ જોઇ નીચે પ્રમાણે આપે છેઃ—

Tieffontaller reached Kambay 20° 7' on 14th Jrnuary 1751 and found the once flourishing city much decayed; and he gives the reason for it. "Everyone knows"—so he tells us—"that seven years ago the highwater used to rush a rider fleeing away at full speed. But now it advances quite smoothly and beats very gently against the ships except at spring tide or in the monsoon. This wonderful cha-

વંશપરંપરા

કવિ ઋષભદાસ પોતે પ્રાગ્વંશીય (પોરવાડ) વણિક હતા. તેમનો જન્મ ખંભાતમાં માતા સરૂપાદે અને પિતા સાંગણથી થયો હતો. તેના પિતામહનું નામ મહિરાજ હતું. મહિરાજ વિસલનગર કે જે રાજા વિસલદેવે ( સં. ૧૩૦૦ થી સંવત્ ૧૨૬૧ સુધી ગુજરાત પર રાજ્ય કરનાર) વસાવ્યું હતું ત્યાંના મૂલ વતની હતા, અને પછી તેના પુત્ર સાંગણ ત્ર્યંબાવતી (ખંભાત) માં આવી વસ્યા અને સમૃદ્ધિ પામ્યા.

દીપ જંબુઅ માંહિં પેત્ર ભરથિં ભલું, દેશ ગુજરાતિમ્હાં સોય ગાયસ્યું,
રાય વિસલ વડો ચતુર જે વાવડો, નગર વિસલ તેણઈ વેગેં વાસ્યૂં. ૨૩
સોય નયરિ વસિં, પ્રાગવંસિં વડો, મહિરાજનો સુત તે સીહ સરિખો,
તેહ ત્ર્યંબાવતી નગરવાસં રહ્યા, નામ તસ સંઘવી સાંગણ પેખો. ૨૪
તેહનિં નંદનિં ઋષભદાસિં કવ્યો, નગર ત્ર્યંબાવતી માંહિં ગાયો,
કુંમર નરેસરુ 'રાજઋષિ' બિરુદધરુ, નામથી નવનિધિ પાયો. ૨૫
—કુમારપાલનો મોટો રાસ. રચ્યા સં. ૧૬૭૦ ×

પિતામહ મહિરાજ સંબંધી કવિ જણાવે છે કે.—

પ્રાગવંશે સંઘવી મહિરાજો, તેહ કરતો જિન શાસન કાજો—
'સંઘપતિ' તિલક ધરાવતો સારો, શેત્રુંજય પુજી કરે સફલ અવતારો.
સમકિત શુદ્ધ વ્રત બારનો ધારી, જિનવર પૂજા કરે નિત્ય સારી,
દાન દયા ધર્મ ઉપર રાગ, તેહ સાધે નર મુક્તિનો માર્ગ.
—હિત શિક્ષા રાસ }
—હીરા વિજયસૂરિ રાસ }

એટલે મહિરાજે પોતે સંઘ કાઢી શત્રુંજય (પાલીતાણા) ની જાત્રા કરી હતી અને હમેશાં પૂજા કરનાર પોતે ચુસ્ત શ્રાવક હતા.

પોતાના પિતાશ્રી સાંગણે પણ 'સંઘવી' તરીકે ખ્યાતિ મેળવી હતી એટલે તેણે પણ સંઘ કાઢ્યો હતો અને તે પણ શ્રાવક તરીકેની ધાર્મિક ક્રિયા કરનાર અર્હદ્ભક્ત હતા.

---

nge is due to the disappearance of a sandbank at the entrance, which used to pile up, for a time, the flood coming from the south, until the waves, thus increased in force and volume, wheeled round the bank into the harbour. Since then the harbour has become sandlocked and the ships which formerly came right upto the city walls, must now moor half a *coss* outside the town. Kambay was shus doomed as a seeport and its p pulation was dwindling away.—East and West Vol. V No 53 p. 270.

× આ સંવત્ ૧૮૧૫ના વર્ષે ભાદ્રવા વદિ ૨ ભોમે શ્રી પાટણનગરે લખેલી હસ્ત પ્રત પરથી ઉતારેલું છે.

वृक्ष न लेइ फल तणउ सवाद, वीणा अराधि न आवइ नाद।
सूर सदा अजूआलूं करइं, उत्तम पर उपगारी सिरइ ॥ ३० ॥
नदी न पीइ नीर लगार, कूरम कांठ धरइ भुइ भार।
महीअल मेह सरोवर भरइं, उत्तम पर उपगारी सरइ ॥ ३१ ॥
पान पदारथ नीलडी, दूध दही दीसइ सेलडी।
साकर सरस रस रस जरइं, उत्तम परउपगारी सरइ ॥ ३२ ॥
जग सगलू भरिउं नर नाथ, निगुणा सोइ न घालइ हाथ।
आक तणा फल सहू परिहरइं, आंबा फल सहूं आदर करइं ॥ ३३ ॥
गुणसुंदरी गुण मेरु समान, ताहरु पुत्र हुइसइ जगि भाण।
मानो मोह महा परिहरु, वाईं बोल अह्मारु करु ॥ ३४ ॥

સંઘાધિપતિએ આ પ્રમાણે ગુણસુંદરીને જ્યહારે બહુ બહુ સમજાવી, ત્યહારે સુધર્માએ માતાને કહ્યું —

'હે માત ! હું દીક્ષાજ ગ્રહણ કરીશ. અને સદ્ગુરૂરૂપી નાવના આધારથી શીઘ્ર ભવ-સમુદ્ર તરીશ.'

માતાએ પુનઃ દીક્ષા પાળવી કેટલી કઠિન છે, તે સંબંધી ખૂબ સમજાવ્યું. તથાપિ સુધર્માએ 'સંયમ રાજ્યથી બીજું કંઈ અધિક છેજ નહિ.' ઇત્યાદિ વચનોથી માતા-પિતાને સમજાવી ગુરૂ સમીપે દીક્ષા લીધી. સંઘ ઘણો ખુશી થયો. દીક્ષા લીધા પછી ૭ વર્ષમાં સર્વ શાસ્ત્રોનું અવગાહન કરીને આચાર્ય યોગ્ય થયો.

સુધર્માની દીક્ષા પછી આચાર્ય ઇશ્વરસૂરિ પાછા મુડારામાં આવ્યા, અને બારગોત્રની સાથે બદરીદેવીની પુનઃ આરાધના કરી બદરીદેવી આવી. દેવીએ સુધર્માના લલાટમાં સર્વ સંઘ સમક્ષ તિલક કર્યું. કંઠમાં પુષ્પની માળા નાખી અને નાટ્ય કરીને સુધર્માનું યશોભદ્રસૂરિ નામ સ્થાપન કરી ચાલી ગઇ.[1]

યશોભદ્રસૂરિએ, વિગયો વિકાર કરનારી જાણી, નિરન્તર ૭ વિગયનો ત્યાગ કરી આઠ કોળીઆનું આંબીલ[2] કરવું શરૂ કર્યું. આવી ઉગ્ર તપસ્યાના બલથી, ત્હેમણે અનેક અતિશયો ઉત્પન્ન કર્યાં.

---

૧ આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, શ્રી ઇશ્વરસૂરિએ બદરીદેવીની આરાધના મુડારામાં કરી, અને યશોભદ્રસૂરિની આચાર્ય પદવી પણ મુડારામાંજ થઇ. પરન્તુ મુનિસુંદરસૂરિ કૃત ઉપદેશ રત્નાકરના પૃ ૯૩ માં 'पल्लीपुर्यां श्री यशोभद्रसूरेराचार्यपदावसरे यावज्जीवमष्टाभिः कवलैश्चाम्लं विधेयमित्यभिग्रहं स्वीकृतप्रार्विणो . ... ..' ઇત્યાદિ લખવામાં આવેલ છે, તે વિચારણીય છે. પાલીમાં આચાર્ય પદવી થયાનું ઉપદેશરત્નાકર સિવાય અન્યત્ર ક્યાંઇપણ જોવામાં આવતું નથી.

૨ લાવણ્યસમયકૃત રાસમાં આંબીલ નહિ, પરન્તુ ૭ વિગયનો ત્યાગ કરી આઠ કવળ આહાર કર્યાનું લખ્યું છે યથા —

यशोभद्रसूरि चिंतइ सार विगइ विषयनु करइ विकार।
घगइ छ छंडि निविगइ लेयउ आठ कवल आहार ॥८४॥

અનુક્રમે યશોભદ્રસૂરિ પાલી આવ્યા. પાલીમાં તેમના આવવાથી મ્હોટો ઉત્સવ થયો. એક દિવસ યશોભદ્રસૂરિ સૂર્યના મંદિરની નજીક ભૂમિમ નિરવદ્ય સ્થાન દેખી ઠંડીલ (જંગલ) ગયા. સૂર્યે વિચાર કર્યો–'આચાર્યની તપસ્યા, તેમના વચને અનુચિત છે. આ તપ સામાન્ય નથી.' એમ વિચાર કરી ગુરૂની પરીક્ષા કરવા માટે માર્ગમાં સુવર્ણ–મણિ–મુક્તાફલનાં આભૂષણો નાખ્યાં ગુરૂએ ત્હાવી પસાર થતાં ત્હેની સ્હામુ પણ ન જોયું આથી સૂર્ય ઘણો વિસ્મિત થયો. અને વિચારવા લાગ્યોઃ–'આ મ્હારા મંદિરમાં આવે, ત્હારે હું કૃતાર્થ થાઉં' એમ વિચારી માર્ગમાં વર્ષા કરી અપ્કાયની વિરાધનાના ડરથી સૂરિજીએ સૂર્યના મંદિરમાં પ્રવેશ કર્યો. પ્રવેશ કરતાં સાથેજ મંદિરનાં દ્વાર બંધ થયાં. ગુરૂને નમસ્કાર કરી સૂર્યે કહ્યું–'કાંઇ માગો' આચાર્યે કહ્યુંઃ–'અમારે કાંઇ જોઈએ નહિં, અમે ચારિત્રી છીએ' જ્હારે સૂર્યે પુન. પણ સાગ્રહ કહ્યું ત્હારે 'દરેક જીવોનુ આલોકન કરી શકું', એવું અંજન આપ' એવી યશોભદ્રસૂરિએ માગણી કરી. સૂર્યે કહ્યુંઃ 'કાલે હું લેઇને આપના સ્થાનકે આવીશ.' એ પ્રમાણે આપસમાં વાર્તાલાપ થયા બાદ આચાર્ય ઉપાશ્રયે આવ્યા.

બીજા દિવસે સૂર્યે વિચાર કર્યો—

स एव पुरुषो लोके यस्य विद्या रमा वपुः ।
उपकाराय पात्रस्य शेषः पुंवेषभाक् पशुः ॥ १ ॥

આ પ્રમાણે વિચાર કરી સ્વર્ણાક્ષરવડે કરી અનેક આમ્નાય-વિદ્યાયુક્ત એક પુસ્તિકા અને જીવનું આલોકન થઇ શકે એવા અંજનની કુંપિકાને હાથમાં લઇ સૂર્ય, વિપ્રવેષથી આચાર્યશ્રીના સ્થાનકે આવ્યો. અને તે વસ્તુઓ ગુરૂની સ્હામે રાખીને અદૃશ્ય થઇ ગયો. ગુરૂએ તે અંજન પોતાના નેત્રમાં નાખી અજમાવી જોયુ તો તે આખા ત્રિભુવનને પ્રત્યક્ષ જહેવી સ્થિતિમાં છે, ત્હેવીજ સ્થિતિમાં જોઇ શક્યા. પુસ્તિકાને વાંચીને ત્હેમાંની વિદ્યાઓને સિદ્ધ કરી લીધી. પશ્ચાત્ આચાર્યે વિચાર કર્યો–'પાછલની પ્રજા-શિષ્યપરંપરા આ વિદ્યાઓનો દુરૂપયોગ કરશે–તેઓને આ વિદ્યાઓ પચશે નહિ, માટે આ પુસ્તક પાછું પહોંચાડી દેવું સારૂં છે.' એમ વિચાર કરી, [૧]બલભદ્ર શિષ્યને બોલાવી કહ્યુંઃ—'આ પુસ્તક સૂર્ય મંદિરમાં મૂકી આવ. પરન્તુ માર્ગમાં વાંચીશ નહિ.'

---

૧ તપાગચ્છની બાપાની પટ્ટાવલી, કે જે સં. ૧૮૮૯ માં લખાએલી છે, તેની અંદર બલભદ્રને, શ્રીયશોભદ્રસૂરિના ગુરૂભાઇ તરીકે ઓળખાવ્યા છે, પરન્તુ તે ઠીક નથી. કેમકે લાવણ્યસમયકૃત બોહા-યશોભદ્રરાસાન્તર્ગત બલભદ્રના વર્ણનની શરૂઆતમાંજ કહેવામાં આવ્યું છે કે—

પુણ્ય પ્રભાવક જાંણિઇં વિદ્યાવલિ બલિભદ્ર ।
તસુ ચરિત્ર વખાણીઇ જસગુરુ શ્રીજસભદ્ર ॥૧॥

આ પ્રમાણે ઉપદેશ રત્નાકર (મુનિસુંદર સૂરિકૃત) ના પૃષ્ટ ૯૮ માં પણ લખવામાં આવ્યું છે કે—

'શ્રી યશોભદ્રસૂરિ શિષ્યબલભદ્રાભિધક્ષુલ્લવત્'

ઇત્યાદિ પ્રમાણોથી સિદ્ધ થાય છે કે—બલભદ્ર, યશોભદ્રના ગુરૂભાઇ નહિં, પરન્તુ શિષ્ય હતા.

બલભદ્ર શિષ્યે માર્ગમાં જતાં પુસ્તકને જોઇને હેમાંથી ત્રણ પાનાં કાઢી લીધાં. સૂર્યાલયમાં જઇ બલભદ્રે પુસ્તક મૂકી એકદમ રોવા લાગ્યો. સૂર્યે પ્રત્યક્ષ થઇને અનુકંપા બુદ્ધિથી કહ્યું:—'હે ભદ્ર! જા, હું તને તે ત્રણ પાનાં આપું છું' બલભદ્ર ત્હાંથી પાછા વળી સૂરિજી પાસે આવ્યા. યશોભદ્રસૂરિને વિદ્યાના પ્રભાવથી આઠ મહાસિદ્ધિઓ ઉત્પન્ન થઇ. આકાશ ગામિની વિદ્યાથી આચાર્ય પ્રતિદિન શત્રુંજય-ગિરનાર-સમ્મેતશિખર-ચંપા (પાવાપુરી) પુરી અને અષ્ટાપદ એ પંચતીર્થીની યાત્રા કરીને જ આહાર પાણી કરતા. °

યશોભદ્રસૂરિ પાલીથી વિહાર કરી [૧] સંડેરક આવ્યા. અહિંના જૈન સંઘે પ્રતિષ્ઠા મહોત્સવ કર્યો. બહારથી ધાર્યા ઉપરાન્ત લોકો એકઠા થઇ જવાથી જમણમાં ઘી ખૂટયું. આચાર્યના જાણવામાં આ વાત આવી, ત્હારે હેમણે વિદ્યાના બલથી પાલીના એક ધનરાજ નામના જૈનેતર ધનિના ઘેરથી ઘી મંગાવી, ઘીનાં વાસણ ભરી દીધાં. [૨] સંઘ ખુશી થયો. પ્રતિષ્ઠા થઇ ગયા પછી ગુરૂએ તે મંગાવેલા ધૃતનું મૂલ્ય પાલીના તે શ્રેષ્ઠિને આપવા સૂચવ્યું. જ્યહારે લોકો ધૃતનું મૂલ્ય આપવા ગયા, ત્હારે હેણે કહ્યું: 'મ્હેં ઘી આપ્યું જ નથી, તો ત્હમે દામ-મૂલ્ય શાનું આપવા આવ્યા? તેજ માણસે જ્યહારે પોતાના ઘીનાં વાસણો તપાસ્યાં, ત્હારે હેમાં લગારે ઘી દેખ્યું નહિં. આથી આચાર્ય શ્રીના ચમત્કાર ઉપર હેને ઘણી શ્રદ્ધા થઇ. અને વૈરાગ્ય ઉત્પન્ન થયાં. હેણે મૂલ્ય આપવા આવેલા લોકોને કહ્યું:—'મ્હારે ઘીના મૂલ્યનું કંઇ પ્રયોજન નથી. યદિ સંઘના કાર્યમાં તે ઘી વપરાયું છે, તો હું માનું છું મ્હેં બધું પ્રાપ્ત કર્યું. અગ્નિ-ચોર કે રાજા ધનને હરણ કરી જાય છે, તો તે સહન થાય છે, ત્ય્હારે આ તો સંઘના કાર્યમાં વપરાયું છે. આનું મૂલ્ય મ્હારાથી લેવાયજ કેમ?'

શ્રાવકોએ આ હકીકત ગુરૂશ્રીને જણાવી આચાર્યે લઘુ કર્મી જાણી હેણે પ્રતિબોધ કરી જિન ધર્મની પ્રાપ્તિ કરાવી સાંડેરાવથી વિચરતા વિચરતા આચાર્ય ચિત્રકૂટ આવ્યા.

બીજી તરફ મેદપાટ (મેવાડ)માં આ [૩] ધાટપુર નગરમાં અલ્લટ રાજાનો ગુણધર નામે મંત્રી હતો. તે મંત્રીએ વ્યાપારના અવતાર સ્વરૂપ હૃદયથી વિચારીને રાજાની અનુમતિ લઇ એક સુંદર મંદિર બનાવ્યું. આચાર્યશ્રીને ચિત્રકૂટથી લાવીને પ્રાસાદમાં શ્રીપાર્શ્વનાથ બિંબને સ્થાપન કરાવ્યું. એક દિવસ આચાર્ય, રાજા અને સંઘની સાથે મ્હોટા ઉત્સવથી ચૈત્યપરિપાટીએ આવતા હતા, હેવામાં એક અવધૂત પુરુષે આચાર્યને દેખીને પોતાના હાથથી મોંઢાનો સ્પર્શ કર્યો. આચાર્યશ્રીએ હેના મનોભિપ્રાયને જાણીને પોતાના બે હાથ ઘસી શ્યામ દેખાડયા. અવધૂત અત્યન્ત ચમત્કૃત થયો અને 'આ મહાન્ કલાવાન્ છે' એમ વિચારી આચાર્યને નમસ્કાર કરી ચાલ્યો ગયો. આચાર્ય અને અવધૂતને આપસમાં થએલા ઇશારા કોઇ સમજી શક્યું નહિં, તેથી રાજાએ આચાર્યશ્રીને પૂછ્યું 'મહારાજ આ શું?' આચાર્યે જણાવ્યું:

---

૧ સંડેરક, એરણપુરાથી ૫ ગાઉ પર છે, જ્હેને સાંડેરાવ કહેવામાં આવે છે.

૨ આ પ્રમાણે મંત્ર શક્તિથી પાલીથી ઘી લાવ્યા સંબંધી હકીકત, સં. ૧૫૮૧ માં ઇશ્વરસૂરિએ બનાવેલા સુમિત્ર ઋષિ ચરિત્રની અંદર પણ આ પ્રમાણે આપવામાં આવેલી છેઃ—

यः प्राज्यमाज्यं निजमंत्रशक्त्या निनाय संडेरपुरे सुपल्याः।
तदाद्यनेकाद्भुतसच्चरित्रं श्रीमद्यशोभद्रगुरुं नमामि ॥६॥

૩ આ ધાટ, ઉદેપુરથી બે માઇલ દૂર છે. જ્હેને આહડ કહેવામાં આવે છે.

ઉજ્જયિનીમાં મહાકાલના પ્રાસાદમાં દીવાની જ્યોતિથી ચંદરવો સળગ્યો. એમ દેવના પ્રભાવથી તે અવધૂતે જાણ્યું. હેણે પોતાના સુખસ્પર્શદ્વારા મ્હને જણાવ્યું. મ્હેં મ્હારા બે હાથ ઘસી વિદ્યાબળથી તે બળતો ચંદરવો શાન્ત કર્યો, અને હેને બે હાથ કાળા બતાવી શાન્ત કર્યાનું જણાવ્યું.

રાજાએ આ વાતની ખાતરીને માટે પોતાના માણસોને ઉજ્જયિની મોકલ્યા અને નિશ્ચય કરાવ્યો કે-અમુક દિવસે, અમુક સમયે ચંદરવો સળગી શાન્ત થયો હતો કે કેમ? માણસોએ આવી આ વાતની સત્યતા રાજાને જણાવી, આથી રાજા આચાર્યશ્રીના ચમત્કારથી બહુ ખુશી થયો, અને જિનધર્મમાં મનવાળો થયો.

કોઇ એક દિવસ આઘાટક (આહડ)–[1]રહેટ–કવિલાણ–[2]સંભરિ અને ભેસર આ પાંચ ગામના સંઘોએ પોત–પોતાના ગામમાં પ્રતિષ્ઠા કરવાને માટે આચાર્ય યશોભદ્રસૂરિને એક સાથ વિનતિ કરી. આચાર્યે પાંચે સ્થાનની પ્રતિષ્ઠાને માટે એકજ મુહૂર્ત કાઢી આપ્યું. અને દરેકને કહ્યું કે-'મુહૂર્ત વખતે હું ત્હમારે ત્હાં આવીશ.' દરેક ગામના લોકો પોતપોતાને ત્હાં ગયા.

પ્રતિષ્ઠાના સમયે આચાર્યે વિદ્યાના બળથી પોતાનાં ચાર રૂપ અને એક સ્વાભાવિક રૂપ એમ પાંચ રૂપ કરી પાંચે સ્થાનકે એકજ મુહૂર્તમાં પ્રતિષ્ઠા કરી.

કવિલાણકમાં પ્રતિષ્ઠા સમયે ઘણા મનુષ્યો એકઠા થયા હતા. તેથી ત્હાંના કુવાનું પાણી ખૂટી ગયું. પાણી વિના લોકોને ઘણી તકલીફ પડવા લાગી. આ વાત સંઘે આચાર્યશ્રીને જણાવી. આચાર્યે સૂકા કુવામાં પોતાના નખવડે ચંદનનો ક્ષેપ કર્યો. તેથી હેની અંદરથી ઘણુંજ અમૃત સમાન જલ ઉત્પન્ન થયું. [3] આવી રીતે પંચાણું કુવાઓની અંદર પાણી ઉત્પન્ન કર્યું.

એક વખત આહડની એક શ્રેષ્ઠિએ શત્રુંજય-ગિરનારની યાત્રા નિમિત્ત રાજાની આજ્ઞા માગી. ચાતુર્માસ પૂર્ણ થયે શ્રીયશોભદ્રસૂરિને સાથમાં લઇ આ શ્રેષ્ઠિએ સંઘ કાઢ્યો. અનુક્રમે ચાલતાં સંઘ અણહિલપુરપટ્ટણ (પાટણ) ની નજીકના પ્રદેશમાં આવ્યા. રાજા મૂળરાજ, આચાર્યનો પ્રભાવ સાંભળી, પોતાની મ્હોટી ઋદ્ધિ સાથે વાંદવા આવ્યો. આચાર્યની દેશના સાંભળી રાજા ઘણો ખુશી થયો. રાજાએ આચાર્યને પ્રાર્થના કરી કે—'મહારાજ! આપ હમેશાંને માટે મ્હારા નગરમાં 'વાસ કરો' આના ઉત્તરમાં 'સાધુનો તે આચાર નથી' એમ જ્યહારે આચાર્ય શ્રીએ કહ્યું, ત્યહારે રાજાએ એક વખત પોતાના મકાનમાં પધારવા પ્રાર્થના કરી.

રાજાની પ્રાર્થના સ્વીકારી, આચાર્યશ્રી, રાજાની સાથે રાજભવનમાં પધાર્યા. આચાર્યને મહેલના કમરામાં મૂકી રાજાએ દ્વાર બંધ કર્યાં, અને પોતે બહાર ઉભો રહ્યો.

---

૧ કરહેરનું નામ કરાડા છે. ચિતોડથી રેલવે દ્વારા ઉદેપુર આવતાં રસ્તામાં એક સ્ટેશન આવે છે, જ્યહાં કરહેડા પાર્શ્વનાથનું તીર્થ છે. ૨ સંભરીને આજ કાલ **સાંભર** કહે છે, જે અજમેરની નજીકમાં છે. અને જ્યાં મીઠું પાકે છે. સંસ્કૃતમાં આનું **શાકંભરી** નામ છે. એક સમયે ચહુઆણોની રાજધાનીનું આ શહેર હતું. ૩ સંસ્કૃતચરિત્ર કે જહે સં. ૧૬૮૩ માં લખાયું છે, હેની અંદર નખસુત નામનો કુવો હોવાનું જણાવ્યું છે અને લાવણ્ય સમયે પોતાના રાસમાં પણ તે વખતે **નખસુત** કુવો વિદ્યમાન હોવાનું જણાવ્યું છે.

આચાર્યે વિચાર કર્યો.—' આવી રીતે જબરદસ્તીથી તો નજ રહેવું.' એ પ્રમાણે વિચાર કરી વિદ્યાના બલથી પોતાનું લઘુરૂપ કરીને કમાડના છિદ્રમાં થઇને બહાર નીકળી ગયા. અને આકાશગામિની વિદ્યાના પ્રભાવથી સંઘ ભેગા થઇ ગયા. પશ્ચાત્ એક માણસ મોકલીને રાજાને ધર્મલાભ કહેવરાવ્યો. રાજાએ વિચાર કર્યો કે–' આચાર્ય તો મકાનમાં છે, છતાં આ શું?' કમાડ ઉઘાડી જોયું તો અંદર આચાર્યને દેખ્યાજ નહિ. આથી રાજાને ઘણોજ ચમત્કાર થયો. અને સંઘની સાથેજ આચાર્યને વધારે વખત રાખવા વિચાર કર્યો. ત્હારે મંત્રીએ કહ્યું:—' રાજન્! તેઓ જબરદસ્તિથી રહેશે નહિ.' પશ્ચાત્ રાજાએ સંઘને અને આચાર્યને મળી પોતાના અપરાધની ક્ષમા માંગી. અન્તમાં રાજાએ આચાર્યશ્રીને પૂછ્યું:—' મહારાજ! મ્હારૂં આયુષ્ય કેટલું છે?' ત્હેના ઉત્તરમાં આચાર્યશ્રીએ ફરમાવ્યું કે–' છ માસનું હવે આયુષ્ય બાકી છે, માટે ધર્મ–ઔષધનું સેવન કરવું જોઇએ' આ સાંભળી રાજા પોતાને મકાન આવ્યો. અને દાનાદિ પુણ્ય કરી ઇંગિની મરણનું સાધન કર્યું.

બીજી તરફ સંઘ ત્હાંથી વિદાય થયો. માર્ગમાં ચાલતાં પાણીના અભાવે, આખો સંઘ તૃષાથી આકુલ–વ્યાકુલ બન્યો. સંઘપતિએ વિચાર કર્યો કે–' ધિક્કાર છે મ્હારા જીવનને કે મ્હેં આટલા માણસોને બહાર કાઢ્યા. હવે આ બધાનું થશે?–શું કરશે?' ગુરૂની પાસે આવી આ હકીકત નિવેદન ન કરી. આચાર્યે કહ્યું:—' કોઇ સૂકા–જલ વિનાના તલાવની તપાસ કરો.' સંઘપતિએ સૂકું તળાવ શોધી કાઢીને આચાર્યને જણાવ્યું, આચાર્યે વિદ્યાના બલથી મેઘમંડલનો વિસ્તાર કરીને સરોવર ભરી દીધું. લોકો બધા સુખી થયા, અને સંઘ આગળ ચાલવા લાગ્યો. પરન્તુ સંઘપતિ તે સરોવર ઉપર પોતાના જોડા ભૂલી ગયા. માણસો તે સરોવર ઉપર જોડા લેવા આવ્યા, તો ત્હાં પાણીનું એક બિંદુ પણ દેખ્યું નહિ. આથી આ સરોવરનું ' સાધુ સરોવર ' એવું નામ પડ્યું.

હવે સંઘ શત્રુંજયની યાત્રા કરી ગિરનાર પર્વતે આવ્યો. શ્રી નેમીશ્વરની યાત્રા–મહોત્સવ–પૂજા કરીને સંઘપતિએ વિવિધ રત્નોથી જડિત આભરણો પ્રભુને ધારણ કર્યાં. આઠ દિવસ ઉપર રહીને સંઘ નીચે ઉતરવા લાગ્યો ત્હેવામાં સંઘપતિએ ભગવાનના ઉપરનાં આભૂષણો દેખ્યાં નહિં. સંઘપતિને ઘણી ચિંતા થઇ. ગુરૂને વિજ્ઞપ્તિ કરી કે–' પ્રભો! આ અપયશ સંઘના ઉપર લાગે છે, તો તે કેમ દૂર થાય?' આચાર્યે કહ્યું:—' ભદ્ર! ચિંતા ન કરો. સંઘમાંનોજ એક માણસ તે આભરણો લેઇને આહડ ગયો છે. તે માણસને જુગાર રમતો, આજથી વીશમા દિવસે ત્હમારા માણસો પકડશે તે આભૂષણો ત્હેણે એક પાષાણની નીચે દાટ્યાં છે.' આ સાંભળીને શેઠે તુરત પોતાના માણસોને આહડ મોકલ્યા. તે માણસોએ આચાર્યના કહેવા પ્રમાણેજ જુગાર રમતો પકડ્યો, અને આભૂષણો સાથે સંઘપતિને સોંપ્યો. આભૂષણો પ્રભુને ચઢાવ્યાં, અને ગુરૂ મહારાજના વચનથી ચોરને મુક્ત કર્યો. પશ્ચાત્ સંઘ નિર્વિઘ્નપણે આહડ આવ્યો.

શ્રી યશોભદ્ર સૂરિ સપ્તશત દેશમાં [1]વલ્લભપુર પધાર્યા. અને શ્રાવકોએ ત્હાં ચાતુર્માસ રાખ્યા. કોઇ એક દિવસ આચાર્ય સંઘ સમક્ષ દેશના દેતા હતા, ત્હેવામાં પેલો બ્રાહ્મણ, કે જ્હેમણે આચાર્યની સામે બાલ્યાવસ્થામાં પ્રતિજ્ઞા કરી હતી, તે ક્ષુદ્ર વિદ્યાવાળો યોગી થઇને–મોટી જટા અને કોપીન ધારણ કરી આવ્યો. ત્હેણે પોતાની બે જટાઓ

---

૧ વલ્લભપુર અને નાડલાઇ એકજ છે.

મૂકીને બે સર્પ બનાવ્યા. સર્પને દેખીને બેઠેલા લોકો ઘણા ડરી ગયા. ત્હારે આચાર્યે પોતાની મુહપત્તિના બે ટુકડા કરી બે નોળીઆ બનાવ્યા. નોળીયાને દેખી સર્પ નાસી ગયા. તે યોગી વિષાદ કરવા લાગ્યો-

એક દિવસ એક સાધ્વી ગુરૂને વંદણા કરવા આવતી હતી. ત્હેને તે યોગીએ ગાંડી બનાવી. સાધ્વી ભિક્ષાને માટે ઘેર ઘેર હસતી-નાચતી-ફરતી ચૌવટામાં થઇને વનમાં ગઇ. શ્રાવકોએ આ હકીકત જાણી, ત્હારે યોગીને વિનયપૂર્વક કહ્યું:—' આપ દક્ષ છો, આપને આમ કરવું ઉચિત ન ગણાય.' યોગીએ સકોપ કહ્યું:—' શું મ્હેં સાધ્વીને કેડે બેસાડી છે?' તદનન્તર શ્રાવકોએ આ હકીકત આચાર્યને જણાવી. આચાર્યે દર્ભનું એક પુતળું બનાવી શ્રાવકોને આપ્યું અને કહ્યું:—' પહેલાં શાન્ત વાક્યથી ત્હેને સમજાવજો. છતાં જો ન માને તો આ પુતળાની આંગળીનો છેદ કરવો.' શ્રાવકો પુતળું લઇ યોગી પાસે ગયા. આચાર્યના કહેવા પ્રમાણે મધુર વચનથી સમજાવ્યો, છતાં ત્હેણે ન માન્યું. ત્હારે શ્રાવકોએ તે પુતળાની આંગળીનો છેદ કર્યો. પુતળાંની આંગળીનો છેદ થતાંજ તે યોગીની આંગળી છેદાઇ ગઈ. શ્રાવકોએ કહ્યું:—' યદિ સાધ્વીને નહિ છોડે તો આ પ્રમાણે ત્હારા મસ્તકનો છેદ કરીશું.' યોગી ડરી ગયો, અને એકસો આઠ જલકુંભથી સાધ્વીને સ્નાન કરાવીને સ્વસ્થ કરી.

એક વખત તે યોગીએ જિન પ્રતિમાના મસ્તકે ચૂર્ણ નાખીને બિંબોને વિમુખ કરી દીધાં અને પોતે એક સ્થાને ઉભો રહ્યો. શ્રાવકોએ મૂર્તિઓની આવી સ્થિતિ જોઇ આચાર્યને જણાવ્યું. આચાર્યે તે યોગીને બોલાવ્યો, અને બહુમાન પૂર્વક એક પાટ ઉપર બેસાડયો. ગોચરીનો વખત થયો, એટલે સાધુઓ ગોચરી નિકળ્યા. સાધુઓને ગોચરી જતા જોઇ યોગીએ આચાર્યશ્રીને કહ્યું:— ' હું પણ ભિક્ષા માટે જાઉં છું.' ગુરૂએ કહ્યું:— 'ભલે જાઓ.' યોગી ઉઠવા લાગ્યો પણ પાટ સાથે ચીપકાઇ ગયેલો હોવાથી ઉઠી શક્યો નહિં. થોડીવાર પછી પાછું ફરી યોગિએ કહ્યું:—'હું જાઉં છું. આચાર્યે કહ્યું:—ખુશીથી જાઓ.' આ વખતે પણ પહેલાંની માફકજ ચીપકાઇ ગયો. છેવટે યોગીએ કહ્યું:—'હું ઉઠી શકતો નથી. આચાર્યે કહ્યું:— ઠીક છે. બીજે પણ એમજ હોય છે. યોગીનો ગર્વ ગળી ગયો. યોગી શરમીંદો થઇ ગયો-પછી ૧૦૮ ઘડાથી સ્નાન કરાવીને યોગીએ જિન બિંબો જ્હેવાં હતાં ત્હેવાં બનાવ્યાં ત્હારે આચાર્યે યોગીને છૂટયો કર્યો

ક્ષુદ્રમંત્રાદિથી સૂરિને અજેય જાણીને રાજા સમક્ષ યોગીએ આચાર્ય સાથે શાસ્ત્રાર્થ શરૂ કર્યો. ગુરૂએ તર્ક શાસ્ત્રથી ત્હેને જીતી લીધો. યોગી લજ્જિત થઇ ચાલ્યો ગયો પણ પાછો ' ગમે તેમ ત્હેને હરાવું' એવા અભિમાનથી આવી આચાર્યની સાથે ચોરાસી વાદ કર્યા ત્હેમાં પણ ત્હેની હાર અને આચાર્યનો વિજય જ થયો.

કોઇપણ રીતે આચાર્યને ન હરાવી શક્યો, ત્હારે યોગીએ છલ કરવાનો વિચાર કર્યો. એક વખત મંદિરમાં શ્રાવકો બલી ( બાકળા ઉછાળવા ) ની સામગ્રી એકઠી કરતા હતા. બલી ઉછાળવાની વાર હોવાથી આચાર્ય પોતાના સ્થાનકે સૂઇ રહ્યા હતા. ત્હેવામાં પેલો જટી મંદિરમાં આવ્યો અને શ્રાવકો પાસે ભિક્ષા માગી. જ્યારે શ્રાવકો આટો આપવા લાગ્યા ત્હારે ત્હેણે કહ્યું 'સારૂંખાદ્ય આપો' શ્રાવકોએ સારૂં ખાદ્ય આપ્યું ત્હાર બાદ ગુરૂ જાગ્યા. શ્રાવકોએ આ બધી હકીકત આચાર્યશ્રીને જણાવી.

આચાર્ય પોતાનું ૭ માસનું આયુષ્ય જાણી સંઘ સાક્ષીએ આરાધના કરીને સંઘને કહ્યું:— મ્હારા સંસ્કાર વખતે વાયુ ઘણો ચાલશે-વાદળાં થઇને મેઘ આવશે. પછી યોગી ગગનથી નીચે આવશે. મ્હારા મસ્તક મણિને લેવાને આક્રમણ કરશે માટે મ્હારી કોડ ફોડવી. જો તેમ નહિં કરવામાં આવે તો આ દુષ્ટ જૈન શાસનને અજેય થશે.

એ પ્રમાણે શિક્ષા આપી ગુરૂ સં. ૧૩૦૯ માં સ્વર્ગે પધાર્યા •

**विक्रमानन्द त्रिश्वा भ्र चंद्र प्रमितवत्सरे ।**
**शुचौ शुक्ल चतुर्दश्यां स्वर्गेऽगान्मुनिपुंगवः ॥ १ ॥**

સંસ્કાર સમયે શ્રાવકો જ્હેવા કોડને ફોડે છે, ત્હેવોજ ગગન ધ્વનિમાંથી જટી આવ્યો. તે દેખીને હૃદય ફોડીને જટી મરી ગયો અને ગચ્છનો અધિષ્ટાયક થયો. આચાર્યની હું, મર્યો મારીશ' એ પ્રતિજ્ઞા પુરી થઇ,

શ્રીયશોભદ્રસૂરિના સંબંધમાં આજ સુધીમા બહુજ કમ એટલે નહીં જેવું લખાયું છે. અને તેટલાજ માટે આટલું વિવેચનપૂર્વક, સં. ૧૫૮૨ માં બનેલા લાવણ્યસમયકૃત રાસ, ૧૬૮૩ માં લખાએલ સંસ્કૃત ચરિત્ર અને ઇશ્વરસૂરિલિખિત સ. ૧૫૫૭ના નાડલાઇના એક શિલાલેખ ઉપરથી આ ચરિત્ર લખવામાં આવ્યુ છે. આ સિવાય ઇશ્વરસૂરિકૃતરાસ છે, પરન્તુ તે હજુ સુધી મળ્યો નથી. માત્ર તે રાસમાંનું વચમાંથી એક પાનું ( ૮ મું પાનું) પ્રાપ્ત થયું છે.

યશોભદ્રસૂરિનો જન્મ ૯૫૭ માં, આચાર્યપદવી ૯૬૮ માં સાંડેરાવ અને સુડારામાં પ્રતિષ્ઠા ૯૬૯ માં અને ચોરાસીવાદ સં. ૧૦૧૦ માં કર્યાનું દીપવિજયકૃત સોહમકુલ પટ્ટાવલી રાસમાં જણાવવામાં આવ્યુ છે. નાડલાઇના શિલાલેખ ઉપરથી એમ પણ જણાય છે કે—નાડલાઇનું મ્હોટું મંદિર યશોભદ્રસૂરિ અન્યત્રથી લાવ્યા છે. ત્હેવીજ રીતે સોહમકુલરત્ન પટ્ટાવલી રાસમાં પણ વલભીથી મંદિર લાવ્યાનુ લખ્યુ છે. પરન્તુ જે સંસ્કૃતચરિત્ર અને રાસ ઉપરથી આ વૃત્તાન્ત લખવામાં આવ્યું છે, ત્હેની અંદર લાવ્યા સબંધી ઉલ્લેખ નથી. સોહમકુલરત્ન પટ્ટાવલીમાં આવેલું યશોભદ્રસૂરિનું તે વૃત્તાન્ત અને નાડલાઇનો ૧૫૫૭ નો શિલાલેખ બન્ને આ લેખની અંતમાં પરિશિષ્ટ 'અ' અને 'બ' તરીકે આપવામાં આવેલ છે.

ગોલવાડમાં અને વિશેષે કરી નાડલાઇમાં અત્યારે પણ જસિયા-કેશિયાની કેટલીક દંતકથાઓ ચાલે છે. તે દંતકથાઓ ઉપરના ચમત્કારોને લગભગ મળતા આવે છે. લોકો જસિયાથી યશોભદ્રનું અને કેશિયાથી કેશવ નામના યોગીનું ગ્રહણ કરે છે, પરન્તુ વાસ્તવમાં તેમ નથી. યશોભદ્રસૂરિને જ્હેની સાથે સ્પર્દ્ધા થઇ હતી, તે યોગી બીજો છે, જ્યહારે કેશવસૂરિ નામના ત્હેમના એક પ્રભાવિક શિષ્ય થયા છે. કેશવસૂરિનું વાસુદેવાચાર્ય પણ નામ હતું. આ કેશવસૂરિ તેજ છે કે જેઓ હસ્તિકુંડી ગચ્છના ઉત્પાદક હતા, અને હસ્તિકુંડીના શિલાલેખમાં જ્હેમનું નામ પણ આપવામાં આવ્યું છે.

---

૧ સંસ્કૃત ચરિત્રમાં આચાર્યનો નિર્વાણ સંવત ૧૦૩૯ બતાવ્યો છે જ્યહારે લાવણ્યસમયકૃત રાસમાં ૧૦૨૯ બતાવવામાં આવેલ છે યથા—

' विक्रम संवच्छर परमाण दस उगण श्रीसइ निरवाण '

નાડલાઇની શ્મશાનભૂમિમાં યશોભદ્રસૂરિનો સ્મરણ સ્થંભ અત્યારસુધી મોજૂદ છે. આ સ્તૂપ ઉપર લેખ છે, પરન્તુ તે ઘસાઇ ગયેલ હોવાથી માત્ર.........સુરિ યશોભદ્રાચાર્યાદિ આટલા અક્ષરો વાંચી શકાય છે. તેના ઉદ્ધારને માટે પરમગુરૂ આચાર્ય મહારાજશ્રીએ ઉપદેશ પણ કર્યો છે.

ચમત્કારિક દૃષ્ટાન્તને બાજૂએ મૂકીએ તોપણ ઐતિહાસિક દૃષ્ટિથી પણ એ ચોક્કસ થાય છે કે-આચાર્ય યશોભદ્રસૂરિ જૈનશાસનમાં એક પ્રભાવિક થયા છે. તેમણે શાસનની સારી સેવા બજાવી છે. અને રાજાઓના પણ પ્રતિબોધક તેઓ થયા છે.

આ લેખ લખવામાં લાવણ્યસમયકૃત જે ગ્રંથનો આધાર લેવામાં આવ્યો છે તે ગ્રંથની અંતિમ પ્રશસ્તિ આ પ્રમાણે છેઃ—

तपगच्छिगुरुगोयम समा श्रीसौभानंदिसूरिसार ।
श्रीअमरसमुद्र गुरु राजीआ श्रीहंस समगणधार ॥ ६७ ॥
जयवंता गुरु जांणीइं जास नमइं नरराय ।
श्रीसमयरत्न सहि गुरु जयु प्रणमीय तेहना पाय ॥ ६८ ॥
संवत पनर नव्यासीइं माघमासि रविवरि ।
अहिमदाबाद विइ्पीइं पुरसुहादीन मझारि ॥ ६९ ॥
संघसुगुरु आदेसडइं जिह्वा करी पवित्र ।
बोहा बलिभद्रा किन्हरासि जसभद्ररचिउं चरित्र ॥ ७० ॥
गुणतां धरि गुरु अहि त्रणी भणतां लहीइं भोग ।
थुणतां थिर कीराति हुइ सुणतां सवि संयोग ॥ ७१ ॥
तृतीय पंड जसभद्रगुरु चडीउं चरित्र प्रमांणि ।
धर्मनाथ पसाउलइं वोलिउं सुललितवाणि ॥ ७२ ॥
गच्छ चउरासी गणधरा साधुसकलपरिवार ।
गणिपवत्तणिजे महासती संघ सदा जयकार ॥ ७३ ॥
बोद्ध पिमरसि किन्हरासि बलिभद्र जसभद्रसूरि ।
तिन्निकाल पण मंतडा दुरिअ पणासइं दूरि ॥ ७४ ॥
जिनशासननि उद्योतकर ए रपि आविचलनाम ।
मुनि लावण्यसमय भणइं नितु महिं करूं प्रणाम ॥ ७५ ॥

—લેખક મુનિશ્રી વિદ્યાવિજયજી.

## પરિશિષ્ટ अ.

સોહમકુલરત્ન પટ્ટાવલી રાસ, સં. ૧૮૭૭ માં સુરતમાં બનાવેલી અને કર્તા દીપવિજય કવિએ પોતે સં. ૧૮૭૭ ના વૈશાખ વદિ ૩ રવિવારે લખેલી પ્રતિ ઉપરથી.

सांडेरा गछमें हूआ जसोभद्र सुरीराय ।
नवसेंहें सतावन समें जनम वरस गछराय । २ ।
संवत नवसें हैं अडसठें सूरी पदवी जोय ।
वदरी सुरी हाजर रहें पुन्य प्रबल जस जोय । ३ ।
संवत नव अगण्योतरें नगर मुंडाडा मांहें ।
सांडेरा नगरें वली कीधी प्रतिष्टा त्यांह । ४ ।
बुहा किंन्न रसी वली खीम रींपि मुनिराज ।
जसोभद्र चोथा सहु गुरु भाई सुख साज । ५ ।
बुहाथी गछ निकल्यो मलधारा तस नाम ।
किंन्न रसीथी निकल्यो किंन्न रसी गुन खांन । ६ ।
खीम रीसीथींय नीपनो कोरंट वड वालग गछ जेह ।
जसोभद्र सांडेर गछ च्यारे गछ सनेह । ७ ।
आबु रोहाई विचे गाम पलासी मांहें ।
विप्र पुत्र साथें वहु भणतां लडिया त्यांहें । ८ ।
खडिओ भागो विप्रनो करें प्रतिज्ञा एम ।
माथानो खडीओ करूं तो ब्रांह्मण सहि नेम । ९ ।
ते ब्रांह्मण जोगी थई विद्या सिखी आय ।
चोमासुं नडुलाईमे हुता सूरी गछराय । १० ।
तिहां आयो तिहिज जटिल पूरव द्वेप विचार ।
वाघ सरप विछी प्रमुख कीधा केई प्रकार । ११ ।
संवत दस दाहोतेरें किया चोरासी वाद
वल्लभीपुरथी आंणिओ ऋपभदेव प्रासाद । १२ ।
तेह जोगी पण लाविओ सिव देहरो मन भाय ।
जैनमती सिवमति वेहु दोय देहरां त्याय । १३ ।
ते इमणां प्रासाद छें नडुलाई सेंहेर मझार ।
एहनो वरवण छें वहु कथा कोस विस्तार । १४ ।

(સોહમકુલરત્નપટ્ટાવલીરાસ)

ઉપરના વૃત્તાન્તમાં પાંચમી કડીમાં **ઓહા, ખીમઋષિ, કિન્નઋષિ અને યશોભદ્ર** એ ચાર નામ ગણાવી ચારેને ગુરૂભાઇ તરીકે ઓળખાવ્યા છે, પરન્તુ તે ઠીક નથી. **ઓહા અને ખીમઋષી** જુદા જુદા નહિં, પરન્તુ તે એકજ છે. અને તે યશોભદ્રના શિષ્ય હતા. 'ઓહા' એ તેઓનુ ગૃહસ્થાવસ્થાનું નામ હતુ. જ્યહારે દીક્ષા લીધા પછી, લોકોએ એક વખતે તેમના આગળ ઘણું દ્રવ્ય રાખ્યું છે, તે વખતે તેઓ બિલકુલ નિસ્પૃહતાથી ઉપદ્રવોને સહન કરવામાં સમર્થ, લોકોએ જોયા, ત્યહારથી તેઓનું ખીમઋષિ (ક્ષમર્ષિ) એવું નામ પડ્યું. આ હકીકત ઓહાના રાસમાં લખી છે કે—**जं जं किंधुं तं त सहिउं लोके विमरस नामज कहिउं** આવીજ રીતે ઓહાના સંસ્કૃત ચરિત્રમાં પણ લખ્યું છે કે— **'ततः सर्वैरपि जैनैस्तस्य मुनेर्निरीहतया सर्वं सहत्वात् क्षमर्षि इति नाम घोषितम्'**

હવે કિન્હઋષિને યશોભદ્રના ગુરૂભાઇ ગણવામા આવ્યા છે, તે પણ ઠીક નથી. કિન્હઋષિએ શ્રી ક્ષમર્ષિ (ખીમઋષિ) પાસે દીક્ષા લીધી હતી. તેનું ગૃહસ્થાવસ્થાનુ નામ કૃષ્ણ (કાન્હડ) હતું. એક વખતે કાન્હડે ખીમ ઋષિનાઅભિગ્રહથી ચકિત થઇ, ખીમઋષિને કહ્યું.-હે 'મુને ! આપજ્ઞાની છો, મ્હારૂં આયુષ્ય કેટલું છે, તે કહો.' ખીમઋષિએ ત્હેનું ૭ માસનું આયુષ્ય બતાવ્યું. એ પ્રમાણે પોતાનું ૭ માસનું આયુષ્ય જાણીને દીક્ષા લીધી. ત્હેણે દેવતાઓએ કરેલી પુષ્પવૃષ્ટિ દેખીને ૭ માસ સુધી તપસ્યા કરી કૃષ્ણઋષિ (કિન્હઋષિ) સ્વર્ગે ગયા. આ પ્રમાણે વૃત્તાન્ત ખીમ ઋષિના રાસમાં અને સંસ્કૃત ચરિત્રમાં છે. તેથી માલૂમ પડે છે કે કિન્હઋષિ યશોભદ્રસૂરિના ગુરૂભાઇ નહિ, પરન્તુ શિષ્યના શિષ્ય-પ્રશિષ્ય હતા.

---

## પરિશિષ્ટ च.

### નાડલાઇનો સં. ૧૫૫૭ નો શિલાલેખ.

॥ ९० ॥ श्रीयशोभद्रसूरि गुरुपादुकाभ्यां नमः

संवत १५५७ वर्षे वैशाषमासे । शुक्लपक्षे षष्ठ्यां तिथौ शुक्रवासरे पुनर्वसु ऋक्षमाप्त चंद्रयोगे । श्रीसंडेरगच्छे। कलिकालगौतमावतार । समस्तभाविकजन मनोंऽम्बुज विबोधनैकदिनकर । सकललब्धिनिधानयुगप्रधान । जितानेकवादीश्वरवृंद प्रणतानेकनरनायक मुकुटकोटिस्पृष्टपादारविंद । श्रीसूर्यइव महाप्रसाद । चतुः षष्टि सुरेंद्र संगीयमान साधु वाद । श्रीपंडेरकीयगण रक्षकावतंस । सुभद्राकुक्षि सरोवर राज [ हं ] सयशोवीरसाधु कुलांबर नभोमणि सकलचारित्रिचक्रवर्ति चक्रचूडामणि भ० प्रभुश्री यशोभद्रसूरयः । तत्पट्टे श्री चाहुमानवंशशृंगार । लब्धसमस्तनिरवद्यविद्याजलधिपार श्रीवदरीदेवी

गुरुपदप्रसाद स्वविमल कुलप्रबोध नैक प्राप्त परमयशोवाद भ० श्रीशालिसूरिः त० श्रीसुमतिसूरिः। त० श्रीशान्तिसूरिः। त० श्रीईश्वरसूरिः। एवं यथाक्रममनेक गुणमणिगण रोहणगिरीणां महासूरीणां वंशे पुनः श्रीशालिसूरिः। त० श्रीसुमति सूरिः तत्पट्टालंकारहार भ० श्रीशान्तिसूरिवराणां सपरिकराणां विजयराज्ये ॥ अत्रेह श्रीमेदपाटदेशे। श्रीसूर्यवंशीयमहाराजाधिराज श्रीशिलादित्यवंशे श्रीगुहिदत्तराउल श्रीबप्पाक श्रीखुम्माणादि महाराजान्वये। राणा हमीर श्रीषेतसीह श्रीलषमसीह पुत्र श्रीमोकलमृगांक वंशोद्योतकार प्रताप मार्तंडावतार। आसमुद्रमहिमंडलाखंडल। अतुलमहाबल राणा श्री कुंभकर्ण पुत्र राणा श्रीरायमल्ल विजयमान प्राज्यराज्ये। तत्पुत्र महाकुमार श्रीपृथ्वीराजानुशासनात्। श्रीऊकेशवंशे राय भंडारीगोत्रे राउलश्री लाषणपुत्र श्रीमं० दूदवंशे मं० मयूर सुत मं० साहूलहः। तत्पुत्राभ्यां मं० सीहा—समदाभ्यां सद्बांधवमं० कर्मसीधारा लाखादिसुकुटुंब युताभ्यां श्रीनदकूलवत्यां पुर्यां सं० ९६४ श्रीयशोभद्रसूरिमंत्रशक्तिसमानीतायां मं० सायर कारित देवकुलिका वृद्धारितः सायर नाम श्रीजिनवसत्यां श्रीआदीश्वरस्य स्थापना कारिता कृताश्रीशान्तिसूरि पट्टे देवसुंदर इत्यपराशिष्यनामभिः आ० श्रीईश्वरसूरिभिः इति लघुप्रशास्तिरियं लि० आचार्य श्रीईश्वरसूरिणा उत्कीर्णा सूत्रधार सोमाकेन ॥ शुभं*



*આ લેખના લખનાર ઇશ્વરસૂરિએ સં: ૧૫૮૧માં દીવાળીને દિવસે નદકુલિકા (નાડલાઇ)ની અંદર સુમિત્ર ઋષિચરિત્ર સંસ્કૃતમાં બનાવ્યું છે. તેની અંતમાં તેઓના બનાવેલા બીજા ગ્રન્થોનાં નામ પણ આ પ્રમાણે જણાવ્યાં છે:

जीव विचार प्रकरण विवरण माद्विसहस्रमानं च।
श्रीललितांगचरित्रं रासक चूडामणीत्याभिधम् ॥ १ ॥
श्रीपालचतुष्पदिका षडमपारस्तोत्र टिक्किकाटीका।
धीनंदिषेणसुमुनेः पद्गीतः पंचमो रासः ॥ २ ॥
श्रीमद्यशोभद्रगुरु प्रबंध श्रीपालगुचिंतामणिनामधेयं।
श्रीमेदपाटस्तवनं स्वदीर्घ श्रेयाः प्रबंधा सहजा ह्मेऽस्य ॥ ३ ॥

# કવિ બનારસી દાસ.

## જન્મથી શ્વેતામ્બર હતા.

આ શ્રાવક અદ્‌ભુત અધ્યાત્મરસિક કવિ શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયના સમકાલિનતરીકે થઇ ગયેલ છે અને તે શ્વેતાંબર સંપ્રદાયમાં જ્યારથી સ્વ. ભીમશી માણેકના જૈન પ્રકરણ રત્નાકરમાં તેનું સમયસાર નામનું અદ્વિતીય સુંદર નાટક ભાષાગ્રંથ તરીકે પ્રસિદ્ધ થયું ત્યારથી (રચ્યા સંવત્ ૧૬૯૩ આશ્વિન શુદિ ૧૩) પ્રતિષ્ઠાને પામેલ છે. આનું જીવન ચરિત્ર તેમણે પોતે રચેલ અપૂર્ણ પદ્યબદ્ધ આત્મજીવન (Autobiography) કે જે અર્ધકથાનક તરીકે ઓળખાય છે તે પરથી અને બીજી વિગતો પરથી વિસ્તાર પૂર્વક વર્તમાન અચ્છા લેખક દિગંબરીય ગૃહસ્થ શ્રી નથુરામ પ્રેમીએ બનારસી વિલાસ નામનો ગ્રંથ (મૂલ્ય દોઢ રૂપિયો) સંપાદિત કરી બહાર પાડેલ છે તેમાં તેણે આપેલું છે તે જોઇ જવા ખાસ વિનતિ છે.

અત્ર તે મહાન્ કવિને શ્વેતાંબર સંપ્રદાયના શ્રી ભાનુચંદ્ર સૂરિ સાથે શું સંબંધ હતો તે જણાવવા પુરતો ઉલ્લેખ કરવામાં આવે છેઃ—

તેનો જન્મ જોનપુરમાં સં. ૧૬૪૩ ના માઘ શુદિ એકાદશીને રવિવારને દિને થયો હતો. તેના પિતા ખરગ સેનને બનારસમાના પાર્શ્વનાથ પર બહુજ પ્રીતિ હતી અને તે બનારસ જતાં ત્યાંના પૂજારીએ બનારસીદાસ નામ આપ્યુ (જ્યારે મૂલ નામ વિક્રમાજીત હતું). સં. ૧૬૫૪ માં વિવાહ થયો. વધુ બે માસ રહી પિયર ગઇ. ૧૪ વર્ષમાં યૌવન કાલ પ્રાપ્ત થતાં કવિ ઇસ્કબાજીમાં ભરચક પડયા. આ વખતનું વર્ણન પોતાના અર્ધ કથાનકમાં આબેહુબ કંઇપણ છૂપાવ્યા વગર કવિ આપે છે તે ખાસ કવિને માટે માન ઉત્પન્ન કરાવે છે.

વિદ્યા પઢિ વિદ્યામેં રમે સોલહસૈ સતાવને સમ  
તજિ કુલ કાન લોકકી લાજ. ભયો બનારસિ [1]આસિખબાજ—૧૭૦  
કરે આસિખી ધરિત ન ધીર દરદ બંદ જ્યોં સેખ ફકીર,  
ઇક ટક દેખિ ધ્યાન સો ધરૈ, પિતા અપુને કૌ ધન હરૈ ૧૭૧  
ચોરૈ ચૂની માનિક મની, આનૈ પાન મિઠાઇ ઘની,  
ભેજૈ પેસકશી હિત પામ, આપ ગરીબ કહાવૈ દામ. ૧૭૨

આમ જ્યારે આ અનગ રંગમાં ભરપૂર કવિ બન્યા હતા ત્યારે જોનપુરમાં ખરતર ગચ્છીય યતિ ભાનુચંદ્રજીનું આગમન થયુ. સાધુ મહાશય સદાચારી અને વિદ્વાન્ હતા; તેમની પાસે સેંકડો શ્રાવક જતા આવતા હતા. એકદિન બનારસીદાસજી પોતાના પિતાની સાથે સાધુજીની પાસે ગયા; મુનિશ્રીએ તેમને સુબોધ પામે તેવા જોઇ સ્નેહ પ્રગટ કર્યો. બન-

---

૧ ઇસ્કબાજ શુદ્ધ શબ્દ છે.

રસીદાસ પ્રતિદિન આવવા જવા લાગ્યા. પછી સ્નેહ એટલો બધો વધી ગયો કે આખો દિવસ મુનિની પાસેજ પાઠશાલા (ઉપાશ્રયમાં) રહેવા લાગ્યા. કેવલ રાત્રિએ ઘેર આવતા. સાધુશ્રીની પાસે પંચસંધિની રચના, અષ્ટૌન, સામાયિક પ્રતિક્રમણ, છંદ શાસ્ત્ર, શ્રુતબોધ, કોષ અને અનેક સ્ફુટ શ્લોક આદિ વિષય કંઠસ્થ કર્યા.

ઇસિ અંતર ચૌમાસ વિતીત, આઇ હિમ રિતુ વ્યાપી શીત,
ખરતર અભૈ ધરમ ઉવઝાય, દોય શિષ્ય જુત પ્રગટે આય. ૧૭૩
ભાનચંદ મુનિ ચતુર વિશેષ, રામચંદ્ર બાલક ગૃહ ભેખ,
આએ જતી જૌનપુર માંહિ, કુલ શ્રાવક સબ આવહિ જાંહિ. ૧૭૪
લખિ કુલ ધરમ બનારસી બાલ, પિતા સાથ આયો પોસાલ,
ભાનચંદસોં ભયો સનેહ, દિન પોસાલ રહૈ નિસિ ગેહ. ૧૭૫
ભાનચંદપૈ વિદ્યા શિખૈ, પંચ સંધિકી રચના લિખૈ,
પઢૈ સનાતર વિધિ અસ્તોન, ફુટ સિલોક બહુ ચરનૈ કૌન. ૧૭૬
સામાઇક પરિકોના પંથ, છંદ કોશ શ્રુત બોધ ગરંથ,
ઇત્યાદિક વિદ્યા મુખપાઠ, પઢૈ સુનઇ સાધૈ ગુન આઠ. ૧૭૭

[ આ પરથી સમજાય છે કે ખરતર ગચ્છમાં અભયધર્મ નામના ઉપાધ્યાય હતા તેના બે શિષ્ય નામે ભાનુચંદ્ર અને રામચંદ્ર કે જેણે બાલપણે ગૃહ ત્યાગ કરી દીક્ષા લીધી હતી તે-પૈકી ભાનુચંદ્રે બનારસીદાસને શિષ્ય બનાવી સર્વ શિખવ્યું હતું તેથી બનારસી દાસપર મૂળથીજ શ્વેતાંબર સંપ્રદાયના સંસ્કાર પડયા હતા એટલુંજ નહિ પરંતુ તેઓ પોતે મૂળ જન્મથી શ્વેતાંબર હતા એ તેમના ઉપલા શબ્દોમાંના 'લખિ કુલધરમ બનારસી બાલ, પિતા સાથ આયો પોસાલ' એ શબ્દો જણાવે છે. ]

આટલા સંસ્કારો પડયા પછી પણ કવિ ઇશ્કબાજીને છોડી ન શક્યા. પ્રકૃતિ કે વ્યસન કોઇ અંતક્ષોભથીજ જાય છે. મૂળની વિષય લંપટતા ચાલુ રહી, કે જે છેવટે ઉક્ત ભાનુચંદજી સુધારી દૂર કરે છે એટલુંજ નહિ પરંતુ એક પ્રસંગે તેને એક સંન્યાસીના છલનું પ્રાકટય કરી સાચો બોધ આપે છે. આ વાત જોઇએઃ—

કબહું આઇ શબ્દ ઉર ધરૈ કબહુ જાઇ આસિખી કરૈ,
પોથી એક બનાઇ નઇ, મિત હજાર દોહા ચોપઇ ૧૭૮
તામેં નવરસ રચના લિખી, પૈ વિસેષ વરતન આસિખી,
એસે કુકવિ બનારસિ ભયે, મિથ્યા ગ્રંથ બનાયે નયે. ૧૭૯
કૈ પઢના કૈ આસિખી, મગન દહું રસમાહિં,
ખાનપાનકી સુધિ નહીં, રોજગાર કછુ નાહિં. ૧૮૦

આમાં જણાવે છે કે એક બાજુ શિખવું અને બીજી બાજુ વિષય સેવન અને શીખવાના ફલ રૂપે તે વિષય સેવાપર ગ્રંથ એટલે એક શૃંગારી ગ્રંથ એક હજાર દોહા ચોપાઇવાળો બનાવ્યો કે જેમાં નવરસ ભર્યા. આમ કવિ તરીકેનો યૌવન વયમાં માત્ર ૧૫ વર્ષની વયે સાક્ષાત્કાર પોતે કરાવે છે એટલુંજ નહિ પરંતુ તે કવિત્વનો દુરૂપયોગ પોતે કર્યો છે તે સ્પષ્ટતાથી નિઃસ્પૃહપણે જણાવે છે 'એસે કુકવિ બનારસિ ભયે!!

મોળમે વર્ષે દુષ્ટ રોગ તેના શ્વસુરને ત્યાં થયો. ત્યાં એક વૈદ્યથી, બહુ પીડા પામી કવિ સાજા થયા જ્યાં ત્યાં જરા રેવ ન ગઇ, ને ૧૬૬૦ માં અભ્યાસ છોડ્યો, ૧૬૬૧ માં

એક સંન્યાસીએ તેને ભરમાવી પૈસા કઢાવવાની યુક્તિ કરી. તેણે કવિને કહ્યું કે એક મંત્ર તેની પાસે છે, તેનું આરાધન એક વર્ષ સુધી નિયમપૂર્વક કરે અને કોઇને ન બતાવે તો એક વર્ષની મુદત વીત્યા બાદ તેને આંગણે હમેશાં એક સોના મહોર પ્રગટે- ઇસ્કબાજને દ્રવ્યની બહુ જરૂર રહે છે તેથી તે સંન્યાસીની બહુ સેવા કરવા લાગ્યો, જ્યારે સંન્યાસી તેની પાસેથી પૈસાટકી ખાવા લાગ્યો. આખરે એક વર્ષ આમ ગયું. પરંતુ સુવર્ણમુદ્રા તો પ્રાપ્ત ન થઇ!!

વહ પ્રદેશ ઉઠી ગયો સ્વતંત્ર, શઠ બનારસી સાધે મંત્ર,
વરષ એકલોં કીધો ખેદ, દીનોં નહિ ઓરકું ભેદ ૨૧૫

વરષ એક જબ પૂરા ભયા, તબ બનારસી દ્વારં ગયા,
નીચી દષ્ટિ વિલોકે ધરા, કહું દીનાર ન પાવે પરા. ૨૧૬

ફિરિ દૂજે દિન આયો દ્વાર, સુપનેં નહિ દેખે દીનાર,
વ્યાકુલ ભયો લોભકે કાજ, ચિંતા વઢી ન પાવૈ નાજ ૨૧૭

કહી ભાન સૌ મનસો દુખા, તિનિ યહવાત યહી જવ મુખા,
તવ બનારસી જાની સહી, ચિંતા ગઇ છુધા લહલહી. ૨૧૮

તેણે એક દિન આ આપવીતી ગુરુ ભાનુચંદ્રજીને કહી બતાવી, ગુરુજીએ સંન્યાસીના છલકપટને વિશેષ પ્રગટ કરી કહ્યું ત્યારે તે સચેત થયો.

આ પછી સં. ૧૬૬૪ માં પોતાની શૃંગારપોથી ગોમતી નદીમાં નાંખી દીધી.

તિસ દિનસોં બાનારસી, કરી ધર્મકી ચાહ,
તજી આસિખી ફાસિખી, પકરી કુલકી રાહ. ૨૭૧

આ રીતે પ્રકૃતિ—મૂલ વ્યસન ગયું. તેનાં કારણ બતાવે છે.

કહૈં દોષ કોઉ ન તજૈ, તજૈ અવસ્થા પાય,
જૈસેં બાલકકી દશા, તરુણ ભયે મિટ જાય. ૨૭૨

વળી (અથવા)

ઉદય હોત સુભ કર્મ કે, ભઈ અશુભકી હાનિ,
તાતેં તુરત બનારસી, ગહી ધર્મકી બાનિ. ૨૭૩

થોડા સમયમાં કેવો વિલક્ષણ ફેરફાર!

નિત ઉઠિ પ્રાત જાઇ જિન ભૌન, દરસ વિનુ ન કરે દંતોન,
ચૌદહ નિયમ વિરતિ ઉચ્ચરૈ, સામાયિ પડિકોના કરૈ. ૨૭૪

હરિ જાતિ રાખી પરવાન, જાવજીવ વેગન પચખાન,
પૂજા વિધિ સાધૈ દિન આઠ, પૂજા પાઠ પઢૈ મુખપાઠ. ૨૭૫

ઇહ વિધિ જૈન ધર્મ કથા, કહૈ સુનૈ દિનરાત.
હુનહાર કોઉ ન લખે, અલખ જીવકી જાતિ. ૨૭૬.

તવ અપજસી બનારસી, અબ જસી ભયો વિખ્યાત,
આયો સંવત ચૌસઠા, કહોં તહાકી બાત. ૨૭૬

આ પછી અનેક પ્રસંગો છે, અને તે સર્વ પોતાના 'અર્ધકથાનક'માં સં. ૧૬૯૮ સુધીના લખ્યા છે. ત્યાર પછી તેઓ ક્યાં સુધી રહ્યા? પોતે પ્રતિજ્ઞા લીધી હતી તે પ્રમાણે બીજી જીવની લખી કે નહિ એ જાણવા માટે કંઈ સાધન હાલ નથી.

['અર્ધકથાનક'ની હસ્તલિખિત પ્રત મને શ્રીયુત નથુરામ પ્રેમી પાસેથી પ્રાપ્ત થઈ તે માટે તેમનો ઉપકાર માનું છું.]

—તંત્રી.

# શ્રીમદ્ યશોવિજયજી અને કવિવર બનારસીદાસ.

શ્રીમદ્ યશોવિજયજી મહોપાધ્યાય શ્વેતાંબર સંપ્રદાયમાં એક સમર્થ સૈદ્ધાંતિક, નૈયાયિક અને મહા વિદ્વાન્ સાધુ થઇ ગયા છે. તેમનું સ્વર્ગગમન સં. ૧૭૪૫માં ડભોઇ (દર્ભાવતિ)માં થયું હતું, એ નિર્વિવાદ છે, જ્યારે તેમનો જન્મ સમય નિશ્ચિત ન હોવાથી બીજી કેટલીક હકીકતોના અનુમાનથી સ. ૧૬૮૦ માં હોવો જોઇએ એવું મેં મારા તે સંબંધેના Shrimad Yashovijayaji નામના અંગ્રેજી લેખ (કે જે પુસ્તકાદ્વારે પ્રસિદ્ધ થયેલ છે તે) માં પ્રતિપાદિત કરેલુ છે. બનારસીદાસનો જન્મ સં. ૧૬૪૩ માં થયેલો તેમજ તે સં. ૧૬૯૮ સુધી હયાત હતા તે નિર્ણીત છે. પરંતુ તેમનો પરલોકવાસ ક્યારે થયો તે નિર્ણીત નથી. આથી બંને સમકાલીન હતા, એટલુંજ નહિ પરંતુ બનારસીદાસનું સમયસાર નાટક શ્રી યશોવિજયજીના વાંચવામાં આવેલું અને તે પર તેમની પ્રીતિ પણ થયેલી એ વાત, નીચેની હકીકત પરથી જણાય છે.

બનારસીદાસના સમયસારમાંથી સુંદર અને અર્થગંભીર દુહાઓમાંના કેટલાક લઈ શ્રી યશોવિજયજીએ એકપદ રચ્યું છે (જુઓ જશ વિલાસ પદ ૬૭ મું.) કે જેનું પહેલું ચરણ નવું એ મૂક્યું છે.—

'ચેતન ! મોહકો સંગ નિવારો, જ્ઞાન સુધારસ ધારો.—ચે० ૧

હવે તેનાં દરેક ચરણ લઇ તે કયા દોહા છે અને સમયસારના જૈન પ્રકરણ રત્નાકરના પહેલા ભાગમાં પ્રસિદ્ધ થયેલા પુસ્તકના કયા પૃષ્ઠ પર તે દોહા છપાયેલા છે તે બતાવીએ —

જ્ઞાતાનું અબંધકપણું'

મોહ મહાતમ મલ દૂરેરે, ધરે સુમતિ પરકાસ  
મુક્તિ પંથ પરગટ કરેરે, દીપક જ્ઞાનવિલાસ. ચેતન ! ૨  
જ્ઞાની જ્ઞાન મગન રહેરે, રાગાદિક મલ ખોય,  
ચિત્ત ઉદાસ કરની કરેરે, કર્મબંધ નહિ હોય. ચેતન ! ૩

જુઓ સમયસાર પૃ. ૬૫૬ નં. ૨૧૪ અને ૨૧૩

મૂઢ વ્યવસ્થા

લીન ભયો વ્યવહારમેં રે, મુક્તિ ન ઉપજે કોય,  
દીન ભયો પ્રભુપદ જપેરે, મુગતિ કહાં સો હોય. ચે० ૪  
પ્રભુ સમરો પૂજો પઢો, કરો વિવિધ વ્યવહાર,  
મોક્ષ સ્વરૂપી આતમારે, જ્ઞાન ગમન નિરધાર. ચે० ૫

પૃ. ૬૫૧-૨ દોહા નં. ૧૯૯ અને ૨૦૦

[ સમયસારમાં 'જ્ઞાનગમન'ને બદલે 'જ્ઞાન ગમ્ય' છે તેજ યોગ્ય લાગે છે. લહિયાની કે પ્રેસની ભૂલને લીધે જ્ઞાન ગમન લખાયેલ છે. ]

મોક્ષની સમય પ્રાપ્તિ

જ્ઞાન કલા ઘટ ઘટ વસેરે, જોગ જુગતિકે પાર,  
નિજ નિજ કલા ઉદ્યોત કરેરે, મુગતિ હોય સંસાર. ચે०

બહુવિધ ક્રિયા કલેસસુંરે, શિવ પદ ન લહે કોય,
જ્ઞાન કલા પરગાસસો, સહજ મોક્ષ પદ હોય. ચે૦ ૭
પૃ. ૬૫૩ દોહા નં. ૨૦૪ અને ૨૦૩

અનુભવ પ્રશંસા,
અનુભવ ચિંતામણિ રતન, જાકે હૃદયે પરકાસ,
સો પુનીત શિવપદ લહેરે, દહે ચતુર્ગતિ વાસ. ચે૦ ૮
પૃ. ૬૫૩ કુંડલીઆનો દોહો નં. ૨૦૫

સમ્યકત્વનો મહિમા.
મહિમા સમ્યક જ્ઞાનકી, અરૂચિ રાગ બલ જોય,
ક્રિયા કરત ફલ ભુંજતે, કર્મ બંધ નહિ હોય. ચે૦ ૯
પૃ. ૬૪૪ દોહા નં. ૧૮૦

[ આની સાથે સમયસારનો દોહો સરખાવતાં 'અરૂચિ રાગ બલ જોય' ને બદલે 'અરૂ વિરાગ બલ જોઇ' એ પાઠ છે અને તે શુદ્ધ પાઠ છે કારણુ કે અર્થની મિલાવટ તેથીજ થઈ શકે છે. ]

સ્વરૂપ પ્રાપ્તિ પછી ભેદ જ્ઞાનનું હેયપણું.
ભેદ જ્ઞાન તબલોં ભલો, જબલોં મુક્તિ ન હોય,
પરમ જ્યોતિ પરગટ જહાં, તહાં વિકલ્પ ન કોય ચે૦ ૧૦
પૃ. ૬૪૪ દોહા નં. ૧૭૩

ભેદજ્ઞાન મુક્તિનો ઉપાય છે
ભેદ જ્ઞાન સાબૂ ભયો, સમરસ નિર્મલ નીર,
ધોબી અંતર આતમા, ધોવે નિજ ગુણ ચીર. ચે૦ ૧૧
પૃ. ૬૪૪ દોહા નં. ૧૭૫

રાગદ્વેષનું સ્વરૂપ.
રાગ વિરોધ વિમોહ મલીરે, એહી આશ્રવ મૂલ,
એહી કરમ બઢાયકેં, કરે ધર્મકી ભૂલ. ચે૦ ૧૨
પૃ. ૬૩૮ દોહા નં. ૧૫૦

જ્ઞાનનો કર્તા જીવ કયા નયથી ?
જ્ઞાન સરૂપી આતમા, કરે જ્ઞાન નહિ ઓર,
દ્રવ્ય કર્મ ચેતન કરે રે, એહ વ્યવારકી દોર. ચે૦ ૧૩
પૃ. ૬૨૧ દોહા નં. ૧૧૮

કર્તા, કર્મ અને ક્રિયા એ ત્રણનું સ્વરૂપ.
કરતા પરિણામી દ્રવ્ય રે, કર્મરૂપ પરિણામ
કિરિયા પરજૈકી ફિરનિ, વસ્તુ એક ત્રય નામ. ચે૦ ૧૪
કર્તા કર્મ ક્રિયા કરે, ક્રિયા કરમ કરતાર,
નામ ભેદ બહુ વિધ ભયેરે, વસ્તુ એક નિર્ધાર. ચે૦ ૧૫
પૃ. ૬૧૭ દોહા નં. ૧૦૭ અને ૧૦૮
એક કર્મ કર્તવ્યતા કરે ન કર્તા દોય,
તેસેં જસ સત્તા સધિ, એક ભાવકો હોય. ચે૦ ૧૬

આમાં 'જસ' પરથી 'જશ વિજયજી' સમજાય છે આની સાથે મૂલ સમયસારનો દોહો સરખાવો.

એક કર્મ કર્તવ્યતા, કરે ન કર્તા હોય,
દુધાં દરબ સત્તા સુતો, એક ભાવ કયોં હોય.

પૃ. ૬૧૮ દોહા નં. ૧૦૯

અર્થાત્-એ વાતતો સ્પષ્ટ છે કે એક કર્મની કર્તવ્યતા એટલે ક્રિયા તે એકજ હોય છે અને તેનો કર્તા પણ એકજ હોય છે, પણ એ કર્તા એકજ ક્રિયાના કરનાર ન હોય. અહીં ચેતન દ્રવ્યસત્તા અને પુદ્ગલ દ્રવ્યસત્તા તે તો દુધા એટલે બે પ્રકારે જુદી જુદી છે, તે માટે એક ભાવ એક કર્મ કેમ બને?

આમાં દોહા પર મથાળાં મૂક્યાં છે તે સમયસારમાંથી લઇ મૂક્યા છે આવી રીતે લીધેલા દોહા પરથી એક પદ રચવામાં શ્રીમદ્ યશોવિજયજી મહારાજ પર ચોરીનો આરોપ મૂકવો એ ધૃષ્ટતા અને બુદ્ધિશૂન્યતા છે. આ પદ રચવાનો શુદ્ધ આશય જૂદા જૂદા દોહાને એક શૃંખલાબદ્ધશ્રેણીમાં મૂકી તેની સમગ્રતા પરથી જે બોધ લેવાનો છે તે સ્પષ્ટ દર્શાવવો એજ હોઇ શકે. તે બોધ એ છે કે

'ચેતન ! મોહકો સંગ નિવારો,
ગ્યાન સુધારસ ધારો-ચેતન !'

મોહને છોડી જ્ઞાનનો અમૃત રસ ચાખવા માટે આત્મને બોધે છે, કારણકે જ્ઞાન વગર ગમે તેટલી ક્રિયા હોય તો તેમાં મોહ-અવિદ્યા છે-અજ્ઞાન છે અને તેથી ખરા સાધ્યની પ્રાપ્તિ થતી નથી.

—તંત્રી.

## વિનયવિજય ઉપાધ્યાય.

આમનુ સવિસ્તર જીવનચરિત્ર મેં 'નયકર્ણિકા' નામની પુસ્તિકામાં આપેલ છે; પરંતુ તેમા તેઓશ્રી યશોવિજયજી મહારાજના કાકા ગુરૂ થતા હતા તે સંબંધી શ્રી યશોવિજય મહારાજની ગુરૂ પરંપરા જોતાં શક રહેતો હતો. તે સબંધી નીચેની હકીકત મળે છે તે અત્ર જણાવીએ છીએ.

યશોવિજય મહારાજના ગુરૂના ગુરૂ અને તેના ગુરૂ વિજયપ્રભસૂરિના શિષ્ય નયકર્ણિકામાંના ચરિત્રમાં બતાવ્યા છે તેને બદલે આ પ્રમાણે જોઇએ.

હીરવિજયસૂરિ
- કલ્યાણવિજય ઉપાધ્યાય
  - લાભવિજય
    - જિતવિજય
    - નયવિજય
      - યશોવિજય
- કીર્તિવિજય ઉપાધ્યાય
  - વિનયવિજય ઉપાધ્યાય

આ પરથી જણાશે કે યશોવિજયના ગુરૂના ગુરૂ અને તેના ગુરૂ, અને વિનયવિજયના ગુરૂ બને હીરવિજયસૂરિના શિષ્ય જણાય છે. યશોવિજયજી તથા વિનયવિજયજી પોતાના ગ્રંથોમાં વિજયદેવસૂરિ, વિજયસિંહસૂરિ, તથા વિજયપ્રભસૂરિનાં નામો દાખલ કરેલાં છે તો તેથી એમ સમજવાનું છે કે તે ગ્રંથ તે આચાર્યના ધર્મરાજ્યમાં યા યૌવરાજ્યમાં રચેલ છે, પણ તેમની પરંપરામાં પોતે થયા છે એમ માનવાનુ નથી. વિનયવિજયજી યશોવિજયના કાકા ગુરૂ થતા એવી દંતકથામા જો કે કોઇ પ્રમાણ દૃષ્ટિગોચર થયુ નથીજ, છતાં કીર્તિવિજયજી હીરવિજયસૂરિના પોતાના શિષ્ય ન હોઇ શિષ્યના શિષ્ય હોય અને પોતાના મરજીદાન હોવાથી પ્રસિદ્ધયા હીરવિજયના શિષ્ય કહેવાણા હોય તો તે બનવા જોગ છે અને તેજ પ્રસિદ્ધિ પરંપરાથી ચાલી આવી હોય તો તે અસત્ય કહેવાય નહિ.

**તેમની કૃતિઓ.**

આની ટીપ ઉપરોક્ત ચરિત્રમાં આપી છે, છતાં જણાવવાનુ કે તે સિવાયની બીજી ઘણી કૃતિઓ હશે પણ હજુ પ્રકાશમા આવતી નથી હમણાં જૈનધર્મપ્રસારક સભા તરફથી પ્રસિદ્ધ થયેલ ' ઉપધાન વિધિ 'માં ઉપધાન સ્તવન પ્રકટ થયુ છે. નીચે લખેલ લઘુકૃતિ નામે 'ઋષભ સ્તવન' મુનિમહારાજશ્રી કલ્યાણવિજયજીએ માના પર મોકલાવી આપી છે તેમાં ૭ કડીઓ સસ્કૃતમાં રાગબદ્ધ છે અને તે સુંદર હોવાથી અત્ર આપવા રજા લઇએ છીએ.

श्रीमरुदेवा तनु जन्मानं, मानवरत्नमुदारं, रे ।
दारैः सह हरिभिः कृत सेवं, सेवकजनसुख कारं रे ॥ श्रीमरु० ॥१॥
कारणगन्धमृतेऽपि जनानां, नानासुखदातारं रे ।
तारस्वररस जितपर पुष्टं, पुष्ट शमाऽकूपारं रे ॥ श्री० ॥ २ ॥
पारं गतमिह जन्मपयोधे, र्योधिहितगुणधीरं रे ।
धीरसमूहैः संस्तुतचरणं, चरणमहीरुहकीरं रे ॥ श्री० ॥ ३ ॥
कीरनसं यशसा जितचन्द्रं, चन्द्राऽमलगुणवासं रे ।
वासवहृदयकजाऽहिमपादं, पादपमिव सच्छायं रे ॥ श्री० ॥ ४ ॥
सच्छायाकच्चरपुरधरणी (?) धरणीधवमिवकामं रे ।
कामं नमत सुलक्षण नाभिं नाभितनुजमुद्दामं रे ॥ श्री० ॥ ५ ॥
इत्थं तीर्थपतिः स्तुतः शतमखश्रेणीश्रितः श्रीनदी,-
जीमूतोद्भुत भाग्यसेवधिरधिक्षिप्तः समग्रैर्गुणैः ।
श्रीमन्नाभिनरेंद्र वंश कमला केतु र्भवाम्भोनिधौ,
सेतुः श्री वृषभो ददातु विनयं स्वीयं सदा वांछितम् ॥ ६ ॥
इति श्रीविनयविजयोपाध्याय विरचितं वृषभजिनस्तवनम् ।

—સંશ્રી

## વૃદ્ધિસાગરસૂરિ.

આમના સંબંધમાં 'વૃદ્ધિસાગરસૂરિરાસ' એ નામની હસ્તલિખિત પ્રતમાંથી જે કંઈ હકીકત પ્રાપ્ત થઇ છે તે જણાવીએ છીએઃ—

ગુર્જર દેશમાં 'ચાંણસ્મા' નગર છે ત્યાં સં. ૧૬૮૦ ના ચૈત્ર શુદિ ૧૧ ને વાર રવિવારે શ્રીમાલી જ્ઞાતિના શાહ ભીમજીને ત્યાં માતા ગમતાદેની કુખે આમનો જન્મ થયો હતો અને નામ 'હરજી' પાડયું હતું.

સંવત સોલસીઆ વરસે ચૈત્ર માસ પખિ શુદ્ધ રે.
વાર રવિ યોગ નક્ષત્ર શુભ દિન અગ્યારસિ અવિરૂદ્ધ રે.

સં. ૧૬૮૯ માં ખંભાયત બંદરે પાટણપુરનિવાસી દોસી રૂપજીએ તેમણે રાજસાગર સૂરિ પાસે દીક્ષા લીધી તેનો દીક્ષા મહોત્સવ કર્યો. ગુરૂએ નામ હર્ષસાગર રાખ્યું. સં. ૧૬૯૮ માં અમદાવાદમાં પોષ સુદી પુર્ણિમા ગુરૂવારને દિને હર્ષસાગરને યોગ્ય જાણી રાજસાગરસૂરિએ આચાર્યપદ આપ્યું. શાહ શ્રીપાલસુત શાહશ્રી નાથજીએ આચાર્યપદ મહોત્સવ ર્યો અને ગુરૂજીએ તેમનું નામ વૃદ્ધિસાગરસૂરિ આપ્યું. આ વખતે શાંતિદાસ નગરશેઠ હતા. તેમજ શાહ મનજી પણ શ્રીમંત શેઠ હતા. શેઠની પત્ની દેવકીએ વંદણા મહોત્સવ સંવત ૧૭૦૭ વૈશાખ સુદ ૭ ને દિને કર્યો.

સાહ સાંતિદાસ સુકુલ મુકુટમણિ, સાહ પનજી પુણ્ય પવિત્ર
ધરમકાજ કીધાં ભલા, જેહનાં અતુલ ચરિત્ર—
દેવકી નામિ નારિ તસ, નિપુણ સુગુણ આવાસ,
બહુ ધન ખરચી તેણે કીઓ, વાંદણા મહોત્સવ જામ—
સંતર સતર સાતે સહી, એ શુભકારજ કીધ
વૈશાખ સુદિ સાતમ દિનિં, માંનવભવ ફલ લિધ.

પછી ઘણી યાત્રાઓ કીધી.

શેત્રુજ ને ગીરનાર રે =અર્બુદગિરિ ગોડિ, રાણકપુર તારિંગ તણીએ
સંખેશ્વર પ્રભુ પાસ ઇમ અનેક ઘણી યાત્રા કરિ સોહામણીએ.

સં-૧૭૪૫ના વૈશાખ, ... વદિ ૨ ને મંગળવારે પોતાના શિષ્ય નિધિસાગરને યોગ્ય જાણી વૃદ્ધિસાગરસૂરિએ ... આચાર્યપદ આપી લક્ષ્મીસાગરસૂરિ નામ પાડયું આનો મહોત્સવ સાંતિદાસ નગરશેઠના પુત્ર શાહ લખમીચંદે કર્યો છે.

સા... શ્રી શાંતિદાસ સુત, પ્રબલ પ્રતાપ પહુર,
વડ... વહારી જાણીઇ, વડ વખતિ વડ નુર.
રાજ...ર સિણગાર સુભ, સાહશ્રી લખમીચંદ,
બહુ ... ખરચી તિણિ કીઓ, પદ મહોત્સવ આણંદ.

સં-૧૭૪૭માં શેખપુર ... જે અમદાવાદનું એક પરું હતું (કે જેને સરસપુર-સસપર વગેરે હાલ કહેવામાં આવે છે તે) ત્યા ચાતુર્માસ આવી રહ્યા અને આ વખતે લક્ષ્મીસાગરસૂરિ, વાચક શ્રી ઇંદ્રસૌભાગ્ય તથા શિષ્ય મંડળમાં ...તિસાગર ઉપાધ્યાય, પં. ક્ષેમસાગર, નયસાગર, હિતસાગરગણિ, વીરસાગરગણિ, કીર્તિસાગર ઇત્યાદિ હતા. અત્ર આસો શુદ ૩ ને દિને ૬૭ વર્ષની ઉમરે સવા પહોર ...તે સ્વર્ગવાસ પામ્યા.

આસો સુદિની ત્રીજનેરે, વરસ સડસઠિમઈ ઉદર
પ્રહર સવા ચઢતિં થિકઈરે, પોહતા સર્ગ મઝારિરે.

ઉક્ત લક્ષ્મીસાગર સૂરિ ઓસવાલ હતા અને તેનું ચરિત્ર તેમજ ઉપરોક્ત શાંતિદાસ શેઠ, અને લખમીચંદ શેઠનાં ચરિત્રો મારા લખેલ જૈન ઐતિહાસિક રાસમાળા પુષ્પ ૧ માં છે તે જોવાથી માલમ પડશે.

ઉક્ત વૃદ્ધિસાગર સૂરિ રાસ તે સાગરગચ્છના દીપસૌભાગ્ય નામના મુનિએ રચેલ છે. કઇ સાલમાં લખ્યો છે તે જણાવેલ નથી. પ્રતની લખ્યા સંવત્ ૧૮૦૫ પોસ વદિ ૭ શનિ છે. પ્રસસ્તિ તેની આ પ્રમાણે છે—

સકલ પંડિતમાંહિ વિરાજે, ગુરૂ ગુણ રયણ સુધાંમરે,
માણિક્ય સૌભાગ્ય બુધરાજજી કહિઈં, જસ પુહવી પ્રસીધું નામરે.
તાસ સિસ મન મોહન પંડિત, ચતુર સોભાગ્ય બુધ ઈંદરે,
તાસ પદ પંકજ સેવક મધુકર, દીપ કહિં સુખકંદરે.

ઇતિ શ્રી વૃદ્ધિસાગર સુરિશ્વર નિર્વાણ રાસ સંપૂર્ણ સર્વ ગાથા ૧૭૧ શ્લોક સંખ્યા ૨૫૧ સંવત્ ૧૮૦૫ વર્ષે પોસ વદિ ૭ શનૌ લેખકપાઠકયો શુભં ભવતુ સોઝિંતરા ગ્રામે લખીતં ગણિ ધનસાગરેણ લખીતં-શુભં ભવતુ.

આની અંદર ગુજરાતનાં કેટલાક શહેરોનાં નામ આ પ્રમાણે આવે છેઃ—

બરહાનપુર સુરતિ સહિ, ખંભાયત સુખ ગેહ,
પાટણ રાધનપુર વલી, વટપદ્ર નયર વર એહ,
મોતા ને અંકલેસરિં, ભરૂઅચ પુન્ય આગાર
નડિંઆદિ નઇ દરભાવતિ, સોઝિતરા શુંભ ઠાર.

વળી અમદાવાદનાં કેટલાંક પરાંઓનાં નામ આ પ્રમાણે આપ્યાં છે.

રાજપુર વરતણા સહુ, શ્રાવક સબલ સુજાંણ,
કાલુપુર શકંદરપુર, અહ્મદપુર તે ઠાંણ.
શેખપુર મિરાંપુર વલી, અવર પુરાં મનોહારિ
એહ તણા શ્રાવક તવ, આવિ ભગતિ અપાર.

—તંત્રી.

---

# 'ચાણાકયનીતિ'ના કેટલાક શ્લોકોનું સમશ્લોકી ગુજરાતી.

नाना शास्त्रोध्धृतं वक्ष्ये राजनीतिसमुच्चयम् ।
सर्व्वबीज मिदं शास्त्रं चाणाक्यं सार संग्रहं ॥

દૈયું જે બીજ સર્વેનું, ભર્યું જે રાજનીતિથી.
કયું શાસ્ત્રો વિલોકીને, ચાણાક્યે સારસંગ્રહ.

मूलसूत्रं प्रवक्ष्यामि चाणाक्येन यथोदितं ।
यस्य विज्ञानमात्रेण मूर्खो भवति पंडितः ॥
મૂલ સૂત્ર કહું તે હું, ચાણાક્યે વિસ્તર્યું યથા,
મૂર્ખ ભણે કદી તે તો, બને પંડિત મંડિત.

विद्वत्त्वं च नृपत्वं च नैव तुल्यं कदाचन ।
स्वदेशे पूज्यते राजा विद्वान् सर्वत्र पूज्यते ॥
કદી તુલ્ય નહિ હોયે, પંડિતતા નૃપાલતા,
ભૂપપૂજા સ્વદેશોમાં, પંડિત દેશ વિદેશમાં.

અથવા (ગીતિ) વિદ્વત્તાની સાથે, કદી ન થાશે સમાનઠકુરાઇ,
કાં કે પંડિત સઘળે, મનાય ને નૃપ નિજસ્થાન માંહિ.

पंडिते च गुणाः सर्वे मूर्खे दोषा हि केवलम् ।
तस्मा न्मूर्खसहस्त्रेषु प्राज्ञ एको विशिष्यते ॥
સુગુણોથી ભર્યો વિદ્વાન, મૂર્ખ કેવલ દોષથી,
માટે મૂર્ખ હજારોથી, એક વિદ્વાન ઉત્તમ.

मातृवत् परदारेषु परद्रव्येषु लोष्ठवत् ।
आत्मवत् सर्वभूतेषु यः पश्यति स पंडितः ॥
પરસ્ત્રીને ગણે માતા, પરાયું ધન ધુળવત,
પોતા સમા બધાં પ્રાણી, માને તે નર પંડિત.

किं कुलेन विशालेन गुणहीनस्तु यो नरः ।
अकुलीनोपि शास्त्रज्ञो दैवतै रपि पूज्यते ॥
ગુણ છે નહિ એકે તો, નકામી છે કુલીનતા,
કુલહીણા વિદ્વાનોને, પૂજે છે પણ દેવતા.

रूपयौवनसंपन्ना विशालकुलसंभवाः ।
विद्याहीना न शोभन्ते निर्गन्धाः इव किंशुकाः ॥
ભર્યો રૂપે જુવાનીએ, ધર્યો જન્મ કુલીનમાં,
પણ ના જો કદી વિદ્યા, ન શોભે કેશુડાં પડે.

नक्षत्रभूषणं चंद्रो नारीणां भूषणं पतिः ।
पृथिवीभूषणं राजा विद्या सर्वत्र भूषणं ॥
ચંદ્ર શોભા અંબો કેરી, પતિ શોભા સતી તણી,
રાજા શોભા સ્વભૂમિની, વિદ્યા શોભા બધાતણી.
અથવા. તારાની ચંદ્ર શોભા છે, સ્વામા શોભે સ્વામથી.
ભૂમિની ભૂપ શોભા છે, વિદ્યા શોભા સહુ તણી.

माता शत्रु पिता वैरी, येन बालो न पाठितः ।
सभा मध्ये न शोभन्ते, हंसमध्ये बको यथा ।
જેણે પુત્ર ભણાવ્યો ના, તે છે માત પિતા અરી,
શોભે નહિ સભા મધ્યે, હંસમાં બગલા પડે.

वरमेको गुणी पुत्रो न च मूर्खशतैरपि ।
एकश्चंद्रो तमो हन्ति न च तारा गणै रपि ॥
મૂર્ખ પુત્રો નકામા સો, સારો એક સુલક્ષણો,
તારા ગણુ કરે ક્યાંથી ચંદ્ર સાથ બરોબરી?

लालयेत् पंच वर्षाणि दश वर्षाणि तु ताडयेत् ।
प्राप्ते तु षोडशे वर्षे पुत्रं मित्रवदाचरेत् ॥
પાંચ વર્ષ લગી લાડે, પ્યારે મારે બીજાં દશ,
સોળમા વર્ષથી પુત્ર, ઉછેરો મિત્ર ભાવથી.

लालने बहवो दोषा ताडने बहवो गुणाः ।
तस्मात् पुत्रं च शिष्यं च, ताडयेन्न तु लालयेत् ॥
લાડમાં બહુ હાનિ છે, મારમાં બહુ લાભ છે,
એ જાણી પુત્ર શિષ્યોને, મારવા લાડવા નહિ.

एकेनापि सुवृक्षेण पुष्पिते न सुगंधिना ।
वासितं तद्वनं सर्वं सुपुत्रेण कुलं यथा ॥
ફૂલવાળા સુગંધાળા, ઉત્તમ વૃક્ષ એકથી,
આખું વન બહેકે છે, જેમ વંશ સુપુત્રથી.

एकेनापि कुवृक्षेण कोटरस्थेन वन्हिना ।
दहते तद्वनं सर्वं कुपुत्रेण कुलं यथा ॥
બધું વન બળી જાયે, અંતરગ્નિ કુવૃક્ષથી.
કુપુત્ર કુલાંગારે, હણાય કુલ સત્વર.

दूरतः शोभते मूर्खो लंबसार पटोवृतः ।
तावच्च शोभते मूर्खो यावत् किंचिन्न भाषते ॥
વસ્ત્રાભૂષણ પહેરેલો શોભે છે મૂર્ખ દૂરથી,
પણ ત્યાં લેર શોભે છે, બોલ્યો શબ્દ ન જ્યાં લગી.

विषादप्यमृतं ग्राह्यं अमेध्यादपि कांचनम् ।
नीचा दप्युत्तमं विद्या, स्त्रीरत्नं दुष्कलादपि ॥

માલિની. અમૃત વિષમહીંથી, હેમ કુસ્થાનમાંથી
દુકુલ થકી રમાને, લેઇએ તો ન લજ્જા,

અધમનર કદી જો, જાણતો ઉચ્ચ વિદ્યા
ખસુસ સમજવાનો, એજ કર્તવ્ય ધર્મ.

અથવા. વિષમાંથી અમી લેવું, કુસ્થાનેથી હેમને,
નારી રત્ન કુવંશેથી, જાણવું નીચથી રૂડું.

उत्सवे व्यसने चैव दुर्भिक्षे शत्रुविग्रहे ।
राजद्वारे स्मशाने च यस्तिष्ठति स बांधवः ॥

રણે રાજ્યે મસાણે ને, દુઃખ વૈભવ કાળમાં.
અખંડ એક રંગી જે, ખડો રે' તેજ બાંધવ,

परोक्षे कार्यहन्तारं प्रत्यक्षे प्रियवादिनं ।
वर्जयेत् ताद्दशं मित्रं विषकुम्भं पयोमुखं ॥

અમી જેવું વદે મોઢે, ઝેરથી ચિત્ત છે ભર્યું,
કાંઠે દૂધ ઘડો ઝેરી, તજો એ મિત્ર ઘાતક.

सकृद् दुष्टं च मित्रं यः पुनः संधातु मिच्छति ।
स मृत्य मुपगृह्णाति गर्भमश्वतरी यथा ॥

એકવારે બન્યો ઘાતી, તેને જે ચાહવા મથે,
મેળે મૃત્યુ મુખમાં તે જાયે ખચ્ચર ગર્ભવત્.

न कश्चित् कस्यचिन्मित्रं न कश्चित् कस्यचिद् रिपुः ।
कारणेन हि जानाति मित्राणि च रिपूंस्तथा ॥

કદી કોઇ નથી કેનું હાનિકર હિતેચ્છક,
પ્રસંગો પીછ પાડે છે મિત્રની અરિની તથા.

—પ્રાણજીવન મોરારજી શાહ.

---

અસ્તોદયમાંના બે શ્લોક

पातितोऽपि कराघाते रुत्पतत्येव कंदुकः
प्रायेण साधु वृत्तामा मस्थायिन्यो विपत्तयः

હાથે દડો અફાળેલો ચડે ઉંચો પડે નકી
સંકટો તેમ સંતોનાં, જનારાં છે ઘણું કરી.

छिन्नोऽपि रोहति तरुश्चंद्रः क्षीणोपि वर्धते लोके ॥
इति विमृशन्तः संतः संतप्यन्ते न लोकेऽस्मिन् ॥

છોડ વધે છેદાયો, ઘટ્યો ચંદ્ર પણ વધતો દુનિયામાં,
એ સંભારી સંતો, સંતાપે રહેતા નિશ્ચળ ચિત્તમાં.

—પ્રા. મો. શાહ.

# પાનાંની ગમત.

૧

ગંજીપાના પાનામાં ચાર ચારના તેર ઢગલા કરી નીચેની કવિતાના મળતા ચાર ચાર અક્ષર પ્રમાણે ગોઠવવા પછી ત્યાં ત્યાં અક્ષર મળતા આવ્યા હોય ત્યાં ત્યાં તે પાનાં પડી રહેશે. પછી ધારનારે જે ચોકડો ધાર્યો હોય તેનાં ચાર પાનાં કઇ કઇ હારમાં છે તે તેને પૂછવું. તે કહે તે પર અક્ષરોનો મેળ મેળવી પાનાં તેને તેનાં ચાર કાઢી દેવાં એટલે ખરૂં પડશે.

મારો નરમ નાનેરો નાથ.
આબા ખોલી રમે મેલી બાથ,
દેખી ખેદ ખાખ
દાઝું ઝાઝી દાઝ
સોહે પેલો સહુ મહી સાથ,
પ્રીને લેતી પોતે પતિ હાથ.

૨

ગંજીપાના પાનામાંથી ૨૪ ચોવીસ લઇ તેના ત્રણ ત્રણના આઠ ચોકડા જૂદા જૂદા કરવા, પછી નીચેની કવિતામાં મળતા અક્ષર પ્રમાણે ગોઠવવા તે ધારનારે જે ત્રણ પાનાંનો જથ્થો ધાર્યો હોય તે કઇ કઇ હાર આવ્યાં છે તે હાર માત્ર પૂછી મળતા અક્ષરો વરતી જઇ તેનાં ત્રણ પાનાં તેના હાથમાં દેવાં.

હા હું રહું ચીન,
ચા મારી તો મામી,
સોનું સરસ તે,
તેને ચૂકે કોક.

આવીજ કવિતા,
હરિ હેતુ છે
ભજ પછી જે
શુભ રસ લે
દલપત દે.

—પ્રાણજીવન મોરારજી શાહ.

# મહોપાધ્યાય શ્રી મેઘવિજય.

શ્રી ન્યાયવિશારદ મહામહોપાધ્યાય યશોવિજયજીના સમકાલીન આ મહાપુરૂષ વિક્રમની ૧૮ મી સદીમાં થઇ ગયા છે. તેમણે જૈનદર્શનની અપૂર્વસેવા બજાવી છે. વ્યાકરણ, ન્યાય, સાહિત્ય વિષય ઉપરાંત આધ્યાત્મિક અને જ્યોતિવિદ્યામાં પણ પ્રવીણ હતા. તેઓનાં જન્માદિ સંબંધે જીવનની હકીકતો મળી નથી. તેઓ શ્રી હીરવિજય સૂરિના વંશમાં થયા છે, અને તે ગુરૂ પરંપરા નીચે પ્રમાણે છેઃ—




તેઓની લેખશૈલી તપાસતાં પોતાના હાથના લખેલા દરેક ગ્રંથની શરૂઆતમ ॐ ह्रीं श्रीं क्लीं अर्हं ऐं नमः આ પ્રમાણે દિવ્ય મંત્રનો ઉલ્લેખ કરેલ છે, આ સ્વહસ્ત લિખિત ગ્રંથો મળી આવે છે તે પરથી એ ધડો લેવો જોઇએ કે આવા મહાન ધુરંધર વિદ્વાનોએ પણ લેખકો (લહીઆઓ)ને ઉપેક્ષીને માત્ર ગ્રંથની શુદ્ધતા ખાતરજ પોતાને હાથે લખી શ્રમ લીધો છે.

**સમયનિર્ણય**—એમનો સૌથી આગળનો ગ્રંથ મારવાડના સાદડી નગરમાં ૧૭૨૭ની વિજયદશમીએ પૂરો કરેલ દેવાનંદાભ્યુદય મહાકાવ્ય મળી આવેલ છે, અને છેલ્લા વખતનો સં. ૧૭૬૦ માં સપ્તસંધાન મહાકાવ્ય—એ નામનો ગ્રંથ મળી આવે છે તે પરથી એ નિશ્ચિત થાય છે કે સં. ૧૭૨૭ થી ૧૭૬૦ માં અવશ્ય વિદ્યમાન હતા. હવે ૧૭૨૭ માં રચેલ ઉક્ત દેવાનંદાભ્યુદય મહાકાવ્યમાં વિજયસેન સૂરિના પટ્ટધર શ્રી વિજયદેવસૂરિનું ભિન્ન ભિન્ન સમયનું ઐતિવૃત્ત ઇતિહાસરૂપે કવિતા રૂપમાં પરિણમાવ્યું છે તો તે પરથી આપણે એમ વિચારી શકીએ કે શ્રી વિજયદેવનો જન્મ ૧૬૪૩ અને સ્વર્ગવાસ સં. ૧૭૧૩ ના અસાડ શુદી ૧૧ છે, તો તે સ્વર્ગવાસ સમય ૧૭૧૩ પહેલાં પણ મેઘવિજય વાચક હયાત હતા એ ચોક્કસ સિદ્ધ થાય છે તો આપણે ૧૭૦૦ માં અગર તે પહેલાં તેમનો જન્મ મૂકી શકીએ.

**તેમના ગ્રંથો. સંસ્કૃતકૃતિઓ. મહાકાવ્યો. ૧-૪**

૧. દેવાનંદાભ્યુદય મહાકાવ્ય-પ્રતિશ્લોક મહા કવિ માઘરચિત માઘકાવ્યનું પ્રતિશ્લોકનું છેલ્લુ પાદ લઇ પોતે ઉપજાવેલ બીજા ત્રણ પાદો પૂરી કર્યાં છે. તેમાં સાત સર્ગ છે. દરેકમાં વિજયદેવ સૂરિનો ભિન્ન ભિન્ન સમયનો ઇતિહાસ છે. રચ્યા સં. ૧૭૨૭.

૨. શાંતિનાથ ચરિત્ર— પૂર્વ કાવ્યથી ચડતું. આમાં મહાકવિ શ્રી હર્ષવિરચિત નૈષધીય મહા કાવ્યના પ્રતિશ્લોકનું પ્રતિ પાદ લઇને પોતાનાં ત્રણ પાદો નવાં ઉમેરી દરેક શ્લોક કર્યો છે. ૭ સર્ગ છે. તેમાં શાંતિ જિનનું ચરિત્ર છે. રચ્યા સંવત્ જણાતો નથી.

૩. દિગ્વિજયમહાકાવ્ય. આમાં ૧૩ સર્ગ છે. દરેકમાં વિજયપ્રભ સૂરિ (વિજયદેવ સૂરિના પટ્ટધર)નું જીવન પૂર્વ પરંપરાના આચાર્યોના ઇતિહાસ સાથે વિહાર ચોમાસાં આદિ વિગતથી પૂરી રીતે આપ્યું છે. આ પર સર્વોપરી ટિપ્પણ છે. વિજયપ્રભ સૂરિના સમયમાં પોતે વિદ્યમાન હતા. રચના સમય આપ્યો નથી.

૪. સપ્તસંધાન મહાકાવ્ય. અત્યાર સુધી ધનંજયનું દ્વિસંધાનકાવ્ય વિદ્વાનોને નવાઇ ઉપજાવતું હતું, પરંતુ આ કાવ્ય વિદ્વાનો જોશે ત્યારે તો ખરી અદ્ભુતતા સમજાશે. આમાં ૯ સર્ગ છે. તેમાંના પ્રતિશ્લોકે ઋષભનાથ, શાંતિનાથ, નેમનાથ, પાર્શ્વનાથ, વીરપ્રભુ, રામચંદ્ર, તથા કૃષ્ણ વાસુદેવનાં જીવન આપેલ છે. આ કાવ્યની ટીકા સર્વોપરી છે. આમાં દરેક શ્લોક સાત સાત અર્થથી સાતનાં જીવન પૂરાં પાડે એ ખરેખર અદ્ભુત છે રચ્યા સં. ૧૭૬૦. કર્તા છેવટે જણાવે છે કે સપ્ત સંધાન કાવ્ય શ્રી હેમચંદ્ર સૂરિએ કરેલ છે પરંતુ અલભ્ય છે, તો આ મારું કાવ્ય સત્પુરૂષોને પ્રમોદ જનક થાઓ.

૫. વર્ષ મહોદય (જ્યોતિષ) ૬ ઉદય દીપિકા. ૭ લઘુત્રિષષ્ઠી શલાકા પુરૂષ ચરિત્ર. (ડેક્કન કોલેજમાં છે. શ્લો. ૫૦૦૦). આ ૫-૭ ગ્રંથો રચેલા સાંભળવામાં છે.

૮. ચંદ્રપ્રભા (હૈમી કૌમુદી). આમાં કૌમુદી માફક ક્રમ રાખી સિદ્ધ હેમાનુસાર રચના કરી છે. આપરથી જણાય છે કે ઉપાધ્યાય શ્રી વ્યાકરણકાર હતા. રચ્યા સં. ૧૭૫૭ આગરામાં

૯. વિજયદેવ માહાત્મ્ય-(પં. વલ્લભવિજય ગણિકૃત)—આ કાવ્યમાંના કેટલા એક પ્રયોગોનું પરિસ્ફોટન આ લેખનાયકે કર્યું છે.

૧૦ માતૃકાપ્રસાદ. આધ્યાત્મિક ગ્રંથ. તેમાં મુખ્યતાએ ૐ नमः सिद्धम् તે વર્ણામ્નાયની વિસ્તીર્ણ વ્યાખ્યા આપી ૐ શબ્દમાંથી જે જે રહસ્યો નિકળે છે તે સ્ફુટ બતાવ્યા છે. રચ્યા સં. ૧૭૪૭ પોષ. ધર્મનગરમાં.

૧૧ તત્ત્વગીતા. આ ગ્રંથ તેમણે લખ્યો છે એવું માતૃકાપ્રસાદમાંથી ફલિત થાય છે, પરંતુ તે જોવામાં આવ્યો નથી.

૧૨. યુક્તિપ્રબોધ નાટક—આમાં બનારસીદાસના અધ્યાત્મ વિચાર સંબંધે ખંડનાત્મક લખાણ છે.

ગુજરાતી કૃતિઓ.

૧૩. વિજયદેવ નિર્વાણ સ્વાધ્યાય—આ સઝાય આ પત્રના તંત્રી કૃત જૈન ઐતિહાસિક રાસમાળા ( પ્રકાશક અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ )માં છપાએલ છે.

૧૪. જૈન શાસન દીપકસ્વાધ્યાય.

૧૫. જૈન ધર્મ દીપક "

૧૬. આહાર ગવેષણા. "

આ સિવાય તેમનો પત્રવ્યવહાર મળ્યો છે. તેમાં એક પત્ર ખામણા સંબંધી સં. ૧૭૪૯ માં પોતે લખેલ છે તેમાં જ્યાં પોતે ચોમાસું રહ્યા હતા અને જ્યાંથી તે પત્ર લખ્યો હતો તે આગ્રા શહેરનું સાલંકાર વિસ્તીર્ણ વર્ણન પણ આપ્યું છે. બીજો પત્ર જયતારણ ગામથી પં. યશસ્વતસાગર પર લખ્યો છે જેમાં સુખ શાતાનીજ બીના છે.

આમાંના ઘણા ગ્રંથો, પત્રો કીસનગઢ ( કૃષ્ણદુર્ગ ) ના શ્રેષ્ઠી રણછતમલ્લ નાહટાના પુસ્તક ભંડારમાંથી મળેલા છે કે જે દશલાખ શ્લોક પ્રમાણ છે. આ સર્વ ભંડાર શ્રી વિજયધર્મ સૂરિને ભેટ આપવામાં આવ્યો છે જાણી આનંદ થાય છે. અમે નમ્ર પણે સૂચવીએ છીએ કે તે સૂરિ શ્રી આ ભંડાર તેમજ પોતા પાસે જે પુસ્તકો હોય તે સર્વ જાહેરમાં મુકી ડેક્કન કોલેજ લાયબ્રેરી જેવી સંસ્થા કરશે—કરાવશે તો મહાન્ ઉપકાર અને પુણ્ય કરી શકશે.

આ લેખ ગ. બેચર જીવરાજે જૈનશાસન ( આ ચૈત્ર વદિ અમાસ )ના અંકમાં જે લેખ લખ્યો હતો તેપરથી ટુંકમાં લીધો છે.

—તંત્રી.

## કુશલચંદ્રગણિ.

આ ખરતર ગચ્છના પટ્ટધર શ્રી *જિનલાભસૂરિશ્વરના સમયમાં ઉપાધ્યાય શ્રી હીરધર્મ ગણિના શિષ્ય હતા. તેઓ કઇ જાતિના હતા, દીક્ષા ક્યારે લીધી, ક્યારે અભ્યાસ કર્યો, જન્મ અને સ્વર્ગગમન ક્યારે થયાં એ વિગેરે સાધનના અભાવે કશું મળતું નથી. પરંતુ દંતકથા, તેમના દીક્ષિત બ્રાહ્મણ પંડિતકૃત જૈનબિંદુ નામનો ગ્રંથ અને શિલાલેખો પરથી ચોક્સ સિદ્ધ થાય છે કે તેઓ વિક્રમની ઓગણુસમી સદીમાં સં. ૧૮૫૦ થી સં. ૧૯૦૦ સુધી વિદ્યમાન હતા.

* જિનલાભ સૂરિ—ખરતર ગચ્છની ૬૮ મી પાટે. પિતા શાહ પંચાયણદાસ, માતા પદ્માદેવી, ગોત્ર બોહિત્થરા, ગામ બિકાનેર, જન્મ વાપેઉ ગામે સં. ૧૭૮૪ શ્રાવણ શુદ ૫, મૂલનામ લાલચંદ, દીક્ષા જેસલમીર સં. ૧૭૯૬ જેઠ શુદ ૬, દીક્ષાનામ લક્ષ્મીલાભ, પદસ્થાપના માંડવી સ. ૧૮૦૪ જેઠ શુદ ૫. તેમણે ઘણી યાત્રાઓ અને પ્રતિષ્ઠાઓ કરી. સ્વર્ગગમન સં. ૧૮૩૪ આશો વદ ૧૦. તેમણે આત્મપ્રબોધ ગ્રંથ સં. ૧૮૩૩ના કારતક શુદ ૫ ને દિને મનર બંદરે પૂર્ણ કર્યો છે.

કાશીક્ષેત્રમાં આગમન—અત્યારથી સો વર્ષ પહેલાં કાશીક્ષેત્રની શી સ્થિતિ હતી તે જોઇએ. બનારસમાં સુપાર્શ્વનાથ તથા પાર્શ્વનાથ પ્રભુનાં કલ્યાણકો છે ( કારણ કે બંનેની જન્મસ્થાન વરાણસી નગરી છે, અને બંનેની જ્ઞાન નગરી પણ તેજ છે. ) અને બનારસ પાસે આવેલ સિંહપુરી તે શ્રી શ્રેયાંસનાથનું જન્મ તથા જ્ઞાન કલ્યાણક છે, અને ચંદ્રપુરી તે શ્રી ચંદ્રપ્રભ પ્રભુનું જન્મ તથા જ્ઞાન કલ્યાણક છે. આમ છતાં અહીં રમણીય મંદિરો ન હતાં, તેમજ પૂર્વ મંદિરોનું નામ નિશાન ન હતું., કાશીમાં બ્રાહ્મણોનું જોર ઘણું હોવાથી અને જૈનો પ્રત્યે બહુ દ્વેષ અને શત્રુવટ હોવાથી જૈનોને મંદિરો કે ઉપાશ્રય બાંધવા દેવામાં નહોતો આવતો, અને શ્રાવકો પણ નામના હતા. આ વખતે જિનલાભ સૂરીશ્વર અહીં આવ્યા અને તેમણે કુશલચંદ્ર ગણિને યોગ્ય જાણી પછી કાશી મોકલ્યા. આ ગણિ મહાશયે જૈન ધર્મની પ્રભાવના બહુ દુષ્કર જાણી તે માટે પ્રબલ પરિશ્રમ સેવ્યો. ઉતરવાનુ ધર્મ સ્થાન ન મળે, તેમજ કોઈ ગુણ શોધક ગૃહસ્થ નહિ કે ઉતારો આપે એટલે તેમણે ગમે તેવો વેશ પહેરી ગમે ત્યાં ગોચરી લઇ દાળ નિર્વાહ કર્યો. સાંભળવા પ્રમાણે અન્યદર્શની સમાગમમાં આવે એ આશયથી કમંડળુ, લંગોટી આદિ સંન્યાસીનો વેશ ધારણ કરી અન્યદર્શનીના મહાત્મા તરીકે તેમના સમાગમમાં આવ્યા.

એક વખત વિદ્વાનોની સભા થઇ તેમા પાંડિત્ય વિનોદ ચાલ્યો. આ વખતે આ ગણિશ્રીએ કાવ્ય વિનોદ કરવા સૂચવ્યું અને તે એવી રીતે કાવ્ય બનાવી કરવો કે તેમાં ઓષ્ઠસ્થાની ૫ વર્ગ ( પ, ફ, બ, ભ, મ ) માંનો એક અક્ષર ન આવે; આની કસોટી તરીકે કોઇ વખતે ભૂલથી બોલી જાય અને તે કદાચ ન પકડાય તો તે માટે દરેકે પોતાના ઉપરના હોઠપર સિંદુર લગાવવો કે જેથી તે અક્ષર બોલતાં નીચલા હોઠનો સ્પર્શ થતાં તેને લાગી જશે અને ખબર પડી આવશે. આમાં બધા ઉપર કુશલચંદ્રગણિ ફતેહ પામ્યા અને વિદ્વાનોને સમજાયું કે આ કોઇ સરસ્વતી કંઠાભરણ મહાન પંડિત છે; આથી તેઓ તેમને બહુ માન આપવા સાથે પૂજ્ય પુરૂષ ગણવા લાગ્યા. આ વાદનાં પાનાં હજુ અસ્તિત્વ ધરાવે છે.

એકદા નેપાળ નરેશે વાંચી ન શકાય તેવાં બે તાડપત્રો કાશીના પંડિતોની પરીક્ષા માટે કાશીના રાજાપર મોકલ્યાં. કાશીના રાજાએ પંડિતોની સભા મેળવી બધા પાસે તેમાં શું લખેલ છે તે જણાવવા કહ્યું, પણ કોઇ અક્ષર ઓળખી શકયો નહિ એટલે અર્થ તો કયાંથીજ કરી શકે ? કુશલચંદ્રગણિ ત્યાગી હતા એટલે રાજસભામાં તો જાય નહિ, પરંતુ વિદ્વાનોને તેમનો પરિચય હોવાથી તેમણે તેમને સભામાં આવી તાડ્રપટ વાંચી આપવાની કૃપા કરવા વિનવ્યું. ગણિએ આવી તે તાડ્રપત્રોને સાફ કરી ઉંધા અક્ષર જાણી તેને વાંચવા માટે સહીથી છાપી લીધાં અને પાછાં મોકલાવી આપ્યાં. પછી તેનો અર્થ પંડિતોને પૂછયો ત્યારે કોઇએ જવાબ ન આપ્યો. પોતે તેનો ભાવાર્થ કહી બતાવ્યો કે તેમાં નેપાળ નરેશના વંશનો ઇતિહાસ હતો. કાશીના રાજાએ તે હકીકત જણાવતાં નેપાળ નરેશ સંતુષ્ટ થયો. આથી કાશીનો રાજા બહુ પ્રસન્ન થયો અને બક્ષીસ માગવા કહ્યું. ગણિ નિઃસ્પૃહિ એટલે, એટલુંજ જણાવ્યું કે, 'રાજાઓની ભક્તિ સાધુઓ પર રહે એજ ઇચ્છીએ છીએ' ત્યારે રાજાનો બહુ આગ્રહ થયો એટલે જૈન તીર્થ માટે જગ્યા લેવાની આ સરસ તક છે એમ જાણી બ્રાહ્મણોના મુખ્ય ભાગમાં રામઘાટના કિનારે જગ્યા માંગી અને તે રાજાએ આપી. અહીં મંદિર બંધાવવું એ શ્રાવકોનું કાર્ય છે તેથી તેમને શ્રદ્ધાવાન્ કરવા પ્રયાસ કરવા માંડયો. ( આ જગ્યાએ હાલ પાર્શ્વનાથનું મોટું મંદિર છે ). આથી રાજા આમને ગુરૂ તરીકે ગણવા લાગ્યો.

આ વખતે કુશળચંદ્રના એક સ્નેહી યતિ આવેલ હતા તે આવી અદ્ભુત શક્તિ અને પ્રતિષ્ઠા જાણી તેમના ગુણગાન કરતા હતા. પોતાને વીર સાધના હોવાથી લોકો ઇચ્છે તે વસ્તુ આપી શકતા હતા તેથી તેની આસપાસ સેંકડો માણસો વિંટળાઈ પડતા. આ વખતે તેઓ પુકારી કહેતા કે આ સઘળો પ્રતાપ કુશળચંદ્રજીનો છે. આથી શ્રાવકો ગ-ણિની વધુ ઉપાસના કરવા લાગ્યા.

આ રીતે પંડિતો, રાજા અને લોકની પ્રીતિ મેળવી કુશલચદ્રે ઉપદેશથી તીર્થો-દ્ધાર કરવા માંડયો. સિંહપુરીમાં હાલના મદિરોના લેખ પરથી જણાય છે કે સં૦ ૧૮૬૦ માં જુદા જુદા શ્રાવકો પાસે કલ્યાણુકોના જુદા જુદા ભાગ તૈયાર કરાવી તેઓની પ્રતિષ્ઠા પોતાના ગુરૂવર્યના નામથી જિનલાભસૂરિ પાસે કરાવી આ ઉપરથી તેઓની ગુરૂભક્તિ અને ત્યાગવૃત્તિ સમજાય છે.

જુદા જુદા સ્થળોના લેખો છે તે સં. ૧૮૫૭, ૧૮૬૦, ૧૮૯૭, ૧૮૯૯ ના છે, તેમજ પ્રતિષ્ઠામાં કરાવનાર તરીકે જુદા જુદા શ્રાવકનાં નામ છે તે પરથી તે શ્રાવકો વિદ્યમાન હતા તે સમજાય છે. કોઇ જગ્યાએ પોતે પોતાનું નામ આપ્યું નથી. છતાં તેઓની ભવ્ય મૂર્તિ સંઘે કાશીમાં સ્થાપેલી છે, અને તેમના સહાયક શ્રી ભૈરવની મૂર્તિ ઉપર લેખમાં તેનું નામ આ પ્રમાણે છે " સં. ૧૮૯૭ ફાગણ શુદ ૫ શ્રી ભૈરવમૂર્તિ **जिन महेंद्र सुधीश कुशलचंद्र निर्देशतः काशीस्थ श्रीसंघे**

કાશીના રામઘાટના પાર્શ્વનાથ મંદિરમાં ભૈરવ મૂર્તિ છે તે પરના સં. ૧૮૭૩ના લેખમાં પોતાનું નામ નથી. આથી જણાય છે પ્રતિષ્ઠામાં પોતાના ગુરૂવર્યને બોલાવતા.

આ સિવાય ભેલુપુરમાં મંદિરને સારી સ્થિતિમાં આણ્યું અને ચંદ્રાવતી, અયોધ્યા, રત્નપુરીમાં પણ ઉપદેશથી મંદિર સુધરાવ્યાં.

એક કાષ્ઠજીવ્હા નામનો પંડિત હતો તે વ્યર્થ વચન રખેને નીકળે માટે જીભ ઉપર લાકડાની પટ્ટી લગાડતો હતો. તેને આ ગણિશ્રીનો સમાગમ થયો. પછી તે ઉપરની પટી ફક્ત તે ગણિ પાસે ગુરૂબોધ મેળવવા માટે બહાર કાઢતો હતો. આમણે તે પંડિતને જૈન ધર્મ બતાવ્યો અને પ્રતિબોધ્યો. આ પંડિતે જૈનબિંદુ નામનો ગ્રંથ લખ્યો કે જે સંસ્કૃતમાં છે અને તે કાશી રાજાના ભંડાર કે જે બનારસથી ત્રણ કોશ દૂર આવેલ રામનગરમાં રાખેલ છે ત્યા હજુ વિદ્યમાન છે. આનું ભાષાંતર તેમના શિષ્ય પરંપરામાં થયેલ બાલચદ્રે કરી આપ્યું છે

સાંભળવા પ્રમાણે તેમની ઉમર ૮૦ વર્ષની હતી. તે સમયે સંવત ૧૮૯૯ માં સ્વર્ગવાસી થયા.

—જૈન.

આમના શિષ્યમાં બાલચંદ્રજી છે, તેમજ શ્રીમાન સ્વ૦ મોહનલાલજી મહારાજ કે જેમણે મુંબઇમાં રહી અનેક ઉપકાર કરેલ છે તે છે. બનારસમાં મોહનલાલજી ગયા હતા, ત્યારપછી ઘણા વખત સુધી કોઇ સાધુ ગયા નહિ અને બધો ગણિશ્રીનો પુસ્તકભંડાર શ્રી બાલ-ચંદ્રજી ઉપાધ્યાય પાસે આવ્યો હતો. તે બાલચંદ્ર સ્વર્ગસ્થ થયા અને તેના શિષ્ય નેમિચંદ્ર ઉપાધ્યાય હાલ કાશીમાં છે

કાશીના હાલના નરેશના પિતાશ્રી પોતે પણ જૈન ધર્મ પાળતા હતા યા તેનાપર આસ્થા ઘણીજ હતી અને ઉક્ત જૈનબિંદુગ્રંથના શ્લોકનો અર્થ શ્રી બાલચંદ્રજી પાસે હમેશાં સમજી તેને બે રૂપીઆ આપતા હતા. (આ હકીકત મુનિ માણેક તરફથી પ્રાપ્ત કરી છે.)

—તંત્રી.



નગ્ન સત્ય-નિશ્ચય નય-થી ભડકતી દુનિયા

# બૌદ્ધ–જૈન મતના સંક્ષિપ્ત ઇતિહાસ–સિધ્ધાંતો અને વૈદિક ધર્મ સાથે તેની તુલના.

આપે તા. ૬–૨–૧૯૧૪ ના પત્રથી પૂછેલા પ્રશ્નોના ખુલાસા નીચે પ્રમાણે છે.

(૧) બૌદ્ધ–જૈનમતના સંક્ષિપ્ત ઇતિહાસ–સિદ્ધાંતો અને વૈદિક ધર્મ સાથે તુલના એ વિષય લખવામાં નીચેનાં પુસ્તકો ખાસ ઉપકારક થશે.

ષડ્દર્શન સમુચ્ચય; વિવેક વિલાસ; સ્યાદ્વાદ મંજરી; જૈન તત્ત્વાદર્શ, સર્વ દર્શન સંગ્રહ; વેદાંત દર્શન—શંકર ભાષ્ય; યોગસૂત્ર—વ્યાસભાષ્ય, સુયગડાંગ સૂત્ર-ભીમસી માણેક-વાળું; બુદ્ધચરિત્ર, ધર્મોપદેશ; વગેરે. જૈન અને બૌદ્ધધર્મનું કેટલીક બાબતમાં નીચે મુજબ મળતા પણું છે.

જૈનમાં જેમ પંચ મહાવ્રતો તેમ બૌદ્ધમા પંચ મહાયાન છે.

જૈનના ભિક્ષુઓને જેમ શ્રમણો કહેવામાં આવે છે તેમ બૌદ્ધગોરજીઓને પણ શ્રમણો કહેવામાં આવે છે.

જૈનોમાં જેમ સંઘ છે તેમ બૌદ્ધોમાં પણ સંઘ છે.

જૈનોમાં જેમ શાસન દેવી છે તેમ બૌદ્ધોમાં પણ શાસન દેવી છે.

જિન અને બુદ્ધનો શબ્દાર્થ પણ મળતો છે.

જૈન અને બૌદ્ધ લોકોની શાસ્ત્રીય ભાષા પ્રાકૃત છે એટલે કે જૈનોની અર્ધ માગધી અને બૌદ્ધોની પાલી લીપી છે પરંતુ અર્ધ માગધી અને પાલી ભાષામાં લાંબો તફાવત નથી.

બનેનાં શાસ્ત્રોમાં તો અહિંસા ધર્મનું પ્રાધાન્ય છે.

બને, પુનર્જન્મનો સ્વીકાર કરે છે.

બંને, સૃષ્ટિ ઇશ્વરે નથી બનાવી એમ માને છે.

જૈનો જગતને અનાદિ કહી પર્યાયાંતરે ક્ષણિક કહે છે પણ બુદ્ધેતો જગતને ક્ષણિક કહેલ છે. એટલે કે જીન દેવનો સ્યાદ્વાદ છે અને બુદ્ધ દેવનો ક્ષણિક વિજ્ઞાનવાદ છે

જૈન અને બૌદ્ધ, એ બંને પ્રતિમા પૂજકો છે અને એ બંનેની પ્રતિમાઓ નિરાગી ભાવના દર્શક છે તથા કેટલીક રીતે તે મળતીઓ પણ છે. બંને ધર્મો રાજકુમારે પ્રચલિત કરેલા છે.

મહાવીર અને બુદ્ધનું જીવન વૃત્તાંત મળતું છે. ફક્ત મહાવીરે નિર્વાણ પસંદ કર્યું અને બુદ્ધે પોતાના સેવકોના–જગતના–કલ્યાણ નિમિત્તે પુનર્જન્મ પસંદ કરેલ છે એ ભેદ ગણી લીધેલો છે, જગતની બાબતમાં પણ પૂર્વાચાર્યોએ ભેદ ગણેલ છે.

આનંદ અને બંભસારની કથા બંને ધર્મોમાં છે.

જૈન ધર્મ અને વૈદિક ધર્મનું નીચે મુજબ કેટલીક બાબતમાં મળતાપણું છે. જૈનોનાં પંચ મહાવ્રતોને મળતાંજ વેદાંત-યોગ-નાં પાંચ યમો છે.

જેમ જૈનમાં સાધુતા પ્રાપ્ત કરનારે સત્તાવીશ ગુણયુક્ત થવું જોઇએ તેમ વૈદિક સંસ્થામાં આગળ વધનારે વિવેક-જગત્ અને આત્માની સમજણ, વૈરાગ્ય, ષટ્ સંપત્તિ —શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા, સમાધાન,-અને મુમુક્ષુતા એ સાધન ચતુષ્ટય સંપ્રાપ્ત કરવાં જોઇએ. સાધુના સત્તાવીશે ગુણો અને સાધન ચતુષ્ટયની એકતાજ છે. બંનેના એ ગુણો મેળવવામાં સરખીજ મહેનત છે.

બંને, પુર્નજન્મને માને છે.

બંને કર્માનુસારેજ સુખ દુઃખ થાય છે એમ કહે છે.

બંને, કર્મથી રહિત થવાય ત્યારે જ મુક્તિ મળે એમ માને છે.

બંનેમાં કર્મથી રહિત થવાનાં સાધનો બતાવેલાં છે.

બંને નિર્વાણ પદનીજ ઇચ્છા રાખે છે.

બંનેમાં આચાર્ય ગુરૂની ભક્તિ બતાવેલી છે.

બંનેમાં જગત્ પ્રતિ સમાન ભાવ રાખવાનુ ફરમાન છે.

બંને, મુક્તાત્માઓને સર્વજ્ઞ કહે છે.

બંને, આત્માને ઇશ્વર કહે છે.

બંને, આત્માને ચૈતન્ય માને છે.

વદાંતમાં શંકરાચાર્યજી નિર્વાણ દશામાં આત્માને સર્વવ્યાપક કહે છે, જૈન આત્માને જ્ઞાનસ્વરૂપે સર્વવ્યાપક માને છે.

શંકરાચાર્યજી જગતને વિવર્તરૂપે, વલ્લભાચાર્ય સતરૂપે, રામાનુજાચાર્ય પરિણામરૂપે, દયાનંદ સરસ્વતિ જડરૂપે માને છે, જૈનમાં જગતને અનાદિ સતરૂપ માનેલ છે.

વૈદિક સંસ્થા અને જૈન એ બંનેને સ્વર્ગ, નરક માન્ય છે.

બંને, નિજસ્વરૂપે સ્થિત થવું એને મોક્ષ કહે છે.

વૈદિક સસ્થામા ઉપાધિરહિતને બ્રહ્મ, માયોપાધિકને ઇશ્વર અને અવિદ્યોપાધિકને જીવ કહેલ છે તેમ જૈનમાં અયોગીને સિદ્ધ કે પૂર્ણ બ્રહ્મ, ચાર કર્મ અવશેષ સયોગી ને કેવલજ્ઞાની-ઇશ્વર-અને અષ્ટકર્માવરણ યુક્તને છદ્મસ્થ કે જીવ કહેલ છે.

વૈદિક સંસ્થા કહે છે કે ચૈતન્ય સત્તા આખા વિશ્વમાં સર્વ વ્યાપક છે, જૈનો કહે છે કે આખા જગતમાં જીવો ઠાંસી ઠાંસીને એટલા બધા ભરેલા છે કે જીવ-ચૈતન્ય-વગર સોયના અગ્રજેટલો ભાગ પણ ખાલી નથી. જૈનમા જેમ લોકાગ્રે મુક્તિ કહી છે તેમજ વૈદિકમાં કેટલાક લોકો લોકાગ્રે ગૌલોક, અખંડ વૃંદાવન, અક્ષરધામ, બ્રહ્મમહેલ, વગેરે કહે છે.

આખા ભૂમંડલમાં જૈન અને વૈદિક સસ્થા પ્રાચીનતમ છે, જૈન સૂત્રો પુસ્તકારૂઢ થયાં પહેલાં વેદો પુસ્તકારૂઢ થએલ છે માટેજ જૈન સૂત્રોમાં વેદનાં નામો ઠેકાણે ઠેકાણે જોવામાં આવે છે જેમકે સ્થાનાંગ સૂત્રમાં 'वेइए ववसाये तिविहे पन्नत्ते तंजहा रुयवेए जउवेए सामवेए-વૈદિક વ્યવસાય ત્રિવિધ કહેલ છે તથથા ઋગ્વેદમાં, યજુર્વેદમાં સામવેદમાં. આથી સિદ્ધ થાય છે કે મહાવીરના સમય પહેલાં વેદો પુસ્તકારૂઢ હતા અને સૂત્રોની પરિપાટી જેમ ફરતી જાય છે તેમ વેદોનું લખાણ બદલાયુ નથી. મહાવીર પછી જ ગણધર એ નો સુધર્મા સ્વામીએ સૂત્રો રચ્યાં, વજ્ર સ્વામીએ પાછળથી સૂત્રોમાં ગામોનાં નામો

વગેરે દાખલ કર્યા; પાછળથી સૂત્રો કઠિન લાગવાથી સ્કંદિલાચાર્યજીએ સહેલી ભાષામાં સૂત્રો કર્યા. દુકાળો પડયા પછી દેવર્દ્ધિગણી ક્ષમાશ્રમણે ફરીથી યાદદાસ્ત ઉપરથી દેશકાળાનુસાર સૂત્રોની રચના કરી છે એટલે હાલનાં સૂત્રોનો દેવર્દ્ધિગણી ક્ષમાશ્રમણે સંગ્રહ કરેલ છે. વેદોની ભાષા લંબાણ-જેમનું તેમ છે તેમાં દેશકાળાનુસાર ફેરફાર કર્યો નથીપણ ફેરફાર દર્શાવનારાં લખાણો ઉપનિષદ્, બ્રાહ્મણ, આરણ્યક, ષડ્દર્શન, વગેરે નામથી જુદાં રાખેલ છે. જૈનોની પેઠે વેદાંતમાં પણ યોગ્ય સામગ્રી મળ્યેથી મુક્તિ થઇ શકે છે કારણ કે અન્ય લિંગે સિદ્ધા ' બીજા ધર્મના વેશમાં પણ સિદ્ધ થઇ શકે છે એવું શ્રી વીતરાગ દેવનું ફરમાન છે.

જૈન અને વેદાંતનો અનુભવમાં તફાવત નથી. ફક્ત શાબ્દિક વ્યવહારમાં કોઈ કોઇ બાબતમાં તફાવત જણાય છે. એ તફાવત લખતાં અતિ લંબાણ થાય અને સાર્થક કાંઇ નહિ. સૂક્ષ્મ વિચાર કરતાં તો અભેદજ જણાય છે પણ વિવાદી ભેદ જણાતો નથી. અનુભવ વગરનાંઓ તો જ્ઞાનીઓના નામને ઓથે ઘણા ઝગડાઓ મચાવે છે કે જે ઝગડાને પરિણામે ભરત ક્ષેત્રના મનુષ્યો વગર સમજ્યે ધર્મઘેલા બની ગયા અને વ્યવહાર કુશળ નહિ થવાથી આવી અધોગતિમાં આવી પડયા છે. હજીએ ધર્મની અસમાનતાને વ્યવહારમાં દાખલ કરીને લડી મરતા અનુભવાય છે. અરે જૈન વેદની અસમાનતાને બાજુપર મૂકીએ પણ જૈનોમાંજ મતાંતરોની અસમાનતામાં કેટલી બધી તકરારો ચાલે છે!!! સમજુની સમાનતા છે અને અસમજુની અસમાનતાજ છે. વાસ્તવ તો અભેદતાજ છે. ભેદ હોય તો જ્ઞાન શાનું!!!

—ગો. ના. ગાંધી.

## મૂર્તિ પૂજા.

(૨) મૂર્તિ પૂજા ક્યાં સુધી આવશ્યક છે? કેટલા ગુણસ્થાનકે આવ્યા પછી તે બંધ કરી શકાય? તે પૂજા કરવામાં પુષ્પો આદિ વાપરવામાં થતી હિંસા ઉપાદેય છે?

ઉત્તર:—આત્માનો સાક્ષાત્કાર થઇને કેવલ અપ્રમત્તદશાએ-આત્માનંદી તરીકે સંપૂર્ણ પણે વરતાય ત્યારે મૂર્તિ પૂજા વગેરે સ્વતઃ છૂટી જાય છે પણ તેને છોડવાપણું રહેતું નથી. જેવી રીતે સારૂં વાંચન વાંચતાં આવડે છે એટલે કક્કો ઘુંટવાનું સ્વતઃ છૂટી જાય છે તેવીજ રીતે આત્માનંદની પ્રાપ્તિ થતાં મૂર્તિપૂજા સ્વતઃ છૂટી જાય છે. આવી સ્થિતિમાં પણ લોકોપકાર સારૂ એટલે કે મોટાનું જોઇને પાછળના માણસો તે રસ્તે ચાલે તે સારૂ મહાત્મા પુરૂષો ઘણું કરીને પ્રતિમા પૂજનને તજતા નથી. આજ કારણ સાગરવા સાધુ પુરૂષો કે જેઓ સર્વ ત્યાગી છે અને જેઓ પ્રતિમા પૂજનની હદ ઓળંગી ગએલા મનાય છે તેઓ પણ લોક કલ્યાણ સારૂ તથા પોતાની અવશેષ ખામી દૂર કરવા સારૂ નિત્ય પ્રત્યે જીન ભૂવનમાં જાય છે. સાધુઓ એ કાર્યમાં પ્રમાદી ન બને તેટલા માટે સૂત્રોમાં સાધુઓ ઉપર ફરજ મૂકેલી છે કે તેમણે હમેશાં જીન ભૂવનમાં જવુંજ જોઇએ, ન જાય તો 'પ્રાયશ્ચિત્ત આવે.' શ્રી મહાકલ્પ સૂત્રમાં શ્રી વીતરાગ દેવનું ફરમાન છે કે:—

ધર્મમાં, પણ મૂર્ત્તિની ઉપાસના તો ખરીજ. અરૂપિ પદાર્થના ભાન માટેજ યોગી લોકો રૂપિ પદાર્થને ભજે છે. પ્રતિમાદ્વારા આત્માનુભવ તરફ વળી શકાય છે એ સિદ્ધ વાત છે.

પૂજામાં પુષ્પો વગેરે ચડાવવામાં આવે છે તે જો યત્નપૂર્વક ચડાવવામાં આવે તો તે દયાનું તથા પૂણ્યનું કારણ છે—હિંસાનું નહિ પણ રક્ષાનું કારણ છે કારણ કે પાકેલ પુષ્પો કે જે ખરી પડવાની તૈયારીમાં હોય છે, તે વૃક્ષેથી કુદરતી નિયમ પ્રમાણે નીચે પડીને ચગદાય જાય છે, કીચડમાં રોળાઇ જાય છે, પવનના સપાટામાં તૂટી ફુટી જાય છે કે જીવો તેનું ભક્ષણ કરી જાય છે પણ જો તેજ પુષ્પો સંભાળ પૂર્વક વૃક્ષ ઉપરથી ઉતારી લઇ શ્રી જિનેશ્વરને ચડાવવામાં આવે તો ચોવીશ કલાક સુધી તે પુષ્પનું અને અંદરના જીવોનું ઉત્તમ રીતે રક્ષણ થાય છે. પણ જો તે પુષ્પો વૃક્ષ ઉપરથી ત્યાંજ નીચે ખરી પડયાં હોત તો સચેતાવસ્થામાં તરતજ ચગદાઇ જાત કે બીજી ગમે તે રીતે તેનો અને તેમનાં સૂક્ષ્મ જીવોનો વિનાશ થાત. આથી સમજાય છે કે જીનેશ્વર ભગવાનને પુષ્પો ચડાવવાથી દયા પળે છે માટે જેઓ પ્રતિમાજીને પુષ્પ ચડાવવાની ના પાડે છે અને પુષ્પોનો તુરત વિનાશ ઇચ્છે છે તેઓ ખરેખર હિંસાધર્મીજ છે એટલે કે હિંસાએ ધર્મ માને છે. જો કે પુષ્પો ચડાવવામાં યોગ્ય છે પરંતુ દીર્ઘ દૃષ્ટિથી ઉપર પ્રમાણે વિચાર કરે તો સ્પષ્ટ સમજાય કે પુષ્પો નહિ ચડાવવાનું કહેવું એમાં પાપ છે અને પાકેલાં પુષ્પો યત્નાપૂર્વક ચડાવવાનું કહેવું એમાં પૂણ્ય છે. **इत्यलम्–ॐ शान्तिः शान्तिः शान्तिः**

---

તા.-૮,-૩.-૧૯૧૪ ટંકારા—કાઠિઆવાડ.

ગોકુલદાસ નાનજીભાઇ ગાંધી
ના જયજિનેંદ્ર.

# શ્રી દેવચંદ્રજી કૃત સહસકૂટ સ્તવન.

---

સહસકૂટ જિન પ્રતિમાં વંદિયે, મનધરી અધિક જગીસ, વિવેકી
સુંદર સુરત અતિ સોહામણી, એક સહસ ચઉવીસ, વિવેકી— સ. ૧
અતીત અનાગત ને વરતમાનની, તીન ચોવીસી હો સાર વિવેકી
બહુત્તર જિનવર એક ક્ષેત્રમાં પ્રણમીજે વારોવાર વિવેકી— સ. ૨
પાંચ ભરત વળી ઐરવત પાંચમે, સરખી રીત સમાજ વિવેકી;
દશ ક્ષેત્રે કરિ થાયે સાતમેં, વીસ અધિક જિનરાજ વિવેકી— સ. ૩
પંચ વિદેહે જિનવર આઠમો, ઉત્કૃષ્ટી એહિજ ટેવ વિવેકી,
જિન સમાન જિન પ્રતિમા ઓળખી, ભકતે કીજે હો સેવ વિવેકી— સ. ૪
પંચ કલ્યાણક જિન ચોવીસના, વીસાએ તેહિજ થાય વિવેકી;
કલ્યાણક તે વિધસ્યું ત્યાચર્યાં, લાભ અનંત કહાય વિવેકી— સ. ૫
પંચ વિદેહે સમણાં વિહરતા, વીસજ છે અરિહંત વિવેકી.
શાશ્વત પ્રભુ ઋષભાનન આદિદે, ચાર અનાદિ અનંત વિવેકી— સ. ૬

એક સહસ ચોવીસ જિનેશની, પ્રતિમા એકણુ ઠામ વિવેકી,
પૂજા કરતાં જન્મ સફળ હુવે, સીઝે વંછિત કામ વિવેકી— સ. ૭
તીન કાલ અઢાઇ દ્વીપમાં, કેવલ જ્ઞાન વહાણુ વિવેકી,
કલ્યાણકારી પ્રભુ પ્રહાં સામટા, લાભે ગુણમણિ ખાણુ વિવેકી.— સ ૮
સહસ્ત્રકૂટ સિદ્ધાચલ ઉપરે, તિમ હિજ ધરણુ વિહાર વિવેકી,
તિણથી અદ્ભુત એ છે થાપના, પાટણુ નગર મઝાર, વિવેકી— સ. ૯
તીર્થ સકલ વળી તીર્થંકર સહુ, ઇણુ પૂજ્યાં તેહ પૂજાય, વિવેકી
એક જીહથી (જીભથી) મહિમા એહની, કિણ ભાતે કહેવાય વિવેકી— સ. ૧૦
શ્રીમાલી કુલ દીપક જેતસી, શેઠ સુગુણ ભંડાર વિવેકી.
તસુ સુત શેઠ શિરોમણિ તેજસી પાટણુ માંહે દાતાર વિવેકી-- સ. ૧૧
તિણે બિંબ ભરાવ્યાં ભાવશું, સહસ અધિક ચઉવીસ વિવેકી,
કીધ પ્રતિષ્ઠા પૂનમ ગચ્છધરૂ, શ્રી ભાવપ્રભ સૂરીશ વિવેકી--- સ, ૧૨
સહસ જિણેસર વિધિસ્યું પૂજશે, દ્રવ્ય ભાવ શુચિ હોઇ વિવેકી
ઇહભવ પરભવ પરમ સુખી હોશે, લહશે નવ નિધિ ગોઈ વિવેકી— સ. ૧૩
જિનવર ભક્તિ કરે મન રંગસ્યું, ભવિજનની એ છે નીત વિવેકી,
દીપચંદ સમશ્રી જિનરાજથી, દેવચંદની પ્રીત વિવેકી,— સ. ૧૪

---

# તામિલકાવ્ય કુરલ (મુપ્પાલ)

## જૈન કવિની અદ્ભુત કૃતિ.

કમ્બન નામના તામિલ કવિથી એક હજાર વર્ષ પહેલાંના જે તામિલ ગ્રંથ છે તેમાં ' કુરલ ' નો સર્વથી અધિક આદર છે. કુરલને ' મુપ્પાલ ' પણ કહે છે. આના કર્તા વલ્લુવર છે.

વલ્લુવર બ્રાહ્મણ નહોતા પરંતુ એક પેરીઆ ( Pariah ) અથવા અત્યંજ હતા અને ધર્મમાં જૈન હતા. પહેલા પ્રથમજ જૈન સ્તુતિ કાવ્યના આરંભમાં તેમણે કરી છે. બ્રાહ્મણ ન હોવા છતાં બ્રાહ્મણના નામની પેઠે ' તિરૂ વલ્લુવર ' અર્થાત્ ' શ્રી વલ્લુવર ' ( પૂજ્ય પેરીઆ ) કહેવામાં આવે છે. તે મંદરાજના મયલાપુરના રહેવાસી હતા. વિક્રમ સંવત્ થી ૧૦૦ વર્ષ પછી તે પાંડયરાજની પાસે મદુરા ( મથુરા ) રાજધાનીમાં આવી પહોંચ્યા. તે સમયે દ્રવિડ દેશમાં કવિતાની પરીક્ષા કવિસંઘદ્વારા કરવામાં આવતી હતી, ચૌલ રાજ્યના ઉરયપુર ( કે જેને કાલીદાસે રઘુવંશમાં ' ઉરગપુર ' જણાવેલું છે ) અને કાવેરી પટ્ટનના, કોંગનાડના, ચેરલુર સ્થાનના અને તામિલક ( તામિલ દેશ ) ના અન્ય પ્રસિદ્ધ સ્થાનોના કવિઓ પાંડયરાજના ' સંઘમ્ ' ના સભ્ય હતા.

**કવિ સંઘઃ**—કવિસંઘના તે કવિઓના નામની તાલિકા (ટીપ) હજીપણ વર્ત્તમાન છે. ઇનિયનાર પતુકાવ્યના કર્ત્તા પૂથાન ચેયનાર તિરક પુકમ્ નીતિકાર, નલાયનાર, કાલિથ થોકેના સંગ્રહ કર્ત્તા નલ્લુંથુવા, શૃંગાર-૨પંગલકાર ઇરેયનાર, મહાકાવ્ય મણિમેખલાના રચયિતા બૌદ્ધ કવિ ચીથલેચ્ચા યનાર, એ ત્રણ અને એવા કવિઓ કે જેની કૃતિ હજી સુધી મળે છે તથા જ્યોતિષ વૈદક આદિના આચાર્ય કે જેના ગ્રંથ લુપ્ત થયા છે તે સંઘમાં બેઠા હતા. આવી સભાના ભોજ પાંડયરાજ ઉગ્ર-પેરૂ-વલુથિ હતા. રાજા અને સંઘમૂર્તી સામે કવિ વલ્લુવરે આવી પોતાની રચના દાખલ કરી.

કાવ્ય મુપ્પાલ અર્થાત્ ત્રયી કાવ્યના ત્રણ વિભાગ છેઃ—ધર્મ, અર્થ અને કામ. સુરેક્ષ દોહરામાં સારી ઉક્તિઓ છે. કવિ ધર્મમાં જૈન હતા, પણ તેની ઉક્તિઓ જણાવી આપે છે કે તે ધર્મમાં ઉદારબુદ્ધિ હતા. તેની ઉક્તિનો પરિચય લઇએ.

" દાન લેવું બુરૂં છે, પછી ભલે તેનાથી ગમે તેટલી દીનતા દૂર થાય. "

" દાન દેવું સારૂં છે, પછી ભલે તેનાથી સ્વર્ગ ન મળે. "

" બંસરી મીઠી છે, વીણા મધુર છે એ કહેવું એ લોકોનું છે કે જેઓએ પોતાના બચ્ચાંઓની તોતળી બોલી સાંભળી નથી. "

" જે નારીને પતિ સિવાય બીજો દેવતા નથી તે નારીનાં વચનપર મેઘ વરસે છે. "

" જે બેઠાં બેઠાં મહેનત કરે છે તે અદૃષ્ટને પણ જીતી લેછે. "

" મૂર્ખ જીવે છે પણ તે એવી ઉજડ ભૂમિ છે કે જ્યાં કંઇ નીપજતું નથી. "

" એક જીવની હત્યા બચાવવી તે હજારવાર ઘી બાળવાથી (યજ્ઞથી) ઉત્તમ છે. "

" સવારમાં બુરાઇ કરો, સાંજે તેનુ ફલ લખો. "

" ખટપટ નહિ કરો. "

" જો વિદ્વાન્ થઇને સર્વજ્ઞની પૂજા ન કરે તો વિદ્યા શું કામની ?

**સંઘની સભામાં વિલ્લુવર**—સંસ્કૃત, પ્રાકૃત અને તામિલમાં કોઇ ગ્રંથ તે સમય સુધી નહોતો. સંઘે તે ગ્રંથ સાંભળ્યો. સાંભળીને તેની તારીફ એક મોઢે કરી. કુરલના ગુણગાન સંઘના પ્રત્યેક કવિએ કાવ્યપર પોતાનો અભિપ્રાય દાખવવા રૂપે એક એક પદ્યદ્વારા પાંડયરાજ સામે પ્રકાશિત કર્યો. ઇરયનારે કહ્યું કે 'વલ્લુવરની કૃતિ અમર થશે અને અનેક પેઢીઓ સુધી માન પ્રાપ્ત કરશે.' કુરલદાએ કહ્યું 'મતાન્તર છ છે, પણ તે છ વલ્લુવરના મુપ્પાલ નામની કૃતિમાં એક રૂપ છે.' બીજાએ કહ્યું 'બ્રાહ્મણ વેદ કંઠાગ્ર રાખે છે કારણ કે લખવાની તેની કીંમત ઓછી થઇ જાય. કિંતુ મુપ્પાલ તાલપત્ર પર લખાયા પછી અને બધા તે ભણશે તોપણ તેનું માન ઓછું નહિ થાય.'

સંઘમાં ચયન નામનો એક કવિ હતો. તે પોતાની લોઢાની લેખણ માથા તરફ રાખી બેઠો રહેતો હતો. જ્યારે કોઇ કંઈ નકારૂં કે અશુદ્ધ પદ્ય બોલાય ત્યારે તે કલમથી પોતાનું માથું ઠોકતો હતો. પણ જ્યારે કુરલકાવ્ય બોલાતું હતું ત્યારે એકવાર પણ તેણે પોતાની લોઢાની લેખણ માથાપર લગાવી નહિ ! આ જોઇ એક વૈદ્ય મજ્યે કહ્યું 'મુપ્પાલે આપણા મિત્ર ચયનની શિરઃપીડા સાજી કરી આપી.'

જે તામિલ જાણે છે તે કહેછે કે કુરલ કાવ્યોનો રાજા છે.. છંદ, ભાષા અને પ્રાસાદમાં ક્યાંય પણ નામમાત્રનો દોષ પણ તેમાં નથી. તામિલ અને વલ્લુરના ભોજ પાંડયદેવ ઉગ્રરાજે નીચે પ્રમાણે કહ્યું તો તેમાં શી નવાઇ?

'બ્રહ્માએ વિલ્લુવરનું રૂપ ધારણ કરી સુપ્પાલની રચના કરી'. અને એ કહેવત ચાલુ થઈ કે 'સંઘ' ના બધા કવિઓને. કુરલગ્રંથે કોણી મારી ખસેડી દીધા! કુરલનો અંગ્રેજી અનુવાદ ડાકટર પોપે ઓકસફર્ડ યુનિવર્સિટી પ્રેસમાં પ્રસિદ્ધ કર્યો છે.

કુરલનો આદર તામિલ ભૂમિમાં એટલો બધો છે કે સ્નાન કર્યા વગર કોઇ તેને અડકતું નથી. બ્રાહ્મણ અને બ્રાહ્મણેતર સર્વે ગીતાના પાઠની પેઠે તેનો પાઠ પુનિત માને છે. ગ્રંથની પૂજા પણ થાય છે. તામિલો કુરલથી ઘેલા-થયા છે. કુરલનું નામ લેતાં તે તેનાં ગુણગાન કરવા મંડી જાય છે. ખેદ એ છે કે અરબના કુરાનનું ભાષાંતર થયું છે, જ્યારે દક્ષિણાપથના કુરલના નામથી ગુજરાતી-હિંદી ભાષીઓ અપરિચિત છે.

—તંત્રી.

## સંક્ષિપ્ત સુભાષિત-સંગ્રહ.

वंञ्छिता यदि वांच्छेयुः संसारेव हि संसृति ।

—જેને અમે ચાહીએ છીએ તે જો અમને ચાહે તો આ સંસાર સારરૂપ લાગે છે એટલે કે આ સંસારમાં સાચો પ્રેમ હોય તો બહુ સુખ પ્રાપ્ત થાય છે.

अन्यरोधि नहि क्वापि वर्तते वशीनां मनः ।

—જિતેંદ્રિય પુરુષોના મનને કોઇ પણ રોકી શકનાર નથી.

ऐहिकातिशयप्रीति रतिमात्रा हि देहिनाम् ।

—આ લોકના સબંધમાં જીવોને પ્રીતિ બહુજ હોય છે એટલે કે કોઈ માણસની સંસારિક સ્થિતિની ચડતી જોઇને લોકો તેના ઉપર પ્રીતિ કરે છે.

बहुद्वारा हि जीवानां पराराधन दीनता ।

—બીજાઓને પ્રસન્ન કરવાને ઘણે પ્રકારે સેવા કરે છે એટલે કે, વિદૂષક જેમ પોતાના સ્વામીને પ્રસન્ન કરે છે તેમ તેઓ મનુષ્યની બહુ પ્રકારે સેવા કરે છે.

हेतुच्छलोपलम्भेन जृम्भते हि दुराग्रहः ।

—કોઇપણ બહાનું મળી જવાથી દુરાગ્રહ ચઢી જાય છે.

अनपाया द्विपायाद्धि वाञ्छितासिर्मनीषणाम् ।

—પંડિતો ઇચ્છા સ્થિર અથવા તો જબરા ઉપાયથી પૂર્ણ થાય છે.

करुणामात्रपात्रं हि बाला वृद्धाश्च देहिनाम् ।

—બાળ અથવા તો વૃદ્ધ જીવો દયાને કેવલ પાત્ર છે. અર્થાત્ બાળક અથવા વૃદ્ધનો કોઇપણ ગુન્હો થયો હોય તો તેના ઉપર દયા કરવી જોઇએ.

अनविद्या सती विद्या निष्कलंकापि किं भवेत् ।

—નિર્દોષ અથવા પ્રશંસનીય વિદ્યા કદી પણ નિષ્ફળ નીવડતી નથી

अन्यैरशंकनीया हि वृत्ति नीतिज्ञगोचरा ।

—માણુસ નીતિના રસ્તા ઉપર ચાલે તો તેની ચાલ ઉપર કોઇ શંકા લાવી શકે નહિ.

विपयेषु व्यरज्यन्त वार्धकं हि विरक्तये ।

—વૃદ્ધજનો વિષયોમાં આસક્ત હોય છે પણ ખરી રીતે તો તેમને વૈરાગ્યપર પ્રેમ રાખવો જોઇએ.

मक्षिका पक्ष तोऽप्यच्छे मांसाच्छादन चर्म्मणि ।

लावण्यभ्रान्ति रित्ये तन्मूढेभ्यो वक्ति वार्धकम् ॥

—મૂર્ખ ઘરડા પુરૂષોને ધ્યાનમાં રાખવાનું છે કે જેમ માખીની પાંખોમાં સુંદરતા હોય એવો ભ્રમ થાય છે તેમ શરીરની સુંદરતામાં પણ તેવુંજ છે.

प्रतिक्षण विनाशीदमायुः काय महो जडाः ।

नैव बुध्यामहे किन्तु काल मेव क्षयात्मकं ॥

—હે મૂર્ખ! ખેદ તો એ છે કે આ શરીર એક ક્ષણમાં નષ્ટ થશે પરન્તુ અમે એક વાત નથી જાણતા કે સમયનો પણ નાશ મનાય છે,

हन्त लोको वयस्यन्ते किमन्यैरपि मातरम् ।

मन्यते न तृणायापि मृतिः श्लाध्या हि वार्धकात् ॥

—જ્યારે માતાને બુઢાપણ આવે છે, ત્યારે તેને તણખલા જેટલું પણ માન નથી રહેતું અર્થાત્ તેથી પણ તુચ્છ ગણવામાં આવે છે. એ બુઢાપણ કરતાં તો મોત સો દરજ્જે સારૂં.

नह्यसत्यं सतां वाचः ।

—સજ્જન પુરૂષોનું વચન મિથ્યા જતું નથી નથી.

अविवेकी जनानां हि सतां वाक्यमसंगतम् ।

—સજ્જનોના વાક્યમાં મૂર્ખને વિશ્વાસ આવતો.

समय स्नेह सामर्थ्याः स्वाम्यधी नाहि किंकराः ।

જે માણસો સ્વામીને આધીન રહે છે તેમનામાં ભય કે સ્નેહનું બળ રહે છે

भवितव्यानुकूलं हि सकलं कर्म्म देहिनाम् ।

—દેહધારીઓની બધી ઇચ્છા કર્મની અનુકુલતા ઉપર આધાર રાખે છે.

अन्तस्तत्त्वस्य याथात्म्ये न हि वेषो नियामकः

—અન્તસ્વરૂપ ઓળખવાને બાહ્ય વેષની જરૂર નથી અર્થાત્ બહારના દેખાવથી અંદરનો દેખાવ સારો હોય એમ પ્રતીતિ થતી નથી.

योग्यकाल प्रतीक्षा हि प्रेक्षा पूर्व विधायिनः ।

—જે માણસો આગળથી વિચાર કરી કામ કરે છે ને યોગ્ય સમયની પરીક્ષા પણ કરે છે.

असमीक्ष्यं न कर्त्तव्यं कर्त्तव्यं सुसमीक्षितम् ।

—આગળથી વિચાર વગર કોઇ કાર્ય ન કરવું જો કાર્ય કરવું તો પ્રથમથી વિચાર કરવો

परस्परातिशायी हि मोहः पंचेन्द्रियोद्भवः ।

—પાંચ ઇંદ્રિઓથી ઉત્પન્ન થયેલો મોહ પ્રીતિજનક છે.

विशेषज्ञा हि बुध्यन्ते सदसन्तौ कुतश्चन ।

—જો વિશેષ જ્ઞાનવૃદ્ધિ કરતો જાય છે તે કોઇપણ પ્રકારે વિદ્વાન અથવા તો મૂર્ખ એ બન્નેનો પરિચય કરતો જાય છે.

कर्त्तव्योः धर्म्म संग्रहः

—ધર્મનો સંગ્રહ કરવો જોઇએ

यः विवेकी स पण्डितः

—જે વિવેકી છે તે પંડિત ગણાય છે,

गगननगरकल्पं संगमं वल्लभानाम् ।

—પ્રેમી જનોના મેળાપની આશા એ આકાશમાં નગરી હોવાની કલ્પના સમાન છે.

जलदपटलतुल्यं यौवनं वा धनं वा ।

—જુવાની લક્ષ્મી કે ધન એ વાદળના ટુકડા સમાન અસ્થિર છે.

स्वजन सुत शरीरादीनि विद्युश्चलानि ।

—કુટુમ્બી જન, પુત્ર શરીર વગેરે વિજળીના ચમકારા જેવા અસ્થિર છે,

क्षणिक मिति समस्तं विद्धि संसारवृत्तिम्

—અખિલ સંસાર પણ ક્ષણભંગુર છે,

स्वकार्येषु हि तात्पर्यं स्वभावादेव देहिनाम् ।

—દેહધારી મનુષ્યનો સ્વભાવ એવો છે કે પોતાના કાર્યમાંજ તત્પરતા રાખવી.

गुरुवचमुपादेयं

—ગુરૂનું વચન ગ્રહણ કરવું એ યોગ્ય છે.

अकार्यम् हेयम् ।

—લોકનિંદ્ય કાર્ય ત્યાગવું એ યોગ્ય છે.

नित्यं सन्निहितो मृत्युः ।

—મૃત્યુ સદાકાળ દેહધારી પુરૂષની સમીપ છે.

सर्वथा दग्ध बीभाजाः कुतो जीवन्ति निर्घृणाः ।

જે લોકોને કોઇપણ પ્રકારની ગ્લાનિ હોતી નથી તે દગ્ધ થયેલા બીજની કાન્તિ જેવા નિર્લજ્જ પુરૂષો ક્યાં જીવે છે એટલે કે મરી જાય છે, લજ્જાવાન પુરૂષને કોઇની માન વગરની કૃપાના ભરોસે જીવવું તેના કરતાં મરવું એ યોગ્ય છે.

अनुनयो हि माहात्म्यं महतामुप बृंहयेत् ।

—મહાન પુરૂષોનું અનુકરણ કરવાથી તેમનો મહિમા વૃદ્ધિ પામે છે,

तत्त्वज्ञाने तिरोभावे रागाद्याहि निरङ्कुशाः ।

—તત્વજ્ઞાનનો વિચાર નહિ કરવાથી રાગાદિ ભાવો પ્રબલ થતા જાય છે.

सुतः प्राणा हि मातरः

—પુત્ર એ માતાઓને પ્રાણ સમાન છે.

लाभॆलाभमभीच्छा स्यान्न हि तृप्तिः कदाचन

—એક વસ્તુ મળ્યા પછી મનુષ્ય બીજી વસ્તુની ઇચ્છા કરે છે તેને કદી સંતોષ મળતો નથી.

सामग्री विकलं कार्यम् नाहि लोके विलोकितम् ।

—સંસારમાં એકે એવું કાર્ય નથી કે જે વિના સામગ્રીએ બની શકે.

मुग्धेष्वातिविदग्धानां युक्तं हि बलकीर्त्तनम् ।

—મૂઢ જનોની સન્મુખ ચતુર પુરૂષો પોતાના બળની પ્રશંસા કરે છે.

मुग्धाः श्रुतविनिश्चया नहि युक्तिवितर्किणः ।

—મૂર્ખ માણસ ફક્ત સાંભળીને જ નિશ્ચય ઉપર આવે છે; પરંતુ તેનામાં યુક્તિ દ્વારા તર્ક વિતર્ક કરી કામ કરવાની શક્તિ હોતી નથી.

अमित्रो हि कलत्रं च क्षत्रियाणां किमन्यतः

—ક્ષત્રીઓની સ્ત્રીઓ શત્રુ હોય છે તો પછી બીજાનું શું કહેવું ?

विचार्यं वेतरैः कार्यं कार्यं स्यात् कार्य्यवेदिभिः

—જે લોક કાર્ય કરવામાં ચતુર હોય છે તે જે કાર્ય કરે છે તે વિચાર કરીને કરે છે.

नहि मातु स जीवेन सोढव्यास्याद् दुरासिका

કોઇ પણ માણસ પોતાની માતાની દુરાવસ્થા જોઇ શકતો નથી.

विशृङ्खला नहि क्वापि तिष्ठन्तीन्द्रिय दान्तिनः ।

—બંધન રહિત ઇન્દ્રિય રૂપી હાથી કોઇ જગ્યાએ સ્થિર રહિ શકતો નથી.

ममत्वधी कृतो मोहः स विशेषे हि देहिनाम्

પ્રાણીઓને મમતાવાળી બુદ્ધિથી શું થાય છે ? તેમનામાં મોહની બહુ વૃદ્ધિ થાય છે. અર્થાત જે વસ્તુમાં બુદ્ધિને એમ લાગે કે આ મારી છે, તે ચીજમાં માણસો મોહ રાખે છે.

संपदा मापदां चाप्ति र्व्याजेनैव हि केनचित्

સંપતિ કે આપત્તિમાં પ્રાપ્તિ કોઇને કોઇપણ પ્રકારે થાય છે.

वशीनां हि मनोवृत्तिः स्थान एव हि जायते ।

જીતેંદ્રિય કે ઇંદ્રિયોને વશ કરનાર પુરૂષોનું મન યોગ્ય વસ્તુ ઉપર જાય છે

अञ्जसा कृत पुण्यानां नहि वाञ्छापि वञ्छिता

પુણ્યવાન પુરૂષોની ઇચ્છા નિષ્ફળ જતી નથી.

—મગનલાલ દલીચંદ દેશાઇ.

# જૈન સંસ્કૃતિ.

## સૂચના.



વર્દ્ધમાનના આઠમા બંગીય સાહિત્ય સંમીલનના પ્રમુખપદેથી મહામહોપાધ્યાય હરપ્રસાદ શાસ્ત્રીએ બંગાલીઓનું ગૌરવ વર્ણવ્યું હતું. જગતની સંસ્કૃતિના કયા કયા અંશો બંગાલીઓએ ઉત્પન્ન કર્યા હતા તેમનું દિગ્દર્શન કરાવ્યું હતું. ભવિષ્યમાં ગુજરાતીઓનું ગૌરવ વર્ણવવાનો કોઇ પ્રયાસ કરે ત્યારે જે દિશામાંથી આ વિષયની વિપુલ સામગ્રી મળવાનો સંભવ છે તેનો નિર્દેશ સંક્ષેપમાં કરવાનું સાહસ વ્હોર્યું છે.

સંસ્કૃતિ એટલે શું ? અંગ્રેજીમાં જેને Civilization કહે છે—સાદી ગુજરાતીમાં જેને ' સુધારો ' કહેવામાં આવે છે તે. અંગ્રેજોની સંસ્કૃતિનો પ્રવાહ ગ્રીસમાંથી વહેતો આવે છે. ગ્રીસનું જીવન દેશ રૂપે નહીં પણ નગરરૂપે ખીલ્યું હતું. સ્થળે સ્થળે વીખરાએલાં નગરોએ અન્યાન્યથી સ્વતંત્ર રહી પોતાનો ઉત્કર્ષ સાધ્યો હતો. નગરમાં સાધિત ઉત્કર્ષ તે Civilization ( Civis=નગર; Civilization=નગરના સંસ્કારો ).‡ પણ આ શબ્દાર્થ થયો. સંસ્કૃતિ શબ્દથી કયા કયા વિષયો સૂચવાય છે ? એક પાશ્ચાત્ય વિદ્વાને[1] સંસ્કૃતિનું સ્વરૂપ નીચે પ્રમાણે આલેખ્યું છે. મનુષ્યના જીવનમાં અગ્ર સ્થાન જ્ઞાનનું છે. જગતમાં આવી એ વસે છે અને પોતાની ઇંદ્રિયોદ્વારા જગતનો જે પરિચય એ મેળવે છે તે જ્ઞાન છે. પણ જ્ઞાન માટે બે ક્રિયાનો વ્યાપાર આવશ્યક છે. આસપાસના જગતનાં અંશે અંશનો પરિચય મેળવવા તે અંશોની શોધ કરવી જોઇએ. શોધથી પ્રાપ્ત અંશોનું પૂર્ણ જ્ઞાન મેળવવા—મનુષ્યના ઉપયોગમાં એ અંશો આવી શકે એવું એમના વિશે જ્ઞાન મેળવવા જે વ્યાપાર ચાલે તેને આપણે **વિજ્ઞાન** કહીએ છીએ.

જગતના અંશોના સ્વરૂપ, નિયમો વિગેરે જાણ્યા પછી મનુષ્યના સુખ માટે તે અંશોનું પ્રયોજન કરવું તે ઉદ્યોગ ( હુન્નર ). કુદરત આકસ્મિક રીતે જે સુખ આપે તે સ્વીકારી સંતોષ માનનારા મનુષ્યો કુદરતને પોતાની સત્તામાં લાવી તેની મારફત સુખ મેળવવા ઉદ્યોગ કરે ત્યારે તેમના જીવનમાં મ્હોટો ફેરફાર થાય છે. કુદરતની વસ્તુઓ લઇ

---

‡ ભારતવર્ષમાં આવા ઉત્કર્ષનાં બીજ નગરમાં નહીં પણ વનમાં વવાયાં હતાં. રાજા કે રાજપુરુષોના નિવાસસ્થાનથી ગ્રામનું નગર થતું. ગ્રીસમાં નગર જેવું સ્વતંત્ર જીવન હતું તેવું આહિં ન્હોતું.

૧. Chamberlain's Foundations of Nineteenth Century Civilization. આ ગ્રંથમાંથી એક કોષ્ટક મ્હારી રોજનીશીમાં ઉતારેલું હતું તે પરથી નિવેદન કર્યું છે, મૂળ ગ્રંથપરથી નહીં.

પોતાના ઉપભોગ માટે નવી વસ્તુઓ બનાવવામાં મજુરી, મૂડી વગેરેનો ખપ પડે છે. એકાકી જીવન ગાળવાને બદલે બીજા મનુષ્યોના સંગમાં જીવન ગાળવું પડે છે. આથી એમના જીવનવ્યવહારની નવી **વ્યવસ્થા** થાય છે. આ વ્યવસ્થા થયા પછી મનુષ્યના જીવનવ્યવહારમાં નવા નવા પ્રશ્નો ઉઠે છે—તેમના નિર્ણય અને નિર્ણયાનુસાર તેમનો જીવનવ્યવહાર નિયત રાખવા અલાહિદિ સત્તાની જરૂર પડે છે. આ સ્થિતિમાં **રાજસત્તા** જન્મે છે અને મનુષ્યોના સંસારમાં રાજા, રાજ્ય, રાષ્ટ્રના નાનાવિધના પ્રશ્નો ઉઠી ઉકેલાય છે. આ સર્વે મનુષ્યના ઐહિક જીવન સાથે નિસ્બત રાખનારી રચના છે. પણ નાના વિધના પ્રસંગો અને કારણોને લીધે ઐહિક જીવનથી ભિન્ન જીવનની તૃષ્ણા, અનુભવ થાય છે અને તેમને અનુરૂપ એ ભિન્ન જીવનના અંશોની રચના પણ થાય છે. એ તૃષ્ણા—એ અનુભવમાંથી જે દેવ દેવીઓની પૂજા અને પૂજાઓને લગતા સમારંભો, ઉત્સવો, તેમની વ્યવસ્થા કરવાનાં સ્થાન અને કરનારા ખાસ અધિકારીઓ વગેરેનો જન્મ થાય છે. મનુષ્યોના ધાર્મિક જીવનની વિવિધ રચના આમ થાય છે

માનવોના સંસારમાં આ જે નવા નવા ફેરફારો અને તેમને અનુરૂપ ઘટનાઓ થાય છે તે સંબંધી મનુષ્યને વિચારો સ્ફુરે છે. વસ્તુઓના જન્મ પરસ્પર સંબંધ. ઉદ્દેશ આદિ પરત્વે નાના વિધના દૃષ્ટિબિન્દુથી ગવેશણા થાય છે. ઇહ અને પર જીવનના સંબંધો નિરૂપાય છે. સંસારમાં મનુષ્ય મનુષ્યના વ્યવહારનાં ધોરણ નક્કી થાય છે. આમ **તત્ત્વચિંતન ધર્મચિંતન અને નીતિચિંતનના** જન્મ થાય છે. ચિંતન પ્રમાણે જીવનના આચાર વ્યવહાર ગાળવા પ્રયાસ થાય છે. કુદરત, મનુષ્ય અને ઇશ્વરના સમાગમ, પરિચય અને તત્સંબંધિ ચિંતનથી એ ત્રણેમાં રહેલા સૌંદર્યની છાપ મનુષ્યપર પડે છે. એ છાપ ઇંદ્રિયગોચર કરવા મનુષ્ય જે જે કરે છે તેને **કલા** કહેવામાં આવે છે.'

શોધ અને વિજ્ઞાનથી મનુષ્યનું જ્ઞાન વધે છે; ઉદ્યોગ, સમાજવ્યવસ્થા, રાજવ્યવસ્થા અને ધર્મ વ્યવસ્થાથી તેની સંસ્કૃતિ ખીલે છે. ચિંતન અને કલાથી એની **સંસ્કારિતા** (culture) દીપે છે.

આ સર્વે પ્રદેશોમાં ગુજરાતીઓએ પોતાને માટે અને જગતને માટે જે કાંઇ કર્યું હોય—સ્વતંત્ર રચનાથી અથવા અન્યરચિત ઘટનાએ નવું રૂપાન્તર આપવાથી જે કાંઇ કર્યું હોય તેનું નિરૂપણ કરવું તેજ ગુજરાતીઓનાં ગૌરવનું યશોગાન ગાવાનું છે.

ગુજરાતની સુખ્યત્વે વસ્તી હિંદુઓની છે. ગુજરાતની સંસ્કૃતિ ઘડનાર પણ તેઓજ છે. હિંદુઓના બે વિભાગ છે. વેદધર્મી અને જૈન. ગુજરાતી સંસ્કૃતિના પોષણ અર્થે થએલાં વેદધર્મીઓનાં કૃત્યો વિશે લખવાનું મોકુફ રાખી જૈનીઓનાં કૃત્યો તરફ અંગુલિનિર્દેશ કરીશું.

જૈન ધર્મનો જન્મ ગુજરાતમાં થયો નથી છતાં ગુજરાત અને ગુજરાતના પાડોશી પ્રદેશો—રાજસ્થાન અને માળવામાં એ ધર્મના શ્રાવકોની મ્હોટી વસ્તી છે. શત્રુંજય અને ગિરનાર જેવાં એમનાં મ્હોટાં તીર્થો ગુજરાતમાં છે. સિદ્ધરાજ, કુમારપાળ, અને વસ્તુપાળ તેજપાળે જૈન સાહિત્ય અને લલિત કળાઓ ( સ્થાપત્ય, મૂર્તિવિધાન, ચિત્રવિદ્યા )ને ઉત્તેજન, પોષણ અને આશ્રય આપ્યાં હતાં. સોલંકીઓની સત્તા દરમ્યાન એમણે રાજ્યકારભાર ચલાવ્યા હતા અને રણક્ષેત્રમાં વિજય મેળવ્યા હતા. પૂર્વે વેપાર ખેડતા અને આજે પણ ખેડે છે. વેપારથી મળતી લક્ષ્મી મંદિરો બાંધવામાં, મૂર્તિઓની

સ્થાપના કરવામાં, ગ્રંથભંડાર સ્થાપવામાં, ગ્રંથોની નકલો કરાવી પ્રચાર કરવામાં—વગેરેમાં વપરાતી. સર્વ ધર્મનું રહસ્ય જાણવા અકબર બાદશાહને જીજ્ઞાસા થઈ ત્યારે જૈનધર્મનો પ્રબોધ કરવા હીરવિજય સુરિ ગુજરાતમાંથીજ ગયા હતા. જ્યાં જ્યાં જૈનોની વસ્તિ હશે ત્યાં ત્યાં સાધુઓ અને સાધ્વીઓને રહેવા અપાસરા હોય છે. આવાં સ્થળોમાં તેઓ ચાતુર્માસ ગાળે છે અને ઉપદેશ આપી શ્રાવકોનાં જ્ઞાન અને ધર્મની જ્યોત સળગતી રાખે છે. ગુજરાતના સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ, ગુજરાતી અને હિન્દી સાહિત્યના અનેક ગ્રંથો જૈનોએ લખ્યા છે એ બ્યુહ્લર, ભાંડારકર (પિતા અને પુત્ર), પીટર્સન, કીલ્હોર્ન, કાથવટે, દલાલ, વેબર, જેકોબી આદિના રીપોર્ટો, ગ્રંથો પરથી સુપ્રસિદ્ધ છે. સાહિત્યનાં અંગો—કાવ્ય, કથા, નાટક એમણે ખીલવ્યાં છે. વ્યાકરણના ગ્રંથો લખ્યા છે. જૈન તત્વચિંતન અને ન્યાય તથા યોગ વિશે પણ એમણે ઉત્તમ ગ્રંથો રચ્યા છે. ગુજરાતના ઇતિહાસને લગતી નાના વિધની માહિતી ચરિત્ર રૂપે, કથા રૂપે, કાવ્ય રૂપે, ગ્રંથોની સમાપ્તિની નોંધરૂપે, મૂર્તિઓની સ્થાપનાના લેખરૂપે, મંદિરોના શિલાલેખરૂપે, ચિત્રોરૂપે એમણે સાચવી રાખી છે. ગુજરાતની એમણે ઘણી ઘણી સેવા કરી છે. અફસોસની વાત છે કે વેદધર્મીઓ હજૂ જોઇએ તેટલા પ્રમાણમાં એ સેવાનું મહત્વ સમજતા નથી. પહેલી જૈન સાહિત્ય પરિષદ મળી તેના પ્રમુખપદે મહામહોપાધ્યાય સતીશચંદ્ર વિદ્યાભૂષણ—એક બંગાલી વેદધર્મી વિદ્વાન વિરાજ્યા હતા. ગુજરાતી વેદધર્મી કે જૈની વિદ્વાન નહીં. પણ ગુજરાતના વેદધર્મીયો કાંઈક અતડા છે અને જ્ઞાનના જ્ઞાન ખાતર અનુરાગી નથી. જૈનોનીજ ઉપેક્ષા કરે છે એમ નથી—પારસીઓ, મુસલમાનોની પણ ઉપેક્ષા કરે છે. કોઇ ગુજરાતી વેદધર્મી અવસ્તા પહેલવીમાં પ્રવીણ છે? સંસ્કૃતમાં ઘણા પારસીઓ પ્રવીણ છે. ઇરાની સંસ્કૃતિનો જ્ઞાતા કોઈ ગુજરાતી હિંદુ છે? અરબી સાહિત્યનો વિદ્વાન્ કોઇ ગુજરાતી હિંદુ છે? નથી. જ્ઞાનની તૃષ્ણા નથી. તૃષ્ણા હોય તો તેની પરિતૃપ્તિ માટે સાધનો, અનુકૂળતા નથી.

જૈનોનું ગૌરવ ગાતી વખતે ન્યૂનતાઓનુ પણ વિસ્મરણ ન થવું જોઇએ. હેમાચાર્ય જેવા પ્રખર વિદ્વાનના દ્વાશ્રયનાં કવિત્વ માટે પ્રો. મણિલાલ નભુભાઇ દ્વિવેદીએ ઊંચો મત દર્શાવ્યો નથી.× એમનું વ્યાકરણ શાકટાયનની પ્રતિકૃતિ છે એવો પ્રો. પાઠકે મત

× પ્રો૦ મણિલાલ ન. દ્વિવેદીએ દ્વાશ્રયના ભાષાંતરની પ્રસ્તાવનામાં હેમાચાર્ય સંબંધે જે અભિપ્રાય બાંધ્યો છે તે આ પ્રમાણે છેઃ—" દ્વાશ્રયની ભાષા સંસ્કૃત છે, તે બહુ શુદ્ધ છે, પરંતુ તેમાં તથા ટીકામાં ઘણા દેશી શબ્દો આવ્યાં જાય છે. જે કારણને લીધે આ ગ્રંથ અતિ કઠિન થઇ ગયો છે, તે કારણથી એમાં આપણે સ્વાભાવિક રીતે રસિક કાવ્યતની આશા ન રાખીએ, તોપણ એમ કહ્યા વિના ચાલતું નથી કે **હેમચંદ્રનાં રચેલાં બધા પુસ્તકોમાં કાવ્યચાતુરી બહુ હલકા પ્રકારની છે."** આ ક્ષેપ અયોગ્ય હોયતો હાલના સંસ્કૃત જૈન પંડિતોએ કાવ્યચાતુરીની વ્યાખ્યા આપી તે હેમચંદ્રાચાર્યના ગ્રંથોમાં માલુમ પડે છે એવું તેના કાવ્યોમાંથી ઉતારારૂપે પ્રમાણો સહિત બતાવી આપવું જોઇએ છે અને તેથી તે આક્ષેપનું નિરસન કરવું યોગ્ય છે. થોડું ઘણું નિરસન 'જૈનશાસન' પત્રમાં પ્રસિદ્ધ થઇ ગયું છે તે લેખકની દૃષ્ટિ બહાર છે.

તંત્રી.

નાગર વાણિયાની જ્ઞાતિમાં અત્યારે જૈનધર્મ પાળનાર કોઇ નથી, પણ એ જ્ઞાતિના લોકો પહેલાં જૈન ધર્મ પાળતા હતા એવું તેમણે ભરાવેલી પ્રતિમાઓ ઉપરના લેખ ઉપરથી સાબીત થાય છે. સુરત નેમુભાઇની વાડીના દેહરાસરમાં એક પીતળની પ્રતિમા ઉપર આ પ્રમાણે લેખ છેઃ—

"सं. १५०५ वर्षे वैशाख नागर ज्ञातीय दो। हीरा भार्या मेघू पुत्र दो॥ राज्ञा केन भा. रमादे सुत विजायुतेन निज मातृ पितृश्च श्रेयसे श्री शांतिनाथ बिंबं कारितं प्रतिष्ठितं श्री तपा पक्षे श्री रत्नसिंहसूरि भिर्वृद्धशाखा."

બારડોલીના દેહરામાં એક પીતળની પ્રતિમા નાગરવાણિયાની ભરાવેલી છે અને નાગરવાણિયાની પ્રતિમાઓના બીજા પણ એક બે લેખ મને મળ્યા છે.

કપોળ વાણિયા પહેલાં જૈન ધર્મ પાળતા હતા એમ બતાવનારો લેખ સુરત સૈયદપરાની એક પીતળ પ્રતિમા ઉપરનો આ પ્રમાણે છે.

संवत् १५४७ वर्षे वैशाख सुदि ३ सोमे कपोल ज्ञा. श्रे. सरवण भा. आसू सुत सं. नाना भा. सं. कडातिगडे नाम्ना निज श्रेयसे श्री संभवनाथ बिंबं का० प्रति. तपा श्री लक्ष्मी सागरसूरि पट्टे श्री सुमतिसाधुसूरिभिः॥

કપોળવાણિયાની ભરાવેલી બીજી પ્રતિમા રાંદેરના દેહરામાં છે.

ગુર્જર વાણિયાની ભરાવેલી પ્રતિમા સુરત સગરામપુરાના દેહરાસરમાં છે તેના ઉપરનો લેખ આ પ્રમાણે છે.

"सं. १५४७ वर्षे माघ शु. १३ रवौ श्री गूर्जर ज्ञातिय म. आसा भा. टबकू सु. म। वयजा भा. मली सु. म. भ [ ] भा. कर्माइ म. भूपति भा. अकू सुत मं० सिवदास भा. की वाई म. कुटुंब युतेन श्री अंचल गच्छे श्री सिद्धांतसागरसूरिणा उप. श्री पार्श्वनाथ बिंबं कारितं प्रतिष्ठितं श्री संघेन॥

આ સિવાય પલ્લીવાલ વગેરે બીજી કેટલીક જ્ઞાતિના લોકોએ ભરાવેલી પીતળની પ્રતિમાઓ મેં જોઇ છે અને તેના લેખ ઉતારી લીધા છે.

વાયડા વાણિયાએ ભરાવેલી અંબિકાની પ્રતિમા સુરત નવાપુરાના દેહરાસરમાં છે, તેના ઉપરનો લેખ આ પ્રમાણે છે.

"संवत् १४७० वर्षे वायड ज्ञातीय पितृ महं खीमजीह सुत महं गोलाकेन श्री अंबिका कारापिता॥

ઉપરના લેખો ઉપરથી એમ કહી શકાય નહિ કે એ જ્ઞાતિના સર્વ લોકો તે કાળે જૈન ધર્મ પાળતા હતા, શ્રીમાળી, પોરવાડ અને ઓશવાળ જ્ઞાતિના જૈનોનાં ભરાવેલાં બિંબો અને પાષાણની પ્રતિમાઓ જેટલા પ્રમાણમાં મળે છે તેટલા પ્રમાણમાં નાગર, કપોળ કે બીજી વૈષ્ણવ ધર્મ પાળતી જ્ઞાતિઓની પ્રતિમાઓ મળતી નથી, એથી એમ સમજાય છે કે નાગર, કપોળ વગેરે જ્ઞાતિના બધા લોકો પહેલાં જૈનધર્મ પાળતા નહિ હોય, પણ જૈનધર્મ પાળવામાં તે તે જ્ઞાતિઓ કંઇ પ્રતિબંધ માનતી હોવી ન જોઇએ ને તેમનામાંના કેટલાક લોકો વૈષ્ણવ ધર્મના (રામાનુજી વૈષ્ણવ અથવા સામાન્ય ભાગવત ધર્મ-વલ્લભાચાર્યનો વૈષ્ણવ માર્ગ તે કાળે ચાલતો થયો નહોતો. સંવત ૧૬૦૦ પછી એણે વર્ગ વલ્લભી સંપ્રદાય ગુજરાતમાં દાખલ થયો.) તેમજ કેટલાક લોકો શૈવી અને

કેટલાક જૈન એ પ્રમાણે હોવા જોઇએ. જૈન નહિ તે બધા " માહેશ્વરી " એ નામે ઓળખાતા. માહેશ્વરીઓ અને જૈનો વચ્ચે ખાવાપીવાના વહેવારમાં કોઇ પણ પ્રકારનો પ્રતિબંધ હોવો ન જોઇએ.

અત્યારે જે ગામે જૈનોની વસ્તી બિલકુલ નથી એવાં ગામે મોટા મોટા શ્રીમંત જૈનો વસતા હતા એમ બતાવનારા કેટલાક લેખ મળે છે.

વંશને બદલે " વૃદ્ધશાખા " લખાતી હતી એમ બતાવનારા લેખ આ પ્રમાણે છે.

॥ संवत् १६७९ वर्षे माघ शुद्ध ४ शनौ श्री उपकेशवंशीय वृद्धशाखीय सा. त्राहिया भार्या तेजलदे सुत गोरदे सुत साना नियाकेन भार्या नामलदेव सुत सोमजी युतेन श्री महावीर बिंबं कारितं प्रतिष्ठितं च श्री तपागच्छे भट्टारक श्री हीर विजय सूरीश्वर पट्टालंकार भ. श्री विजयसेन सूरि पट्टालंकार भट्टारक श्री विजयदेव सूरिभिः श्री आरासण नगरे वृ. राजपलो दामेन

" संवत् १६६९ वर्षे माघ धवलेतर शनौ उपकेशवंशीय वृद्ध सज्जनीय सा. जगडु भार्या जमानादे

" संवत् १६७९ वर्षे माघ वदि ४ श्री श्रीमालीज्ञातीय वृद्धशाखीय शा. रंगा भार्या किला....आदिनाथ बिंबं कारितं तपागच्छे श्री विजयदेवसूरिभिः पंडित श्री कुशलसागरगणि परिवार युतैः प्रतिष्ठितं ॥

" सं. १५९१ व. पोस व. ११ गुरौ श्री पत्तने उसवाल लघुशाखायां दो. टाउआ भा. लिंगी पु. लका भा. गुराइ नाम्ना स्वश्रेयोर्थं पु. वीरपाल अमीपाल यु. अंचलगच्छे श्री गुणनिधान सूरीणा प्र. कुंथनाथ बिंबं का. प्र. "

ગામોનાં નામોપર પ્રકાશ પાડનારા ઘણા લેખ મળે છે જેમ સુરત મોટી દેશાઇ પોળના દહેરાની પ્રતિમા—

" संवत् १५४३ वर्षे जेष्ठ सु ११ शनौ श्री वीसलनगर वास्तव्य प्राग्वाट ज्ञातीय श्रे. रामसी भार्या धर्म्माणि सुत श्रे. आसाकेन भा. कस्तूरी सुत तेजपाल भातृ थाइआ कुंरा अमीपालयुतेन श्री संभवनाथ बिंबं का. प्र. बृहत्तपा पक्षे श्री ज्ञान सागर सूरि प्रति. श्री उदय सागर सूरिभिः "

" सं १६१९ वर्षे पोस वदि ६ शुक्रे श्री वीसलनगर वा. श्री हूंबड ज्ञातीय गांधी रत्ना भा. रत्नादे सु. गां शीभा सुभा भा. सांगा कांगा कीका मोत्र नाम्नी श्री सुमतिनाथ बिंबं कारापितं श्री तपागच्छे भ श्री ९ विजय दानसूरि प्र. श्री गंधार वंदिरे

" संवत् १५९५ वर्षे माघ वदि १२ लाडउलि नगर ( लाडोल ) वास्तव्यं उसवाल ज्ञातीय । सा. जेसा भार्या जसमादे पुत्र सा. नरसिंगेन भार्या

नायकदे पुत्र सा. जयवंत श्रीवंत देवचंद सुरचंद हरिचंद प्रमुख कुटुंब युतेन श्री मुनि सुव्रत स्वामि बिंबं कारितं प्रतिष्ठितं कोरंटगच्छे श्री कक्कसूरिभिः

" सं. १६७८ व. का. वदि । रानेर* वास्तव्य सा. राघव भा. लालादे सुत सा. पूजा सा. केन विमलनाथ बिंबं कारितं प्रति. विजयदेव सूरिणा उ. रत्नचंद्र श्री तपागच्छेन ॥

લાડુઆ શ્રીમાળીની નાની જ્ઞાતિને હલકી પાડવા આ તરફના શ્રાવકો તેને સો દોઢસો વર્ષમાં થયેલા નવા શ્રાવકો અને નવી જ્ઞાતિ કહે છે અને એ જ્ઞાતિની ઉત્પત્તિ માટે તરેહવાર જોડકણું કહી બતાવે છે. એ નાતિ પ્રાચીન છે અને મળ શ્રીમાળી વાણિયાની જ્ઞાતિ છે. એવું બતાવનારા ઘણા લેખ મેં ભેગા કર્યા છે. નમુનો આ પ્રમાણે છે.

" संवत् १६८३ वर्षे फा. वदि ४ शनौ साहि श्री सलेम राज्ये कयरवाडा वास्तव्य लाडुआ श्रीमाली ज्ञातीय सं. मेघ भा. इंद्राणी सुत सं. ठाकर नाम्ना स्व पितृ कारित प्रतिष्ठायां श्री धर्मनाथ बिंबं स्वश्रेयसे कारितं प्रतिष्ठितं च श्री त. भ. श्री विजयसेन सूरि पट्टालंकार भ. श्री विजयदेवसूरि तथा श्री विजयतिलकसूरि पट्टालंकार भ. श्री विजयाणंद सूरिभिः "

આ પ્રમાણે પ્રતિમાઓ ઉપરના લેખોથી વિવિધ ઐતિહાસિક હકીકતોપર પ્રકાશ પડે છે. મારા જેવા માણસને પોતાના વ્યવહારને સાચવતા રહીને અનુકૂળતા પ્રમાણે આ કામ કરવાનું હોવાથી અનેક સ્થળોના સંખ્યાબંધ લેખોનો સંગ્રહ થઇ શકતો નથી, કૉન્ફરન્સ ઑફિસ આ કામને માટે કોઈ ખાસ માણસને રોકીને આવા લેખો ભેગા કરાવે તો જૈન ઇતિહાસને માટે તે બહુ કીમતી સામગ્રીરૂપ થઇ પડે.

શ્રા. શુ. ૧ સં. ૧૯૭૧ નાગર ફળિયા. સુરત. } મણિલાલ બકોરભાઇ વ્યાસ.

× × × આ લેખ અતિ ઉપયોગી અને નવીન પ્રકાશ ફેંકે છે. વૃદ્ધ શાખાનું ટુંકું રૂપ વૃ. શા. પરથી વીશા અને લઘુ શાખાનું ટુંકુંરૂપ લ. શા. પરથી લ નો દ થઇને દશા થયું હોય એમ ખાત્રીપૂર્વક દેખાય છે. આવા અનેક ઉપયોગી લેખો લેખક મહાશય પૂરા પાડી જૈન સમાજને આભારી કરશે તેમજ જૈન સમાજ યા સંસ્થાઓ તેમની પાસેથી ઉપયોગી કાર્ય સારો બદલો આપી લેશે એમ અમે આશા રાખીશુ. —તંત્રી.

---

*'રાનેર' શબ્દ બહુ ધ્યાન ખેંચાવા જેવો છે. પાછલા કાળના પ્રતિમાઓ ઉપરના તેમજ ગ્રંથો ઉપરના બધા લેખોમાં 'રાનેર' લખ્યું છે. હાલ તે રાંદેર કહેવાય છે. રાનેર શબ્દ બહુ અર્થવાળો છે. रा એ राज અથવા राजा શબ્દનું અપભ્રંશકાળનું ટુંકું રૂપ છે અને 'નેર એ સંસ્કૃત 'નગર' ઉપરથી પ્રાકૃત 'नयर' નું અપભ્રંશરૂપ છે. "અમલનેર, ચાંપાનેર, બાનેર, એ વગેરેમાં નયર ઉપરથી થયેલો નેર શબ્દ યોજાયો છે તેમ 'रानेर એ નામ બન્યું છે. 'રાનેર' નો અર્થ 'રાજનગર' થાય છે. કેટલીક દંતકથાઓ આ અર્થને ટેકો આપે છે. રાંદેરની જુમામસીદ જેના કોટનો એક ભાગ હમણાં તોડીને દરવાજો મૂકવામાં આવ્યો છે, તે કોટ લગભગ ચાર ફુટ જેટલો પહોળો છે. એમાં વપરાયેલી કેટલીક ઇંટો અર્ધામણ જેટલા તોલની, બે ફુટ જેટલી પહોળી અને ત્રણ ફુટ જેટલી લાંબી છે. એ મકાન મુસલમાનોના હાથમાં જતા પહેલાં તે જૈનોનું દેહરાસર હતું એમ લોકો કહે છે. મારા ધારવા પ્રમાણે તે દેહરાસર નહિ પણ ગજગૃહ હોવું જોઇએ.

# પ્રસ્તાવિક કવિતા

સંશોધક—રા. છગનલાલ વિદ્યારામ રાવળ.

જૂનાં પુસ્તકોનો શોધ કરતાં પ્રસ્તાવિક કવિતા તથા કવિ વજીયા કૃત સીતાવેલ નામનું એક અપ્રસિદ્ધ ન્હાના કાવ્યનુ પુસ્તક હાથ આવ્યું. ત્હેની કવિતા વાંચી જોતાં ત્હેના ઇતિશ્રી ભાગથી જણાવ્યું, કે આ પુસ્તકનો લેખક એક પુરૂષ નહિ, પણ એક સ્ત્રી છે, ને તે પણ એક સસારી સ્ત્રી નહિ પણ જૈન ધર્મની પવિત્ર આર્યા—આરજા છે, આ જોઇ આનંદાશ્ચર્ય સાથે કવિતા બે ત્રણ વખત વાંચી જોતાં ત્હેના અક્ષર એવા તો મરોડદાર અને સારામાં સારા મ.લમ પડયા કે, એક પ્રખ્યાત લહીઓ પણ તેવા અક્ષર ઘણી કાળજી રાખ્યા છતાંએ લખી શકે નહિ। આ મોતીના દાણા જેવા જણાતા અક્ષરો, એવા તો કાળજીપૂર્વક લખાયેલા છે, કે ત્હેમાંથી કોઇ પણ અક્ષર ન્હાનો મ્હોટો ન હોતાં આખા પુસ્તકના તમામ અક્ષર એકજ સરખા માપના છે. ત્હેની સાથે આખુ પુસ્તક એકજ શાહી, અને એકજ કલમથી લખાયું હોય એવું જોનારની દૃષ્ટિએ આવ્યા વિના રહેતું નથી.

આ ઉપરથી તે વખતની ભણેલી સ્ત્રીઓ અને ત્હેમાં વિશેષે કરી સંસારને ક્ષણભંગુર અને તૃણવત્ ગણી ત્હેનો ત્યાગ કરનાર જૈન આર્યાઓ કેળવણી તરફ કેટલું બધું ધ્યાન આપતી હશે એ વિચારવા જેવું છે. હાલની ઉંચી કેળવણી લેઇ હોલ્ડરથી ગુજરાતી અક્ષર લખનારી કેટલીક સ્ત્રીઓને જ્યારે કલમજ ઘડતાં આવડતી નથી, તો પછી મરોડદાર સારા અક્ષર તો કાઢતાં આવડેજ શાનું.

આ પ્રસ્તવિક દોહરાના ઇતિ ભાગમાં લખ્યું છે, કે—

લિખતં આર્યા સખરબાઇ પરનાર્થ બાઇ અજબકુમારી જીર્ણગઢ મધે લખ્યુ છે."

આ ઉપરથી અનુમાન થાય છે, કે આ પુસ્તકની લેખક આર્યા સખરબાઇ, તે અજબકુમારી બાઇજીની વખતે શિક્ષિકા પણ હોય અને અજબકુમારી તે જીર્ણગઢ—જૂનાગઢના કોઇ રાજાની, કે તેમના બાયાતોમાંથી કોઇની બાઇજી હોય, ને ત્હેના વિનોદ માટે આ પુસ્તક લખવામાં આવ્યું હોય

બંગાલામાં ઇંગ્રેજી કેળવણી શરૂ થતાં જેમ બંગાળી જમીનદારોની પરદેશી સ્ત્રીઓને કેળવણી આપનારી કેટલીક ચૈતન્ય પંથની સાધ્વી-સંસાર ત્યાગ કરનારી—સ્ત્રીઓ હતી, તેમ ગુજરાતના કેટલાક રાજા રજવાડોમાં સ્ત્રી કેળવણીનો ફેલાવો કરનાર જૈન સાધ્વી સ્ત્રીઓ એટલે 'આર્યાઓ હતી એમ જણાય છે.

આ પુસ્તકને છેડે લખ્યા સાલ આપી નથી તો પણ પુસ્તકની ભાષાનું રૂપ જોતાં ત્હેને લખાયે ઘણાં વરસ થઇ ગયાં હોય એમ જણાય છે.

પુસ્તકને વચમાંથી બાંધવામાં આવેલું હોવાથી ત્હેનો દોરો તૂટી જતાં, કેટલાંક પાનાં જતાં રહેવાથી, કેટલીક કવિતા નાશ પામેલી છે, તેમ ન થયું હોત તો આ કરતાં કંઇક વધારે કવિતા હાથ આવત એમાં કશો મદેહ નથી.

સજ્જન એસા કીજીઇ, જેમાં લખણ બત્રીશ,
કામ પડે વરચે નહીં, ખરચે અપણે શીસ. ૨૭
એક અળગા ઇક ઢુકડા, એક નિકાર¹ તે રાંન,
ચ્યાર આંગળને આંતરે, આંખિ ન દેખે કાંન. ૨૮

### સોરઠા.

સુંદર નયણે નેહ, કરી કરી હું રહી,
લોકે નાંખ્યા વજ, સો સુંદર સહી રહી. ૨૯
સહી સમાણી માંહી, કૈં રમવા હું ગઇ,
વાહાલે વાહ્યો હાથ, કૈં સાંસી હું રહી. ૩૦
ત્રટકી દેસ્યું ગાળ, તો વાહાલો ખીજસ્યૈ,
(ફુની હાં હાં) મળશે શેરી માંહી, ઉલંભા દીજસ્યૈ. ૩૧
જિણુ ગામ નહીં મોટી આર,² નહી તોરીય ³હીસતા,
જિહાં નહીં વાડી વાવ, નહી દીઉલ⁴ દીપતાં. ૩૨
જિહાં નહીં સુંદર નારિ, સલૂણે લોયણે,
(ફુની હાં) સો ગામડું સતું મેલ્ય, ચઉરાસી જોયણે⁵ ૩૩
સામલડી પાણીહાર, જગો જગિ⁶ મોહીની,
તોરી ગળિ એકાવલિ હાર, નયણે સોહીની. ૩૪
ખોધા⁷ ઉપર બાંણુ, નાંખી નીગમીઇ નહીં,
સર નાંખ્યું સ તામ, લજ્જાળુ લોપે નહીં. ૩૫
પાણી પાંપણુ હેઠ, આવ્યાનો અચરત કિસ્યો,
તો હું જાણત નેહ, જો નયણે આવત લોયણા. ૩૬
યોવનીયું દીન ચાર, કૈમાંહી માણઇ,
જે માંગઇ મયમત, ન ઉત્તર આણઈ. ૩૭
મુગ્ધ મરી નઈ⁸ જાય, કે માટી થાય સહી.
(ફુની હાં હાં) જાણે નહીં ગમાર, કો યૌવન જાય સહી. ૩૮

### ગુઢો (ગુઢાર્થ.)

#### દુહા (પ્રશ્ન).

પાણી પીતાં દુબળી, તરસી માતી⁹ હોય,
કરણ હરીઆળી મોકલે, (રાજા) ભોજ વીચારી જોય. ૩૯

---

એક નારી મુખ કજ્જલ વરણી, દીઠિ પરગટ બોલે છની,
પરકારણ આપ મુખ છેદાવે, મુખ મરસી ગોદ ન ભાગે. ૪૦
આદી અખર વીણ, જગ સહુ મીઠો, મધ્ય અખર વીણ ન ગમે દીઠો,
અંત અખર વીણ પંખી મેળો, સો સજ્જન મુજ સુકે વેહેલો. ૪૧

---

૧ પાસે; નજીક. ૨ દીકરો. ૩ ઘોડા. ૪ દેવળ. ૫ જોજન. ૬ જગે. ૭ ગાંડા જેવો, અક્કલ વગરનો. ૮ ને ૯ જાડી.

### દુહો.

દધી સુતકે નીચે બસે, મોતી સુતકે બીચ,
સો માંગત વ્રજ નાયકા, કહાન કરો બગશીસ. ૪૨

---

એક જનાવર અજબ જનાવર, ચલતે ચલતે થકકે,
પાણી લેઇને કાટણ લાગ્યો, ફેર ચલણ લગ્ગો. ૪૩

### દુહા.

બાંણા ખડખડ સનમુખ,[1] વાહાલા તણા વિજોગ,
એતા તણે જે સહે, ઉસકા હઇયા હોય લોહ. ૪૪
કનકપત્ર કાગદ ભયે, મસ[2] ભયે માણક મૂલ,
લાખનકે લેખણ ભઇ, લખ ન શકે દો બોલ. ૪૫
કર કંપે લેખણ જુગે, અંગોઅંગ અકુલાઇ,
નામ લીયે છાતી ફટે, પાતી[3] લખી ન જાઇ. ૪૬
સાહબ ઝરૂખે બેસકે, સહુકા મુજરા લેઇ,
જે જેગી કરે ચાકરી, તાકુ તેસા દેઈ. ૪૭
ઘોડા છુટયા શેહેરમે, કસબેં પડે પોકાર,
દરવાજા દીને રહે, નીકલ ગઇ અસવાર. ૪૮

### સોરઠો.

તુજસ્યું કીજઇ પ્રીત, બહુ સુખ પાઇઇ,
(ફુની હાં) કાંનઇ મૂદ્રા ઘાલિ, ઉસી સંગ જાઇઇ. ૪૯

### દુહા.

કબીરા કબૂ ન કીજીઇ, અણમિલને શું સંગ,
દીપક કે મનમાં નહીં, જલ જલ મરે પતંગ. ૫૦
નયણુ કરતો નેહ કર, નહીંતર નેહ નીવાર,
મુજ સરીખા માનવી, ઘોકે બાણુ મ માર. ૫૧
સજ્જન એસા કીજીએ, [4]લાખી હીર સમાન,
સો વરસે જો જોઇએ, [5]તોહી તેવાં વાન. ૫૨
સજ્જન એસા કીજીએ, જેસા ટંકણ ખાર,
આપ બળે પર રીઝવે, ભંગાં સંધણહાર. ૫૩
પ્રીતમ પતીમાં જો લખૂં, તો કછુ અંતર હોય,
હમ તમ જીવરા એક હે, દેખનકે તન દોય. ૫૪
અણ મનકો આદર ઘૂરો, ભલી પ્રેમકી ગાળ,
મોહન જાગું મન મીલ્યો, તાસુ વેધ ન વિચાર. ૫૫

---

૧ સન્મુખ ૨ શાહી ૩ પત્ર, પત્રી. ૪ લાખ ૫ તોએ.

સંગતકો વેરી ભયો, સુણુ સખી એક વેણુ,
ઉઇ કાજળ ઉઇ ટીકરી, ઉઇ કાજળ ઉઇ નેણુ. ૫૬
સંગતી બીચારી કયા કરે, હૃદય ભયા કઠોર,
નવ નેજાં પાણી ચડે, તોએ ન ભીંજે કોર. ૫૭
દીહા દિન કેતા ગયા, મહીયા કંહીક માસ,
નયણાં અંતર પડ ગીયા, જીવ તુમારે પાસ. ૫૮
જાકે બોલે બંધ નહીં, મર્મ નહિ મન માંહિ,
તાકે સંગ ન જાઇએ, છોડ ચલે વન માંહિ. ૫૯
જો મન આપણે પ્રીત હે, લોક બહોત ઝખ માર,
જિમતિમ× દાવ ઉપાય કર, અપણો કામ સધાર. ૬૦

તા. ૨૮-૬-૧૫
લુણાવાડા.

છ. વિ. રાવળ.

## જૈન સંસ્કૃત સાહિત્ય.

( લેખક—પ્રસિદ્ધ વક્તા મુનિ મહારાજશ્રી ચારિત્રવિજયજી-માંગરોલ )

આર્યાવર્તમાં સંસ્કૃત ભાષા પુરાણી છે, એમ સર્વ રીતે સિદ્ધ કરવા અનેક લેખો લખાયા છે અને લખાય છે. કેટલેક અંશે એ વાત વિદ્વાનોના મોટા ભાગે સ્વીકારેલી છે, એટલુંજ નહિ પણ સંસ્કૃત ભાષા સર્વ ભાષાઓથી ચઢીઆતી અને માધુર્ય ભરેલી છે, તેમજ વિવિધ પ્રકારના વિષયોમાં વિશેષ વપરાએલી છે. વિષયનિરૂપણ આ ભાષામાં સર્વ ભાષા કરતાં વધારે સરસ થઇ શકે છે. વળી તે પવિત્ર ભાષા અન્ય ભાષાઓમાં વ્યાપક થઇને રહેલી છે કેટલાએક શોધકોએ એમ પણ સિદ્ધ કર્યું છે કે, સંસ્કૃત ભાષામાંથી પ્રાકૃત અને અપભ્રંશદ્વારા ગુજરાતી ભાષા ઉત્પન્ન થઈ છે અને તે માન્યતા કેટલેક અંશે સત્ય પણ લાગે છે. તે સિવાય એ ભાષાની અંદર બીજા એવા ચમત્કારો જોવામાં આવે છે કે, જે ઉપરથી વિદ્વાનો તેને ગીર્વાણ ભાષા અથવા દેવ ભાષા તરીકે કહે છે.

આ ભાષામાં અમૂલ્ય પ્રાચીન સાહિત્યનો ભંડાર ભરેલો છે, એ પ્રત્યક્ષ રીતે જોવામાં આવે છે. વેદ ધર્મનું સંસ્કૃત સાહિત્ય વિશેષ પ્રચલિત થવાથી લોકોનો મોટો ભાગ એ ધર્મના સંસ્કૃત સાહિત્ય માટે પ્રશંસા કરે છે, પરંતુ જૈન ધર્મનું સંસ્કૃત સાહિત્ય પણ તેવીજ પ્રશંસાને પાત્ર થઇ શકે તેમ છે.

જૈન ઇતિહાસ વિલોકતાં સારી રીતે જણાય છે કે, જૈન સંસ્કૃત સાહિત્યનો વિકાસ પૂર્વકાળે ઘણો હતો, પરંતુ વચમાં બ્રાહ્મણ ધર્મ પ્રબળ થવાથી એ સાહિત્યનો પ્રવાહ

× જેમ તેમ.

અસ્ખલિતપણે વહી શકયો નહીં હોય, તેમજ જૈન પ્રજાનો મોટો ભાગ વ્યાપારી હોવાથી મુનિ વર્ગ સિવાય તે સાહિત્ય તરફ જૈન પ્રજાનું વલણ સારી રીતે થઇ શક્યું નથી, તથાપિ જૈન સંસ્કૃત સાહિત્ય તેના પ્રમાણમાં સારી રીતે વિકાસ પામેલું છે.

પૂર્વે જૈન સંસ્કૃત સાહિત્યનો વિકાસ અદ્ભુત હશે, એવું ઇતિહાસ ઉપરથી જણાય છે, તથાપિ વલ્લભીપુરનો ભંગ થયા પહેલાં તથા ચાવડા વંશથી માંડીને અંતે વ્યાઘ્રીય (વાઘેલા) વંશનો નાશ થયો ત્યાં સુધીમાં જૈન સંસ્કૃત સાહિત્યની જાહોજલાલી સર્વોપરી હતી, એમ જણાય છે. તે સમયમાંજ જૈન કવિઓ અને વિદ્વાનો થઇ ગયા છે. ગુજરાતનો ઇતિહાસ લખનારા ઇતર ધર્મના હોવા છતાં તેમને નિષ્પક્ષપાત રીતે કહેવું પડયું છે કે, તે સમયે જૈન પંડિતોએ સરસ્વતીની અપૂર્વ સેવા બજાવી છે.

જૈન સંસ્કૃત સાહિત્યનો પ્રવાહ ધાર્મિક પ્રસંગોમાં વિશેષ ચાલ્યો છે, તથાપિ તે સિવાય બીજા પ્રસંગોમાં પણ તેના ઉન્ચ પ્રવાહો પ્રવર્તેલા દેખાય છે. ધર્મ, સાહિત્ય, અને તત્વ જ્ઞાન એ ત્રણ વિભાગમાં જૈન સંસ્કૃત સાહિત્ય વેંચાઇને રહેલું છે. ધર્મ વિભાગમાં પ્રાયે કરીને મૂળ ગ્રંથો પ્રાકૃત અથવા માગધિ ભાષામાં છે, પરંતુ તે ઉપર ટીકા, વૃત્તિ, ચૂર્ણીવગેરેની યોજના સંસ્કૃત ભાષામાં કરવામાં આવેલી છે. તે ટીકાકારોમાં કેટલાએક તો પ્રતિભાનો પ્રાસાદ પામી પોતાના અખૂટ અને અગાધ હૃદય રસનો વાણીદ્વારા વિસ્તાર કરવા સમર્થ થઇ શક્યા છે, તેમજ પ્રભુ સ્તુતિના પ્રસંગોમાં સંસ્કૃત સાહિત્યને વિશેષ અવકાશ આપવામાં આવ્યો છે.

સાહિત્યના વિભાગમાં પણ જૈન સંસ્કૃત સાહિત્યનો મોટો ભાગ છે. તે, રસ અલંકાર, અને ધ્વનિ વગેરે વાળાં મહાકાવ્યો જૈન સંસ્કૃત સાહિત્યમાં અનેક દ્રષ્ટિગોચર થતાં જાય છે. વિક્રમના તેરમા સૈકાથી સોળમાં સૈકા સુધીમાં જૈન સંસ્કૃત સાહિત્યની વિશેષ ઉન્નતિ થઇ છે. તેરમા સૈકાના આદ્ય ભાગે મહાત્મા અભયદેવસૂરિએ **જયંતવિજય** નામે એક મહાકાવ્ય રચ્યું હતું, એ કાવ્યમાં તે સમર્થ મહાત્મા કવિએ જૈન સંસ્કૃત સાહિત્યને એટલું બધું ખીલાવ્યું છે કે, ઇતર ધર્મના સમર્થ વિદ્વાનોએ તેની ભારે પ્રશંસા કરી હતી. તે પહેલાં વિક્રમના બારમા સૈકામાં **નાગેંદ્ર** ગચ્છમાં થયેલા મહાત્મા **અમરચંદ્રસૂરિએ** જૈન સંસ્કૃત સાહિત્ય ખીલાવવા માટે પોતાના શિષ્યોને સંસ્કૃત ભાષાનો ઉંચો અભ્યાસ કરાવ્યો હતો. તેમને આનંદસૂરિ નામે એક ગુરૂ ભાઇ હતા. તેમના સમયમાં ગુજરાતના રાજ્યાસન ઉપર સિદ્ધરાજ હતો. મહારાજા સિદ્ધરાજે પ્રસન્ન થઇને તે ઉભય મુનિઓને વ્યાઘ્રશિશુક અને સિંહશિશુકના બીરૂદ આપ્યા હતા. મહાત્મા **અમરચંદ્રસૂરિના** શિષ્ય **હરિભદ્રસૂરિ** તેમના શિષ્ય **વિજયસેનસૂરિ** અને તેમના શિષ્ય **ઉભયપ્રભસૂરિ** થયા હતા. આ મહાત્માને પ્રતિભાનો ઉચ્ચ પ્રાસાદ મળ્યો હતો, તેથી તેમણે અનેક કાવ્યો રચેલાં છે. તેમાં **ધર્માભ્યુદય** નામનું મહાકાવ્ય સંસ્કૃત સાહિત્યને શોભા આપનારૂં બનેલું છે. તે મહાકાવ્યની અંદર વિદ્વાનોને મોહિત કરે તેવી શબ્દ અને અર્થ ચમત્કૃતિ આપવામાં આવેલી છે. મહાત્મા **અમરસૂરિના** રચેલા **સિદ્ધાંતાર્ણવ** ગ્રંથ ઉપર તેમણે **સિદ્ધાંતાર્ણવ વિનોદ** નામે એક રંભિકકાવ્ય રચેલું છે, પરંતુ તે કાવ્ય હાલ દુષ્પ્રાપ્ય છે.

કુમારપાલના વખતમાં **હેમચંદ્રસૂરિ** સંસ્કૃતમાં સમર્થ વિદ્વાન થઇ ગયા છે, તેમણે **હેમીનામમાલાકોશ,** જૈન વ્યાકરણ અને ત્રિષષ્ઠિશલાકા પુરૂષ ચરિત્ર, તેમજ કેટલાક સ્તુતિ

પ્રતિપાદક ગ્રંથો બનાવ્યા છે. વળી જ્યોતિષના ગ્રંથો પણ રચવામાં પ્રયત્ન સેવ્યો છે. હેમચંદ્રે સંસ્કૃત સાહિત્યને ઘણી સારી રીતે ખીલવ્યું છે. તેની પહેલાના ઇતિહાસ ઉપર દ્રષ્ટિ ફેરવતા જૈન સંસ્કૃત સાહિત્યનો આરંભ શ્રી વીરપ્રભુના નિર્વાણ પછી બીજા સૈકામાં થયેલો માલુમ પડે છે, તે સમયે એ પવિત્ર સાહિત્યના વિકાસક મહાત્મા ઉમાસ્વાતિવાચક થયા હતા તત્વાર્થસૂત્ર, પ્રશમરતિ, યશોધરચરિત્ર અને શ્રાવક પ્રજ્ઞપ્તિ પ્રમુખ પાંચસો ગ્રંથો તે મહાત્માએ રચેલા કહેવાય છે આ મહાત્માને દિગંબર સંપ્રદાયવાળાઓ પોતાના મતના ગણે છે પરંતુ વસ્તુતાએ એમની કૃતિ ઉપરથી તેઓ શ્વેતાંબર મતના અનુયાયી હતા એમ સિદ્ધ થાય છે. તે મહાત્માએ સંસ્કૃત સાહિત્ય-રૂપ પ્રાસાદ ઉપર સુવર્ણ કળશ ચડાવેલો હતો તેમની વિદ્વત્તા ઉપર સમર્થ વિદ્વાન્ સિદ્ધસેન દિવાકર મોહિત થયા હતા આથી તેમના રચેલા તત્વાર્થ ઉપર તેમણે ટીકા કરી હતી. તેમના સમયમાં જૈન સંસ્કૃત સાહિત્ય આર્યાવર્તમા સારી પ્રતિષ્ઠા પામ્યું હતું.

ત્યારપછી સંસ્કૃત સાહિત્ય વધતુંજ ગયું છે તેમાં વિશેષ વૃદ્ધિ કરવાને માટે અનુક્રમે ઉત્તમ વિદ્વાનો પ્રવર્તેલા છે વિક્રમના પંદરમા સૈકામાં સંસ્કૃત સાહિત્ય રૂપ સાગરના ચંદ્રબિંબો વિશેષ ઉજ્જવળ હતા મહાત્મા જયકીર્તિ સૂરિના શિષ્ય શીલરત્ન સૂરિએ સંસ્કૃત સાહિત્યમા ઘણો વધારો કર્યો છે મહાત્મા મેરૂતુંગ સૂરિના કેટલાકએક લેખો ઉપર તે મહાત્માની રચેલી ટીકાઓ ઘણીજ આકર્ષક બની છે તેમાં શ્રી મેરૂતુંગ વિરચિત મેઘદૂત કાવ્ય ઉપરની તેમની ટીકા તેમના સાહિત્યના પૂર્ણ અને ઉંચી જાતના જ્ઞાનની પ્રતીતિ આપે છે.

એજ અરસામા મહાત્મા શ્રી જયશેખર સૂરિએ કેટલાએક ચમત્કારી અને અદ્ભુત કાવ્યો રચી જૈન સંસ્કૃત સાહિત્ય રૂપ ઉપવનને ખીલાવ્યું હતું. ઉપદેશ ચિંતામણિ, પ્રબોધ ચિંતામણિ, જૈન કુમારસંભવ, અને ધામ્મિલચરિત્ર વગેરે તેમની કૃતિઓ અત્યારે સાહિત્યની શોભા વધારનારી દ્રષ્ટિપથ થાય છે.

વિક્રમના ચૌદમા સૈકામા મહાત્મા શ્રી જિનપ્રભ સૂરિએ જૈન સંસ્કૃત સાહિત્યની અપ્રતિમ સેવા કરેલી છે શ્રેણિક ચરિત્ર રૂપે રચેલું દ્વયાશ્રય મહાકાવ્ય તેમની પ્રતિભાના અદ્ભુત પ્રભાવને દર્શાવે છે, અને તેમની કાવ્યશક્તિની પરાકાષ્ઠા સુચવી આપે છે શ્રી હેમચંદ્ર સૂરિએ રચેલી અન્યયોગ વ્યવચ્છેદિકા નામની બત્રીશી ઉપર સ્યાદ્વાદમંજરી નામની ટીકા રચનાર શ્રી મલ્લિષેણ સૂરિના તેઓ પૂર્ણ સહાયક હતા

વિક્રમના તેરમા સૈકામા જૈન સંસ્કૃત સાહિત્યનો વિશેષ પ્રચાર કરવા માટે જૈન મુનિઓની તીવ્ર ઇચ્છા થતાં તે સાહિત્યમા સહાયભૂત થવાને પ્રથમ વ્યાકરણ વિદ્યાનો પ્રચાર કરવા નિશ્ચય થતા મહાત્મા જિન પ્રબોધ સૂરિએ, એ કામ માથે લીધું હતું. તે સમયે સંસ્કૃત ભાષાનો સંગીન અભ્યાસ કરવામા કાતંત્ર વ્યાકરણને પસંદ કરવામા આવ્યુ હતું, તેથી મહાત્મા જિનપ્રબોધ સૂરિએ તે કાતંત્ર વ્યાકરણ ઉપર એક ઉત્તમ ટીકા રચેલી હતી. તે ટીકાની રચના જોઇ ભારતના ઘણા વિદ્વાનો પ્રસન્ન થયા હતા, અને તેથી તે મહાત્માને બીજું પ્રબોધમૂર્તિ નામ આપેલું હતુ

તે પછી વિક્રમના સતરમા સૈકામા પાછો જૈન સંસ્કૃત સાહિત્યનો મહાન્ ઉદય થયો હતો તે સમે ખરતર ગચ્છમા જિનરાજ સૂરિ થયા હતા તેમણે સંસ્કૃત સા-

હિત્યની વૃદ્ધિ કરવામાં ભારે શ્રમ લીધો હતો. તેમણે નૈષધ કાવ્ય ઉપર **જિનરાજી** નામની ટીકા રચી ઇતર વિદ્વાનોને પણ પોતાની પ્રતિભાનો ચમત્કાર બતાવી આપ્યો હતો. વિક્રમના અગીયારમા શતકમાં થયેલા **જિનેશ્વર સુરિએ** રચેલા જૈન નૈષધિય કાવ્યનો મહિમા ભારત વર્ષ ઉપર પ્રગટ કર્યો હતો. તેજ સૈકામાં **વર્દ્ધમાનસૂરિના** શિષ્ય બીજા **જિનરાજસૂરિ** થયેલા તેમણે સંસ્કૃત સાહિત્યનો મહાન્ પ્રભાવ વિસ્તાર્યો હતો. આ સમયે માળવા દેશમાં ભોજરાજા રાજ્ય કરતો હતો. મહાત્મા **જિનરાજસૂરિને બુદ્ધિસાગરસૂરિ** નામે બીજા એક ગુરૂ ભાઇ હતા. આ બન્ને મહાત્માઓએ ગુજરાતમાં જૈનધર્મનો મહાન પ્રચાર કર્યો હતો. અણહિલપુર પાટણમાં ચૈત્યવાસી યતિઓના બળને તેમણેજ તોડી પાડયું હતું, અને ત્યાં જૈન ધર્મનું સામ્રાજ્ય પ્રવર્તાવ્યું હતું. તે સમયે પાટણના રાજ્ય સિંહાસન ઉપર દુર્લભસેનરાજા વિરાજિત હતો, તે રાજાના બ્રાહ્મણ પુરોહિતને આ મહાત્માઓએ સાહિત્યના પ્રભાવથી મોહિત કરી દીધો હતો. વિક્રમના બારમા સૈકામાં શ્રી **હેમચંદ્રસૂરિ** થયા તેમણે તો જૈન સંસ્કૃત સાહિત્યની જે સેવા કરી છે, તે યાવચ્ચંદ્ર દિવાકર સુધી ભૂલી જાય તેમ નથી. જૈન સંસ્કૃત સાહિત્યની પરાકાષ્ટા તેમના સમયમાંજ થઈ છે. અને તેમણે જૈનસંસ્કૃત સાહિત્યને બીજા સાહિત્યની સાથે સ્પર્ધામાં ઉતાર્યું છે, જે અમો પહેલાંજ લખી ગયા છે, તેથી જૈન સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમાં તે મહાત્માનું નામ અમર રહી ગયું છે. આ સિવાય પૂર્વકાળમાં **હરિભદ્રસૂરિ** થઇ ગયા છે કે જેમણે ચૌદસો ચુંવાલીસ પુસ્તકો બનાવ્યાં છે અને હાલમાં આશરે સાડા ત્રણસો વર્ષ ઉપર શ્રી **યશોવિજયજી** ઉપાધ્યાય થઇ ગયા છે કે જેમણે સંસ્કૃતમાં ન્યાયના અને વિધિ પ્રતિષેધના તેમજ અધ્યાત્મ રસના પોષક અનેક ગ્રંથો બનાવ્યા છે, તેમજ બીજા ગૃહસ્થ અને યતિ વર્ગમાં જૈન સંસ્કૃત સાહિત્યને ખીલવનારી ઘણી વ્યક્તિઓ થઇ ગઇ છે. જો આ સ્થળે તેમની સવિસ્તર હકીકત આપવામાં આવે તો આ વિષયનો વિશેષ વિસ્તાર થઇ જાય, તેથી જૈનસંસ્કૃત સાહિત્યની ઉપયોગિતા વિષે સંક્ષેપથી કહેવાનું દુરસ્ત ધાર્યું છે.

જૈન સંસ્કૃત સાહિત્યની અનેક શાખાઓ ચાલી છે. ધર્મ, તત્વજ્ઞાન, કવિતા, નીતિ આચાર, વિવેક, શાંતિ, વૈદક, જ્યોતિષ અને જનસ્વભાવ વિષે તેમાં પુરતું વિવેચન કરવામાં આવ્યું છે. આત્મોન્નતિ અને સદ્યોન્નતિ સિદ્ધ કરવામાં જે વસ્તુ આવશ્યક છે, તે વસ્તુને અંગે ભાવના અને વિચાર તે સાહિત્યમાં ઉત્તમ પ્રકારે આપવામાં આવ્યા છે. ઉન્નતિકારક અને ઉદ્ધારક ભાવનાઓ તેમાં ભરપૂર છે. પ્રતિભાના પ્રસાદમાં વિલાસ કરતાં સૂરિવરોએ ધાર્મિક વૃત્તિ જાગૃત કરવાને સંસ્કૃત સાહિત્યનું ઘણું મથન કરેલું છે. તેમના કેટલાએક લેખોમાં ભક્તિ અને શ્રદ્ધાનું સ્વરૂપ જ્વલંત દેખાઈ આવે છે. મહાકવિ **ધનંજયની** કૃતિમાં કેટલાએક એવા પદ્યો છે કે જે ઉપરથી મનુષ્યની કર્તવ્ય ભાવના સ્પષ્ટ રીતે પ્રકાશિત થઇ શકે છે; મનુષ્ય જીવનના મુખ્ય ઉદ્દેશ માટે તે મહાકવિની કૃતિમાં ઉંચી જાતનાં પદ્યો આવે છે અને તે રસ, અલંકાર અને ધ્વનિથી યુક્ત છે. આ વિશ્વ વ્યવસ્થામાં કર્મ કે નિયતિએ નિયમિત કરેલી યોજનાને અનુસારે અને વ્યવહારે સિદ્ધ કરવા જૈન સંસ્કૃત લેખકો ઘણા આગળ વધ્યા છે, અને તેમણે જનસમાજના જે કોઇ વિચાર ઉપસ્થિત થયા હોય, તે વિચારોને અધિક પુષ્ટ કરવા, ઉદ્દિપિત કરવા કે કર્તવ્ય ભૂમિકા ઉપર ઉતારવા, તે અર્થે ઉચ્ચ લેખો સંસ્કૃત ગદ્ય અને પદ્યમાં ચમત્કારિ રીતે નિરૂપ્યા છે અને જમાનાનુસાર સુવિચારો દર્શાવ્યા છે.

જૈન સંસ્કૃત સાહિત્યની અંદર બીજી એ ખૂબી છે કે જુદી જુદી ભાવનાઓનો સમાસ કરી જે ભાવના ઉચ્ચ હોય તદનુસાર કર્તવ્યનો બોધ કરવા તે ભાવનાને વિશેષ પલ્લવિત કરવા સારો પ્રયત્ન કરવામાં આવેલો હોય છે. કેટલાએક એવા લેખો છે કે, જો તે અભ્યાસની દ્રષ્ટિથી વાંચવામાં આવ્યા હોય તો તેમાંથી વાંચકને ઉભય લોકના કર્તવ્યનો ઉચ્ચ બોધ થઈ શકે છે. મહાત્મા **પ્રભાચંદ્રસૂરિ** એ પ્રભાવિક ચરિત્ર વગેરે લેખોમાં તેવા અનેક પ્રસગો લીધેલા છે. પ્રેમ, અંતઃકરણની લાગણી, અને ધૈર્ય એ ત્રણ વસ્તુઓ ઉપર ઘણાં સંસ્કૃત લેખો જૈન ધર્મ મહોદધિમાં તરંગની જેમ ઉછળતા જો વામાં આવે છે. **નેમિનિર્વાણ** ના કર્તાએ એ વિષે બહુજ સ્ફુટ કરેલું છે. મનુષ્યના જીવનનું સર્વ રહસ્ય પ્રેમ, આર્દ્ર ભાવ અથવા દયામાં છે, અને તેની વૃદ્ધિ કરવી એ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે. પરિણામે દયા પ્રેમની જ પોષક છે, અને અંતિમ હેતુ સિદ્ધ કરવાનો રાજમાર્ગ પણ પ્રેમજ છે જેને પોતાના સર્વાત્મ ભાવનો પૂર્ણ અનુભવ થયેલો છે તેજ મનુષ્ય છે, એ વાત **નેમિનિર્વાણ**ના લેખમાં બહુ આવે છે.

વિક્રમના બારમા સૈકામાં **શ્રી જિનદત્તસૂરિ,** મહાન્ પ્રભાવિક થઈ ગયા છે, તેમણે ચિત્રકૂટ ( ચીતોડ ) માં રહી સંસ્કૃત સાહિત્યના મહાસાગરનું ભારે મથન કર્યું હતું તેમણે **સંદેહ દોલાવલિ** વગેરે ઘણાં ગ્રંથો રચેલાં છે. તેમના બીજા લેખો દ્રષ્ટિગત થતા નથી પરંતુ જે લેખ ઉપલબ્ધ થઇ શકે છે, તે ઉપરથી સમજાય છે કે તે મહાત્માના વિચારો ઘણાજ અદ્ભુત અને માનવ જીવનની ઉન્નતિના સૂચક છે. તે મહાત્માએ મનુષ્ય જીવનની ઉપયોગિતા વિષે લખીને સંસ્કૃત સાહિત્યને સુશોભિત બનાવ્યું છે. સમસ્ત મનુષ્ય જીવનનું રહસ્ય પ્રેમ—દયા છે, એનેજ નિરંતર પોષવાથી તે એક વિશ્વવ્યાપક વૃક્ષ બની જાય છે, એ હેતુથી જે જીવતો હોય તેજ ખરેખરો જીવિત ધારી છે. જે એથી વિરૂદ્ધ માર્ગે ગમન કરનારો છે એટલે કેવળ ઇંદ્રિય સુખાર્થેજ જીવવાની ઇચ્છા રાખનારો હોય છે, તે જીવિતધારિ છતાં મૃત છે. એક મહાત્મા એજ ઉદ્દેશથી લખે છે કેઃ—

प्रेम्णि परोपकारेच जीवनं जीवनं भवेत् ।
यात्विन्द्रिय सुखासक्ति जीवने मरणं हि तत् ॥

શબ્દાર્થ— પ્રેમ અને પરોપકારમાં જે જીવન છે, તેજ જીવન કહેવાય છે, અને જે ઇંદ્રિય સુખમાં આસક્તિ તે જીવન પણ મરણ રૂપ છે.

મહાત્મા **જયસાગર** ઉપાધ્યાય તે **જિનદત્ત** સૂરિની કૃતિના મહાન ટીકાકાર થઇ ગયા છે. તેમના પ્રશસ્તિના લેખ ઉપરથી જણાય છે કે, તેઓ પણ સંસ્કૃત સાહિત્યના પરમ ઉપાસક હશે. આ મહાત્માના ઇતિહાસ ઉપરથી એમ જણાય છે કે તે કાળે કેટલીએક શ્રાવિકાઓ પણ સંસ્કૃત સાહિત્યનું સારૂં જ્ઞાન ધરાવનારી હતી, મહાત્મા **જિનદત્ત સૂરિ**નો સંદેહ દોલાવલિ નામનો ગ્રંથ એક વિદુષી શ્રાવિકાના પ્રશ્નો ઉપરથી જ ઉપજેલો છે. તેને માટે ટીકાકાર **જયસાગર** ઉપાધ્યાય પોતાની ટીકામાં નીચે પ્રમાણે લખે છેઃ—

" श्री वीठणहिंडा नगर वास्तव्या काचित्पुण्यमति परमखरतर श्राविका आत्मगुरुपादिष्टधर्मानुष्ठाननिरता वसतिस्म । अथ विविध गच्छवासि साधुजन-

× આ પદ્ય કર્ણપરંપરાથી સાંભળ્યું છે.

वचनोक्तिभिः संशयापन्ना सती सम्यगुत्तरलाभार्थं कानिचित् संदेहपदानि विज्ञप्तिकायां लिखित्वा श्रीमदंबिकादेवताप्रकाशितयुग प्रधान तावमासितनाम्ना श्रीजिनदत्तसूरीणां पादतले प्रेषितवती ॥ इत्यादि

શબ્દાર્થ—કોઇએક વીકણુ હિંડા નામના નગરની રહેવાસી ખરતરગચ્છની પુણ્યવતી શ્રાવિકા ગુરૂએ બતાવેલી ધર્મક્રિયામાં રક્ત થઇ રહેતી હતી. પછી ત્યાં જુદા જુદા ગચ્છના સાધુઓ આવતાં તેમના વચનથી તેણીને સંશય પડવાથી તેણીએ કેટલાએક પ્રશ્નો એક વિનતિ પત્રમાં લખીને શ્રી અંબિકાદેવીએ સ્થાપેલા યુગપ્રધાનપદથી પ્રખ્યાત નામવાળા શ્રીજિનદત્તસૂરિ તરફ મોકલ્યા હતા.

આ ઉપરથી પૂર્વકાળે શ્રાવિકાઓ ઉત્તમ કેળવણી મેળવતી હતી, અને તેઓ સંસ્કૃત સાહિત્ય ઉપર પરમ પ્રીતિવાળી રહેતી એમ નિર્વિવાદ સિદ્ધ થાય છે.

જૈન ધર્મના ઇતિહાસમાં સંસ્કૃત સાહિત્યના ઉત્કર્ષના બીજાં ઘણાં પ્રમાણો મળી શકે છે, અને તે સાહિત્ય નિરવધિ વિસ્તારને પામેલ છે. પશ્ચિમના શોધકોએ પણ ઉચ્ચ સ્વરે જણાવ્યું છે કે "જૈન સાહિત્ય રત્નનો ભંડાર વિપુળ છે; તે ભંડારમાં સર્વોપયોગી સુંદર તત્વમય લેખરત્નો ભરપૂર ભરેલાં છે, તેની અંદર આ જીવનમાંના સર્વ ભોગોપભોગનો ત્યાગ કરીને કેવળ સંન્યસ્તવૃત્તિથી જૈન મહર્ષિઓએ લખેલા ઉપકારી સંસ્કૃત પ્રાકૃત અને માગધિભાષાના લેખો ભારતની જ્ઞાનસંપત્તિના વિજયધ્વજને ફરકાવી રહેલા છે. જૈનધર્મના પ્રભાવથીજ ભારતધર્મ ગજ્ય ઉપર દયા ધર્મ વિરાજિત થઇ શકયો છે. ખરી આંતરિક લાગણી અને ખરા પ્રેમના બળથી રહિત, દાંભિક, રાક્ષસીપ્રવૃત્તિવાળા લોકોનાં દુષ્ટ મનોરથોને નાબુદ કરવા માટેજ ભારત ઉપર પ્રેમમય દયા ધર્મનો અવતાર થયો છે."

આ વિદેશી વિદ્વાનોનાં વચનો જૈનધર્મ અને તેના સંસ્કૃત સાહિત્યની ઉચ્ચતાને માટે પૂરતા છે, તેમજ સર્વે જૈન સમાજને હૃદયમાં અભિમાન ઉત્પન્ન કરાવનારા છે.

જૈન સંસ્કૃત સાહિત્યે ભારતના મોટા ભાગમાં ધર્મ અને વ્યવહારના શિક્ષણનો પ્રસાર કર્યો છે, અને આત્મા સંશોધન કરાવ્યું છે, જે જ્ઞાનના યોગે આ વિશ્વના અસ્તિત્વના બંધનથી મુક્ત થઇ સ્વતંત્રતારૂપ મોક્ષ મેળવી શકાય છે અને જે જ્ઞાન ઐહિક વૈભવ તરફ અભાવ-ઉપજાવી નિર્વિકાર અને ત્યાગની ઉચ્ચતમ ભાવનાઓ ઉપજાવે છે, તેવું જ્ઞાન પણ સંસ્કૃત સાહિત્યે ભારતના જન સમાજને જૈનોએ અર્પ્યું છે. કેટલાએક એવા ભવ્ય અને મધુર લેખો છે કે તે ઉપરથી માનવવૃત્તિઓનો મહાન્ વિકાસ થઇ શકે છે. જૈન ધર્મના ઉપકારી અને વિચારશીળ મહાત્માઓએ ભારત સંસ્કૃત સાહિત્યનું રમણીય ઉદ્યાન ખીલાવી તેમાં ભારતીય પ્રજાને તેમના જીવનની સાર્થકતા કરવાના માર્ગો દર્શાવવારૂપ અનેક જાતના વિહાર સ્થાનો ગોઠવ્યાં છે, અને ઇચ્છાનુસાર તેમાં પ્રવૃત્તિ કરવાને તે સર્વને માટે ખુલ્લા મુક્યા છે, તેનો લાભ પ્રજાએ કેવી રીતે લેવો? એ વાત સર્વની ઇચ્છા ઉપર છે.

જૈન સંસ્કૃત સાહિત્ય સંબંધી જેટલું લખવું હોય તેટલું લખી શકાય તેમ છે. તેને લેખનીને જેટલું નૃત્ય કરાવી શકાય તેમ છે. અપરિમિત અને અગાધ એવા એ સાહિત્ય સાગરનો પાર આવી શકે તેમ નથી. આ વિવેચન તો તેનું માત્ર એક બિંદુરૂપ છે.

આપણું કર્તવ્ય હવે એટલું છે કે, આપણે આપણા જૈન સંસ્કૃત સાહિત્યનો ઉત્કર્ષ કરવા તન, મન, અને ધનથી પ્રયત્ન કરવો જોઇએ. આ સંસાર અને તેનો વૈભવ વિલાસ માટેની સર્વ વાસનાનો ત્યાગ કરી, ઇંદ્રિયદમન અને મનઃ સંયમ કરી આપણા પૂર્વજોએ જે સાહિત્ય રત્નોના મહાન્ ભંડારો ભરેલા છે, તેમનો આપણે ઉદ્ધાર કરવો જોઇએ. એ મહાન્ ભંડારોજ આપણું સર્વસ્વ છે. તેમના પ્રભાવથી આપણે મનુષ્ય જીવનની ઉચ્ચતા પ્રાપ્ત કરવાને સમર્થ થવાના છીએ. ઐહિક અને પારલૌકિક સુખ તથા મુક્તિ અને ઉચ્ચતમ પ્રેમ સંપાદન કરવાનું મુખ્ય અને અદ્વિતીય સાધન આપણું સાહિત્ય છે. આપણા સાહિત્યેજ આપણું જૈનત્વ ટકાવી રાખ્યું છે અને આ જગત્ ઉપર આપણા ધર્મની જાહોજલાલી રહી છે, તેથી જેણે આપણને મનુષ્ય જીવનના ઉચ્ચ માર્ગો બતાવ્યા છે, જેણે આંતરિક પ્રકાશની અદ્ભુત શક્તિ પ્રકાશિત કરી તેને બાહેર લાવવાનો માર્ગ બતાવ્યો છે અને જેણે અધ્યાત્મ જ્ઞાન ઝળકાવીને આપણને આત્મબોધ આપ્યો છે, તે આપણું જૈન સંસ્કૃત સાહિત્ય આ વિશ્વ ઉપર વિશેષ વિકાસિત થાય, તેવો પ્રયત્ન કરવાની ભાવના આપણામાં જાગ્રત થાઓ.

---

× × × લેખક મહાશય પ્રસિદ્ધ વક્તા મુનિ મહારાજશ્રી ચારિત્રવિજયજી આ લેખના સંબંધમાં જણાવે છે કેઃ-"જો કે આ લેખ ઉતાવળને લઇને તથા કામના પ્રસંગને લઇને ટુંકો લખાયો છે તોપણ તેમાં જે મુખ્ય બાબતો જોઇએ તે બરાબર દર્શાવેલી છે." આમ ઉતાવળથીજે સમયનો ક્રમ જાળવવો જોઇતો હતો તે જળવાયો નથી એ સહેલાઇથી સમજી શકાશે. આની અંદર જે જે ઉત્તમ નાટકો, મહાકાવ્યો, ટીકા વગેરે જણાવવામાં આવ્યાં છે તે છપાવી પ્રગટ કરવાં જોઈએ અને બની શકે તો કેટલાંકનાં ભાષાંતર પણ કરાવા યોગ્ય છે. અત્યાર સુધી જે પુસ્તકો જૂદી જૂદી પુસ્તક પ્રસારક સંસ્થાએ છપાવી પ્રગટ કર્યા છે. તેઓમાંની એકપણનું લક્ષ નાટક પરતો ગયુંજ લાગતું નથી. તો તે પર લક્ષ રાખી તે સંસ્થાઓ બનતો ઉદ્યમ કરશે. તંત્રી.

---

# સંવત્ સત્તરમા સૈકામાં જૈન સંઘની સ્થિતિ

**( પ્રાચીન લેખો-આજ્ઞાપત્રો. ૧ શાસન.)-પ્રાચીન ગૂજરાતી ગદ્યના નમુનાઓ.**

શ્રી વિજયદાન સૂરિ ગુરૂભ્યો નમઃ સંવત ૧૬૪૬ વર્ષે પોષ શુદ ૧૪ શુક્રે શ્રી પત્તન નગરે શ્રી હીરવિજય સૂરિભિ લિખ્યતે, સમસ્ત સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકા યોગ્ય શ્રી વિજયદાન સૂરિ પ્રાસાદાત માત ૭, બોલનાકર્થ આ શ્રી વિસંવાદ ટાલવાનઇ કાજઇ તેહજ સાત બોલનો અર્થ વિવરીનઇ લિખિઇ છઇ, બીજા પણિ કેટલાએક બોલ વિવરી નઇ લિખાઇ છઇ, પરપક્ષીનિં કુણઇ કિસ્યો કઠિન વચન ન કહિવું ૧ તથા પરપક્ષીકૃત ધર્મકાર્ય સર્વથા અનુમોદવા યોગ્ય નહીં ઇમ કુણઇ ન કહિવું, જે માટઇ દાન, સુચિપણું,

સ્વભાવઇ વિનીતપણઉ, અલ્પકષાયીપણું, પરોપકારીપણું, દાક્ષિણ્યાલુપણું, પ્રિયભાષિપણું, ઇત્યાદિ જે જે માર્ગાનુસારી ધર્મ કર્તવ્ય તે નિજ શાસનથી અનેરાઇં સમસ્ત જીવ સંબંધિયા શાસ્ત્રનઇં અનુસારઇ અનુમોદવા યોગ્ય જણાઇં છઇ તો જૈન પરપક્ષી સંબંધી માર્ગાનુસારી ધર્મકર્તવ્ય અનુમોદવા યોગ્ય હોઇં તે વાતનું સ્યું કહવું. ૨ ગછનાયકનઇ પૂછયા વિના શાસ્ત્ર સંબંધિની કિસી નવી પરૂપણા ન કરવી. ૩ દિગંબર સંબંધિયાં ચૈત્ય ૧, કેવલ શ્રાદ્ધ પ્રતિષ્ઠિત ચૈત્ય ૨, દ્રવ્ય લિંગીનિં દ્રવ્ય નિષ્પન ચૈત્ય ૩ એ ત્રિણિ ચૈત્ય વિના બીજાં ચૈત્ય વાંદવા પૂજવા યોગ્ય હોઈ એ વાતની શંકા ન કરવી. ૪ તથા સ્વપક્ષીના ઘરનઇ વિષઇ પૂર્વોક્ત ત્રિણિની અવંદનિક પ્રતિમા હોઇ તે સાધુનઇ વાસક્ષેપઇ વાંદવા પૂજવા યોગ્ય હોઇ. ૫ તથા સાધુની પ્રતિષ્ટા શાસ્ત્રઇ છઇ. ૬ સાધર્મિક વાત્સલ્ય કરતાં સ્વજનાદિક સંબંધ ભણી પરપક્ષીનિં જમવા તેડઇ તો સાહમીવત્સલ ફોક ન થાઇં. ૭ તથા શાસ્ત્રોક્ત દેશ વિસંવાદિ નિહ્નવ સાત સર્વ વિસંવાદી નિહ્નવ ૧, એ ટાલી બીજા કોઇનિં નિન્હવ ન કહવા. ૮ પરપક્ષી સંઘાતઈ ચર્ચાની ઉદીરણા કુણઇ ન કરવી. પરપક્ષી કોઇ ચર્ચાની ઉદીરણા કરઇ તો શાસ્ત્રનઇ અનુસારઇ ઉત્તર દેવો. પણિ કલેશ વાધઇ તિમ ન કરવું. ૯ તથા શ્રી વિજયદાન સૂરઇં બહુ જન સમક્ષ જલશરણ કીધો તે ઉત્સૂત્ર કંદ કુદાલ ગ્રંથ તે માહિલો અર્થ બીજાઈ કોઇ શાસ્ત્રમાહિં આણ્યો હોઇ તે અર્થ તિહાં અપ્ર(મ)ાણ જાણવો. ૧૦ સ્વપક્ષીય સાર્થનઇ અનુયોગઇ પરપક્ષીય સાથઇ યાત્રા કર્યા માટઇ યાત્રા ફોક ન થાઇ. ૧૧ તથા પૂર્વાચાર્યનઇ વારઇં જે સ્તુતિ સ્તોત્રાદિક કહવાતાં કુણે ના ન કહવી. ૧૨ એ બોલથી અન્યથા પરૂપઇ તેહનઇ ગછનો તથા સંઘનો ડબકો સહી.

અત્ર શ્રી વિજયસેન સૂરિ મતં
ઉપાધ્યાય શ્રી ધર્મસાગર મતં
૧ ઉ. શ્રી કલ્યાણ વિજય ગ. મતં
ઉ. વિમલહર્ષ ગ. મતં.
ઉ. શ્રી સોમવિજય ગ. મતં.
પં. શ્રી સહજસાગર ગ. મતં.
પં. શ્રી કાન્હર્ષિ મતં.

[ આ પ્રાચીન લેખ અમને એક સહૃદય મિત્ર તરફથી પ્રકાશનાર્થે મળ્યું છે તે અહીં તે સમયની ભાષા એમને એમ કાયમ રાખી પ્રગટ કરી જણાવીએ છીએ કે જે પ્રસંગે આ આજ્ઞાપત્ર લખાયું છે એટલે કે સં. ૧૬૪૬ માં ( સને ૧૫૯૦ ), તે પ્રસંગે ખરતરગચ્છ અને તપાગચ્છ વચ્ચે બહુ સખ્ત વિખવાદ ચાલતો હતો. બંને પક્ષ તરફથી ખંડન મંડનના પુષ્કળ ગ્રંથો રચાયા હતા અને બેઉ પક્ષો એક બીજા ઉપર અણછાજતા હુમલા કરતા હતા. એ ધાંધલ વધી પડયા પછી સમાધાનાર્થે તપાગચ્છના આ વખતના નાયક શ્રીમદ્

૧ કલ્યાણ વિજય ગણિ—જન્મ સં, ૧૬૦૧, દીક્ષા સં. ૧૬૧૬, શ્રી હીર વિજય મુનિના હસ્તથી લીધી. ઉપાધ્યાયપદ સં. ૧૬૨૪ માં પાટણ. આ પ્રખ્યાત શ્રીમદ્ યશોવિજય ઉપાધ્યાયના ગુરુના ગુરુ અને તેના ગુરૂ થાય. સવિસ્તર ચરિત્ર માટે જુઓ જૈન ઐતિહાસિક રાસ માળા પુષ્પ ૧ લું.

વિજયસેનસૂરિએ ધર્મસાગર ઉપાધ્યાય રચિત કુંદંદોકુંદાલ' નામનો ખંડનાત્મક ગ્રંથ તેને ઉત્સૂત્ર તરીકે જણાવી અમાન્ય ઠરાવ્યો અને જલશાયી કર્યો અને ધર્મસાગર ઉપાધ્યાયની તેમાં સંમતિ લઇ આ પ્રબળ ઝગડાના સમાધાનાર્થે આ આજ્ઞાપત્ર શ્રીમદ્ ×વિજયસેન સૂરિની સંમતિ લઇ +હીરવિજયસૂરિએ લખી જગ્યા જગ્યાએ ફેરવ્યું. આવા સમાધાન કારક સંત મહાત્મા પુરૂષને કેટલો બધો ધન્યવાદ ઘટે છે! આવીજ રીતે જો પુરૂષાર્થ દરેક વિરોધી પ્રસંગોમાં હમણાંના મહાપુરૂષોએ સ્ફુરાવ્યું હોત તો કેટલી વિષમતા, કલેશમયતા, અને વિપત્તિ દૂર થાત! અનેક કામો વિઘ્નમાં પડયાં છે અને પડયે જાય છે તેવી સ્થિતિ ન આવત. હાલના વિરોધને ઉપરના આજ્ઞાપત્રથી બલવત્તર રીતે શમાવવાની જરૂર રહે છે એ સહેજ સમજી શકાય તેમ છે. તેના એક એક બોલ વિચારવા જેવા છે. જેમકે.

(૧) પરપક્ષીને કોઇએ પણ કોઇ જાતનું કઠિણ-આકરું વચન ન કહેવું. [આ વચનનો આશય બધા સારી રીતે સમજતા હશે પણ કેટલા પાળે છે?]

(૨) પરપક્ષીને તે જે ધર્મના હોય તે ધર્મનાં કાર્ય સર્વથા અનુમોદવા યોગ્ય નથી. એમ કોઇએ કહેવું નહિ. [ આવું 'સર્વથા' શબ્દવાળું ગર્ભિતાશય કથન છતાં છેવટનું નિષેધાત્મક કથન સમાધાન અર્થે સુંદર રીતે વપરાયેલ શું નથી? ]

(૩) ગચ્છનાયકને પૂછ્યા વિના શાસ્ત્ર સંબંધી કોઇ નવી પ્રરૂપણા ન કરવી. [હમણાં ગચ્છનાયક કેટલા છે? શું સ્થિતિ છે તેનો નિર્ણય કરવો ઘટતો નથી? ]

(૪) દિગંબર સંબંધી ચૈત્ય, કેવલ શ્રાદ્ધ એટલે શ્રાવકથી પ્રતિષ્ઠિત થયેલ ચૈત્ય અને દ્રવ્યલિંગીનાં દ્રવ્યથી નિષ્પન્ન થયેલ એમ એ ત્રણ જાતનાં ચૈત્ય સિવાય બીજાં સર્વ ચૈત્ય વાંદવા યોગ્ય છે અને તેમાં કોઇએ શંકા કરવી નહિ. [આવી આજ્ઞાથી કોઇપણ ગચ્છનું ચૈત્ય માન્ય થયું છે એ આનંદદાયક બીના છે ]

(૫) સ્વપક્ષીનાં ઘરમાં પૂર્વોક્ત ત્રણ અવંદનિક પ્રતિમા હોય તે સાધુને વાસક્ષેપથી પૂજનિક થાય.

(૬) સાધુની પ્રતિષ્ઠા શાસ્ત્રોક્ત છે, [અમુક સાધુવર્ગને માન આપનાર તેમની પ્રતિષ્ઠા કરે તો તેમાં બીજા સાધુવર્ગને માનાપમાન કંઇ હોઇ શકે? ]

(૭) સાધર્મિક વાત્સલ્ય કરતાં સ્વજનાદિક સંબંધથી પરપક્ષીને જમવા તેડવાથી તે સ્વામી વચ્છલ ફોકટ થતું નથી. [આ પરથી એમ શું નથી થતું કે પરપક્ષીને સ્વજનાદિક સંબંધે નોતરી શકાય તેમજ પરપક્ષીને ત્યાં તેવા સંબંધે નોતર્યા જમવા જઈ શકાય?]

(૮) શાસ્ત્રમાં કહેલ જે સાત દેશ વિસંવાદી નિન્હવ અને એક સર્વ વિસંવાદી નિન્હવ મળી આઠ છે તે સિવાય બીજા કોઇને નિન્હવ ન કહેવા. [આ પરથી એક ગચ્છનો બીજા ગચ્છનાને નિન્હવ ન ગણી શકે ]

---

× વિજયસેન સૂરિ ( તપાગચ્છની ૫૯ મી પાટે) જન્મ સં. ૧૬૦૪ નારદ પુરિમાં દીક્ષા ૧૬૧૩, બાદશાહ અકબરે તેમને 'કાલિસરસ્વતિ' એ બિરૂદ આપ્યું. સ્વર્ગગમન સં. ૧૬૭૧ જ્યેષ્ઠ વદિ ૧૧ સ્તંભ તીર્થમાં

+ હિરવિજય સૂરિ. ( તપાગચ્છની ૫૮ મી પાટે ) જન્મ સં. ૧૫૮૩ માર્ગશીર્ષ શુદી ૯ પ્રહલાદનપુરમાં, દીક્ષા પાટણમાં સં. ૧૫૯૬, વાચકપદ સં. ૧૬૦૮, સૂરિપદ સં. ૧૬૧૦, સ્વર્ગગમન સં. ૧૬૫૨ ના ભાદ્રપદ શુદિ ૧૧ ને દિને ઉન્ના (ઉના)માં થયું.

(૯) પરપક્ષી સંઘાતે ચર્ચાની ઉદીરણા કોઇએ ન કરવી [એટલે લેવા દેવા વગર ચર્ચા જગાડવી નહિ ] અને કોઇ પરપક્ષી ચર્ચાની ઉદીરણા કરે તો શાસ્ત્રાનુસાર ઉત્તર દેવો, પણ **કલેશ વધે તેમ ન કરવું.** [એટલે ગાળો ભાંડવી, કુત્સિત વચન કાઢવાં એમ થવું ન જોઇએ]

(૧૦) જે ગ્રંથ શ્રી **વિજયદાનસૂરિએ** બહુ જન સમક્ષ જલશરણ કર્યો તે ઉત્સૂત્ર કંદકુદ્દાલ ગ્રંથ માંહેનો અર્થ બીજાએ કોઇ ગ્રંથમાં આણ્યો હોય તો તે અર્થ ત્યાં અપ્રમાણ જાણવો, [આવીજ રીતે જે કોઈ ગ્રંથમાં અપ્રમાણ લખેલું હોય તે સિદ્ધ કરી બહુ જન સમક્ષ અપ્રમાણ ભૂત તરીકે સિદ્ધ કરવો જોઇએ અને ત્યારપછી તેને અપ્રમાણભૂત જાહેર કરવો જોઇએ. ]

(૧૧) સ્વપક્ષીય સાથ સાથે પરપક્ષીય હોય ને યાત્રા કરી હોય તો તેથી યાત્રા ફોકટ જતી નથી.

(૧૨) તથા પૂર્વાચાર્યોના સમયમાં જે સ્તુતિ સ્તોત્રાદિ કહેવાતાં હતાં તે બોલતાં કોઇએ ના ન કહેવી. [ અટકાવવા નહિ કે દોષ ન ગણવો. આમ હોય તો ત્રિસ્તુતિ ચતુર્થ સ્તુતિના ઝઘડા કેટલે અંશે વ્યાજબી છે ? ]

આ બોલથી અન્યથા પ્રરૂપનારને ગચ્છનો તથા સંઘનો ઠપકો છે સહી.

ઉપરોક્ત કુંદકુદ્દાલના રચનાર ધર્મસાગર ઉપાધ્યાયે પોતે તે ગ્રંથ જલશાયી કરવામાં સંમતિ આપી છે એ તેની અમમત્વ બુદ્ધિ ઐક્ય પ્રત્યે ભાવના, અને સુજ્ઞતા સૂચવે છે. તે સમર્થ વિદ્વાન્ પુરૂષ હતા એ નિસંશય છે. તેમણે દરેક મતમતાંતરમાં જઇ તેનું ખંડન કરવા માટે પુ‍ષાર્થ સારો સેવ્યો હોય એમ જણાય છે કારણ કે સં. ૧૬૧૭ માં ઔષ્ટ્રિક મતોત્સૂત્ર દીપિકા અને ત્યારપછી કુપક્ષ કૌશિક સહસ્ર કિરણ નામનો નિ· શાન ગ્રંથ રચેલ છે. **૨. શાસન.**

શ્રી હીરવિજય સૂરિ પરમ ગુરુભ્યો નમ—સંવત ૧૬૫૮ વર્ષે ફાલ્ગુન સિત દસમી રવૌ અહમ્મદાવાદ નગરે શ્રી વિજયસેન સૂરીભિ ર્લિખ્યતે. સમસ્ત સાધ્વી શ્રાવક શ્રાવિકા યોગ્ય.

૧ સાધ્વીઇ વખાણ વેલાએ આવવું અને આઠિમ પાખિયે આખો દહાડો આવે તો ના નહિ.

૨ તથા શ્રાવિકાએ પિણ વખાણનિ વેલાએ આવવું અને વખાંણ ઉઠયા પછી શ્રાવિકા વાંદવા આવે તો વાંદિને પાછિ વલે પણ બેસવું નહિ તથા ઉભા રહેવું નહિ તથા સાંઝે દિવાનું કામ હોય તિહારેં શ્રાવિકાએ ઉપાશરા બાહિર બેસી સાંઝી દેવી તથા ઉપધાનની ક્રીયા કરણહારિ શ્રાવિકા સર્વ એકઠી મિલિને ઉપાશ્રયે આવવું અને તરત ક્રિયા કરીને જવું પણ બેસી ન રહેવું.

૩ તથા ગીતાર્થે માસ મધ્યે આઠમ ચઉદસી પંચમી એ ૭ દિવસને વિષેજ આલોઅણ દેવી કારણ વિના

૪ તથા પચાસ વર્ષ મધ્યવર્ત્તિ પન્યાવિકાને (?) આલોયણ દેવી નહિ

૫ તથા ઉત્તરાધ્યયન પ્રમુખ કાલિક સિદ્ધાંત સંભળાવ્યું જોઇએ તો સાંઝની પડિલેહણ કર્યા પછી આઠમ પાખિને દિહાડે સંભલાવવું, કારણ વિના.

૬ તથા શ્રી વિજયદાન સૂરીને વારે તથા શ્રી હીરવિજય સુરીને વારે જે ગ્રંથની થાપના છે તે ગ્રંથ ગચ્છનાયકની આજ્ઞાપૂર્વક ગીતાર્થે સોધ્યો હોય તો તે પ્રવર્તાવવા તથા વિખાવવા, અન્યથા નહિ.

૭ તથા યતિસમસ્તે આદ્રા પડેનો ૩ **શાસન** આદેશ હોય તેણે ક્ષેત્ર પોહોચવુ મુહુર્તાદિકનુ કારણ હોય તો ક્ષેત્રને દસ કોસિમાહે જઇ રહેવ, છતે યોગે

૮ તથા જેણે ગીતાર્થે આલોયણનુ આમ્નાય જાણ્યુ હોય અને ગચ્છનાયકને સભળાવ્યો હોય તેણે શ્રાવિકાને આલોયણ દેવી

શ્રી હીરવિજયસૂરિ પરમ ગુરુભ્યો નમ શ્રી વિજયસેનસૂરીભિલિખ્યતે સવત ૧૬૭૦ વર્ષે દ્વિતીય જ્યેષ્ઠવદિ ત્રયોદસી દિને અનર.

ચોમાસાના આદેશ સાઉ દેસાતરે વિહાર કરતા વસ્ત્રા પાત્રાદિક કોણે બાધિ જાનુ નહિઅને જે કોઇ બાધિને મુકી ગયા છે તેણે આવિને ખરચવુ વસ્ત્ર પાત્રાદિક, અન્યથા તેહને દિક્ષાનો આદેશ પ્રસ્તાવને મેને થાસ્યે ૧

તથા એકદેશ મધ્યે વિહાર કરતા કદાચિત્ કારણ માટે વસ્ત્ર મુકી જાય તો પોથાને આધારે બાધિ મુકવુ નહિ એ રીત વિના જે કોઇ વસ્ત્રાદિક મુકી જાસે તેહનુ તેહનું વસ્ત્રાદિક ખરચાસ્યે પણ્િ તેહને નહિ અપાય. ૨

તથા જે નીશ્રાયે જ્ઞાન દ્રવ્ય પાછિલુ હોય તેણે પોતાનિ નીશ્રાર્યે ટાલવુ અને પુસ્તકની સામગ્રી ના મિને તો જેણે ગામે ભડાર હોય તે ગામના સઘની સાખે ભડારે મુકવુ અન્યથા તેહને દિશાનો આદેશ પ્રસ્તાવે થાસ્યે અને વૈશાખ પછી જેહનીશ્રામા જ્ઞાનદ્રવ્ય સંભનાસ્યે તેહને મોગ દડમા લખાસ્યે ૩

તથા જેણે ઘરે કોઇ માટિ ન હોય અને એકલી જ શ્રાવિકા હોય તેણે ઘરે કોણે વસ્તુ પુસ્તકાદિક બાધી મુકવુ નહિ ૪

તથા જેણે યતિયે દિક્ષાનો ભાવ ઉપાયો હોય તેણે યતિયે સુનગે માગે ભવ્યપાસે નિખાવિ લેવુ નહિ અને કદાચિત્ નિખાવિ લીયે તો તે ગામના વડા ૪ શ્રાવકની સાક્ષિપૂર્વક નિખાવિ લેવુ અને ભવ્યનો ભાવ કદાચિત પનટાય તો વર્ષ ૨ પછી તેહનો સબધ નહિ તે ભવ્યનો જિહા ભાવ હોય તિહા દિક્ષા લેતા કુણે અતરાય ન કરવો અતરાય કરસ્યે તેહને ૪ **શાસન** દડમા આવસ્યે સહિ ૬

શ્રી વિજયસેન સૂરિભિર્લિખ્યતે-સમસ્ત સાધુ સમુદાય યોગ્ય અપર

જ્ઞાન દ્રવ્ય કુણે યતિઇ ગૃહસ્થ કને માગવુ નહિ અને ગૃહસ્થ આલે તો નિશ્રાઈ રાખવો નહિ કદાચિત્ સિધિ પતિ (પ્રત) ગૃહસ્થ આપે તો તેહ છઇતડા (?) લેવી નહિ તથા માસ કલ્પનિ મર્યાદા કુણે ભાજવી નહિ, શેષ કાલે પિણ યથા યોગ્યે ફિરતે ક્ષેત્રે વિહાર કરવો તથા વસ્ત્ર પાત્રા દિક ઉપકરણ ગૃહસ્થ પાસે કુણે ઉપાવવુ નહિ, સંક રાદિકે થાનવુ નહિ તથા ડામડા પાય નિમિત ભગત ભગિયા તથા મિઠાઇ લુધરા પ્રમાવ લેવા નહિ, તથા દેવ જુહારવા, ગોચરી સ્થડિલ પ્રમુખ કાર્યે સાધુ સાધ્વી કુણે એકલા જાવુ નહિ અને જે એકલા જાય તેહને પાસાલાના ધણીઇ યતિને વહિ સાધ્વીયે સાધ્વીને આમિલ કરાવવુ અને આમિલ ન કરે તો તે સાથે મડલીનો સબધ કુણે કરવો નહિ તથા પુગી ફલના ખડ તેહનુ ચુર્ણ અને આખપત્ર તથા શુષ્કપત્ર અને ૨ નુ ચુર્ણ એ વસ્તુ સર્વથા વિહરવુ નહિ એ સર્વ મર્યાદા રૂડિપેરે પાલવી જે એ મર્યાદા ભાજસે તેહને મડલિ બહિષ્કરણ પ્રમુખ આકરો દડનાઆવસ્યે તે શ્રી જ્યો તિશ્રી સાધુ મર્યાદા પટ્ટ

૫. શાસન ભટ્ટારક શ્રી હીરવિજય સૂરીશ્વર પટ્ટાલંકાર ભટ્ટારક શ્રી વિજયસેન સૂરીશ્વર ગુરૂભ્યો નમઃ સંવત ૧૬૭૨ વર્ષે અસાઢ શુદ્ધ દ્વિતીયાવાસરે શ્રી પત્તનનગરે શ્રી વિજયસેન સૂરિભિ લિખતે સમસ્ત સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકા ચતુર્વિધિ સંઘ સમુદાય યોગ્યં

૧ અપરં ભટ્ટારક શ્રી હીરવીજય સૂરિશ્વરેં જે બાર બોલ પ્રસાદ કર્યા તથા ભટ્ટારક શ્રી વીજયસેન સૂરીશ્વરે પ્રમાદ કર્યા જે સાત બોલ તથા ભટ્ટારક શ્રી હીરવીજય સૂરીશ્વરે તથા ભટ્ટારક શ્રી વિજયસેન સૂરીશ્વરે. બીજાયે જે બોલ પ્રસાદ કર્યા તે તિમહિજ કહેવા પણી કોણે વિપરિતપણે ન કહેવા. જે વિપરિતપણે કહેસ્યેં તેહને આકરો ડબકો દેવરાસે.

૨ તથા માસ કલ્પનિ મર્યાદા સમસ્ત યતીઇં સુધિ પાલવી અને ફીરતે ક્ષેત્ર વિહાર કરવો.

૩ તથા ગૃહસ્થાદિકને ઘરે જઇને પુસ્તકાદિકને બાંધવું નહિ અને ઘરે મુકવું તે પોતાના ગુરૂને પૂચ્છીને મુકવુ. ગૃહસ્થે પણ તેહેના ગુરૂને પૂછીનેજ રાખવું. સર્વથા પૂછ્યા વિના ન રાખવું.

૪ તથા માર્ગે દેહરેં ગોચરીઇ સ્થડિલ પ્રમુખ કાર્યે જાતાં વાત ન કરવી અને કદાચિત્ બોલવું પડે તો એક જાણુ પાસે ઉભા રહિને બોલવું.

૫ તથા દીવાન મધ્યે ગચ્છનાયકની આજ્ઞા વિના સર્વથા ન જાવું અને કદાચિત્ સર્વથા જાવું પડે તો વડેરા ગૃહસ્તને સંમત કરી જાવુ પણ તિહાં જઇ નવો કિસ્યો ઉપાધિ ન કરવો.

૬ તથા ૭ ઘડિ મધ્યે સર્વથા ઉપાશ્રય બાહિર ન જાવુ કદાચિત્ જાવું પડે તો ગુરૂને પુછીને.

૭ તથા પટ્પર્વીઇ સર્વથા વિકૃતિ વિહરવી નહિ.

૮ તથા ચઉમાસાને પારણે ગીતાર્થે દસકોસીઈ તથા પનર કોસીઇ ફાગુણ ચોમાસા લગે ફિરતે ક્ષેત્રે વિહાર કરવો કારણ વિના.

૯ તથા વર્ષાકાલ વિના સાધ્વીઇં વસ્ત્રક્ષાલન કારણ વિના ન કરવાં. અને સાધુ તો એ સર્વથા વસ્ત્રાદિકનું ક્ષાલન ન કરવું અને ગૃહસ્થ પાસે જ્ઞાન દ્રવ્ય ન માંગવો; માગે તેને ગૃહસ્થે પિણ નાપવો સાધ્વીને, તથા શ્રાવિકનિ રાસભાસ ગીતાદીક ભણવવાં નહિ. એકલા સાધુસાધ્વીયે કિસ્યેં કાર્યે સર્વથા ઉપાશ્રય બાહિર ન જાવું. ઇત્યાદિક ભટ્ટારક શ્રી વીજયસેન સુરીશ્વરે તથા ભટ્ટારક શ્રી વીજયસેન સુરીશ્વરે પ્રામાદ કરી જે સકલ મર્યાદા તે સાધુ સાધ્વીઇં રૂડિ પરે પાલવી.

તંત્રી.

---

# ખરતરગચ્છની વેગડશાખાની કંઈક માહિતી

( ન્યાય-વ્યાકરણતીર્થ પં. હરગોવિંદદાસ ત્રિકમચંદ શેઠ ).

જુદા જુદા ગચ્છોમાં જુદા જુદા સમયે નિકળેલી શાખાઓના સંબંધમાં હજૂ સુધી જોઇએ તેવો પ્રકાશ નથી પડ્યો, એ વાત ઇતિહાસ પ્રેમિઓથી અજાણી નથી. અને તેટલા માટે, જેમ ઇતિહાસનાં બીજાં અંગોને પ્રકાશમાં લાવવાની આવશ્યકતા સ્વીકારાય છે, તેવી રીતે આ અંગને માટે પણ લેખકોએ વિશેષ પ્રયત્ન કરવાની જરૂર છે, એમ ભાર દઇને કહેવું પણ અસ્થાને કે અધિક પડતું ગણાશે નહિં. અને જ્યાં સુધી આપણે આ અંગને છૂટા-છવાયા પ્રયત્નોથી પણ વધારે પુષ્ટ કે વધારે પ્રકાશિત નહિ કરી શકીએ, ત્યાં સુધી કોઇપણ ગચ્છનો ઇતિહાસ લખવા વખતે ઘણીજ મુશ્કેલીઓની સ્હામે થવું પડશે, એ વાત નિર્વિવાદ સ્વીકરણીય છે.

આજે આવી શાખાઓ પૈકીની ખરતરગચ્છની વેગડ શાખાના સંબંધમાં કંઇક પ્રકાશ પાડવાનો, અપૂર્ણ, પરન્તુ જરૂરનો પ્રયત્ન છે. આશા છે કે-ઇતિહાસ પ્રેમિઓનેઆ પ્રયત્ન અમુક અંશમાં પણ જરૂર ઉપયોગી થશે

આ વેગડ શાખાની ઉત્પત્તિના સંબંધમાં, બૃહદ્ ખરતરગચ્છની પટ્ટાવલી, કે જે વેમરકૃતસૂચીપત્રના પૃ ૧૦૩૦ માં પ્રકાશિત થઈ છે, તેની અંદર આ પ્રમાણે લખવામાં આવ્યું છે—

" तद्वारके सं. १४२२ वेगड़ खरतरशाखा भिन्ना, तदेवम्—प्रथमं धर्मवल्लभवाचकाय आचार्यपदप्रदानविचारः कृत आसीत्। पश्चात् तं सदोषं ज्ञात्वा द्वितीय शिष्याय आचार्यपदं दत्तं। तदा रुष्टेन धर्मवल्लभगणिना जयशलमेरुवास्तव्य छाजहड गोत्रीयस्वसंसारिणामग्रे सर्वोऽपि स्ववृत्तान्तः प्रोक्तः। ततः तेषां मध्ये कैश्चित् तद्भ्रात्रादिभिरुक्तम्, 'अस्माकं त्वमेवाचार्यः। वयमन्यं न मन्यामहे इति'। तदा तत्रायं चतुर्थो गच्छभेदो जातः। परं तत्संसारिण एव द्वादशश्रावका जाताः। नाऽन्ये। तथा गुरुशापात् तद्गच्छे एकोनविंशति यतिभ्योऽधिका यतयो न भवन्ति। यदि स्यात्तदा म्रियते इति।"

અર્થાત્—*શ્રીજિનોદયસૂરિના વારામાં સં. ૧૪૨૨ માં ખરતરગચ્છની વેગડશાખા

---

*શ્રીજિનોદયસૂરિ-ખરતરગચ્છની ૫૪ મી પાટે થયા. મૂળગામ પાલ્હણપુર-ત્યાંના શાહ રૂંદપાલ તે પિતા અને માતા ધારલદેવી જન્મ સં. ૧૩૭૫ મૂળનામ સમરો. તેનું પદ સ્થાપન સ્તંભતીર્થમાં તરુણપ્રભાચાર્યે સં. ૧૪૧૫ આષાઢ શુદિ ૨ ને દિને કર્યું. ત્યાંના જિનોદયે અજિતનું ચૈત્ય બંધાવ્યું, અને શત્રુંજય ઉપર પાંચ પ્રતિષ્ઠા કરી. મરણ પાટણમાં સં. ૧૪૩૨ના ભાદ્રપદ વદિ ૧૧ ને દિને થયું. તંત્રી.

આ પ્રમાણે નીકળીઃ—આચાર્યે પ્રથમ શ્રીધર્મવલ્લભવાચકને આચાર્યપદ આપવાનો વિચાર કર્યો હતો, ત્યારપછી તેઓને સદોષ જાણીને બીજા શિષ્યને આચાર્યપદ આપ્યું. ત્યારે રુષ્ટ થયેલ ધર્મવલ્લભગણિએ જેસલમેરના રહેનાર છાજડગોત્રીય પોતાના સંસારી પક્ષની સમીપે આ વૃત્તાન્ત કહ્યો. ત્યારે તેમાંના તેમના ભાઇ વિગેરેએ કહ્યું કે-" અમારા તમેજ આચાર્ય. અમે બીજાને માનીશું નહિં.' બસ, આથી આ ચોથો ગચ્છભેદ નિકળ્યો. હેમના સંસારી માત્ર બાર શ્રાવકોજ તેમના પક્ષીય થયા. અને ઓગણીસ યતિથી અધિક યતિઓ નથી થતા અને જો કોઈ થાય, તો તે ગુરુના શ્રાપથી મરી જાય.

આ વૃત્તાન્ત ક્યાં સુધી સત્ય છે, તે કંઇ કહી શકાય નહિં. કેમકે ઘણી વખત, એ કબીજાના દૂષણના કારણે પોતાના પક્ષની નિર્દોષતા બતાવવાની ખાતર એક પક્ષવાળા તરફથી લખાતા વૃત્તાન્તમાં સત્યવૃત્તાન્તનું રૂપાન્તર અવશ્ય થતું જોવામાં આવે છે. પરન્તુ આથી તો વૃત્તાન્ત લખનારના હૃદયની સંકુચિતતાજ જણાઇ જાય છે. ઉપરનું વૃત્તાન્ત જોતાં આ લેખકને તો એવીજ સંકુચિતતા પ્રતિભાસે છે.

ખેર, ગમે તેમ હો, પરન્તુ સં. ૧૪૨૨ ની સાલમા શ્રીધર્મવલ્લભગણિ (આચાર્ય થયા પછીના શ્રીજિનેશ્વરસૂરિ) થી વેગડશાખા નિકળી, એ તો ચોક્કસજ છે.

આ વેગડશાખાના ઉત્પાદક શ્રીજિનેશ્વરસૂરિ પછી શ્રીજિનશેખરસૂરિ, તે પછી શ્રીજિનધર્મસૂરિ થયા છે. આ પ્રમાણે અનુક્રમથી નામો ખરતરગચ્છની એક પટ્ટાવલીમાં—ગુર્વાવલીમાં પણ આપવામાં આવ્યાં છે, કે જે ગુર્વાવલી અહિં આપવામાં આવે છેઃ—

## *વેગડ ખરતરગચ્છ ગુર્વાવલી.

પણમિય વીર જિણંદ ચંદ કય સુકય પવેસો,
ખરતર સુરતરૂ ગચ્છ સ્વચ્છ ગણહર પભણેમો;
તસુ પય પંકય ભમરસમ રસજિ ગોયમ ગણહર,
તિણિ અનુક્રમિ સિરિ **નેમિચંદ** મુણિ મુણિ ગુણ મુણિહર. ૧
સિરિ **ઉદ્યોતન વર્દ્ધમાન** સિરિ સૂરિ **જિણેસર**,
થંભણપુર સિરિ **અભયદેવ** પયડિય પરમેસરઃ
**જિણવલ્લહ જિણદત્ત** સૂરિ **જિણચંદ** મુણીસર,
**જિણપતિ** સૂરિ પયામ વાસ પટ્ટ સૂરિ **જિણેસર**. ૨
ભવભય ભંજણ **જિણપ્રબોધ** સૂરિહિ સુપસંસિય,
જિણવર ભત્તિ નિરત્ત જુત્ત **જિણચંદ** નમુંસિય;
આગમ છંદ પમાણ જાણ તવ તેઉ દિવાયર,
સિરિ **જિનકુશલ** મુણિંદ ચંદ ધીરિમ ગુણ સાયર. ૩
ભાવભંજણ કપ્પ સાખ **જિણપદ્મ** ગણીસર,
સબ સિદ્ધિ બુદ્ધિ સમિધિ વૃદ્ધિ **જિણલબ્ધિ** જઇસિર;

*આ ગુર્વાવલી વાચનાચાર્ય શ્રી કીર્તિમેરૂ કે જેઓ પંદરમી શતાબ્દિમાં થયા છે, તેમની હાથપોથીમાના એક પાનામાંથી પ્રાપ્ત થઇ છે. આ હાથપોથી પરમ ગુરૂશ્રી આચાર્ય મહારાજશ્રી પાસે મોજૂ
લેખક.

પાપ વ્યાપ સંતાપ તાપ મલયાનિલ આગર,
સૂરિ શિરોમણિ રાયહંસ, જિણચંદ ગુણાગર. ૪
બોહિય શ્રાવક લાખ સાખ સિવસુખ સુખદાયક,
મહિયલિ મહિમા માણ જાણ તોલઇ નહુનાયક;
ઝંઝણ પુત્ત પવિત્ત ચિત્ત કિત્તિહિં કલિ ગંજણ,
સૂરિ જિણેસર સૂરિ રાઇ રાયહંમણ રંજણ. ૫
ભીમ નરેસર રાજ કાજ ભાજન અઇ સુંદર,
વેગડ નંદન ચંદ કુંદ, જસુ મહિમા મંદર;
સિરિ જિનશેખર સૂરિ ભૂરિ પઇ નમઇ નરેસર,
કામ કોહ અરિ ભંગ સંગ જંગમ અલવેસર. ૬
સંપઇ નવવિધ વિહિત હેતુ વિહરઇ મુહિમંડલિ,
થાપઇ જિણવર ધમ્મ કમ્મ જુત્તઉ મુણિમંડલિ;
જાં ગયણંગણિ ચંદસૂર પ્રતપઇ ચિરકાલ,
તા લગ સિરિ જિણધમ્મ સૂરિ નંદઉ સુવિશાલ. ૭

ઉપરની પટ્ટાવલીમાં વેગડશાખાના ઉત્પાદ શ્રીજિનેશ્વરસૂરિ પછી જે અનુક્રમથી નામો આપવામાં આવ્યાં છે, તેજ અનુક્રમથી નામો, દુર્ગસિંઘકૃત કાતંત્રવૃત્તિની જે પ્રતિ, વેગડ શાખામાં થએલા પં૦ દેવભદ્રગણિએ પોતાના શિષ્ય પં૦ મહિમમંદિર મુનિને વાંચવા માટે લખી છે, ત્હેની અંતમાં પણ આ પ્રમાણે આપવામાં આવ્યાં છે:—

"संवत् १५८८ वर्षे चैत्रादौ माघ मासे कृष्णपक्षे त्रयोदशी कर्म्मवाटयां भौमवासरे मुलर्क्षे श्रीजेसलमेरुमहादुर्गे राउलश्री देवकर्णराज्ये श्रीखरतरगच्छे श्री जिनदत्तसूरि संताने श्रीजिनेश्वरसूरिपट्टे श्रीजिनशेखरसूरिपट्टालंकार चूडामणि श्रीजिनधर्म्मसूरि पट्टोदयाद्रिदिनमणि श्रीजिनचंद्रसूरिवराणां विजयराज्ये पं० देवभद्रगणिवरेण स्वविनेय पं० महिममंदिरमुनिपठनार्थं श्रीकातंत्रवृत्तिपुस्तकमलेखि."

જે જિનેશ્વરસૂરિએ વેગડશાખા કાઢયાનું આપણે ઉપર જોઇ ગયા, તે જિનેશ્વરસૂરિની સ્તુતિનું એક ગીત, શ્રીજિનસમુદ્રસૂરિએ બનાવેલું પ્રાપ્ત થયું છે, અને તે આ છે:—

## શ્રી જિનેશ્વરસૂરિ ગીત.

સૂર સિરોમણિ ગુણનીલો, ગુરૂ ગોયમ અવતાર હો,
સત્ગુરૂ તું કલિયુગ સુરતરૂ સમો, વાંછિત પૂરણ હાર હો. ૧
સદગુરૂ પૂરે મનોરથ સંઘના, આપો આણંદ પૂર હો. સદ૦
વિઘન નિવારો વેગલા, ચઢચંતા ચકચૂર હો. સદ૦ ૨
તું વેગડ બિરૂદે વડો, છાજહડાં કુલ છાત્ર હો. સદ૦
ગચ્છ ખરતરનો રાઉઓ, તું સિંગડ વર ગાત્ર હો. સદ૦ ૩
મદ ચૂર્યો માન તણો, ગુરૂનો લીધો પાટ હો. સદ૦
શુભ કરણ લીધા સદૂ, દુરજન ગયા દહ વાટ હો. સદ૦ ૪

આરાધી આણંદ સૂં, વારાહીત્રિ રાય હે। સદ૦
ધરણેંદ્ર પિણ પરગટ કીયો, પ્રગટી અતિ મહિમાય હો. સદ૦ ૫
પરતો પૂર્યો ધાંનનો, અણહિલવાડઈ માંહિ હો. સદ૦
મહાજન બંદ મૂકાવીયો મેલ્યો સંઘ ઉચ્છાહ હો. સદ૦ ૬
રાજનગરનઈ પાંગર્યા, પ્રતિબોધ્યો મહમદ હો. સદ૦
પદ દેવણોં પરગટ કીયો, દુષ દુરજન ગયા રદ હો. સદ૦ ૭
સીંગડ સીંગ વધારીયા, અતિ ઉંચા અસમાન હો. સદ૦
ધીગડ ભાઇ પાંચ મઈં, ધોડા દીધા દાંન હો. સદ૦ ૮
સવા કોડિ ધન પરચીયો, હરખ્યો મહમદ સાહ હો. સદ૦
બિરદ દીયો વેગડ તણો, પ્રગટ થયો જગમાંહિ હો. સદ૦ ૯
ગુરૂ સાવક સહુ વેગડા, વલિ વેગડપતિ સાહ હો. સદ૦
બિરદ ધર્યો ગુરૂ તાહરો, તુઝ સમવડ કુંણ થાય હો. સદ૦ ૧૦
શ્રી ૧સાચઉર પધારીઆ, મું [પું] હતાં ગચ્છ ઊચ્છરંગ હો. સદ૦
વેગડ થૂલગ ગોત્ર એ, માંહોમાંહિ સુરંગ હો. સ૦ ૧૧
રાડદ્રહીથી આવીયા, લષમસીહ મંત્રીસ હો. સ૦
સંઘ સહિત ગુરૂ વંદીયા, પુહતી મનહ જગીસ હો. સ૦ ૧૨
બરમપુત્ર વિહરાવીઓ, રાવણ કુલની રીત હો. સ૦
ચ્યાર ચોમાસા રાષીયા, પાલી ધર્મની પ્રીત હો. સ૦ ૧૩
સંવત ચવદ ત્રીસા સમૈ, ગુરૂ સંથારો કીધ હો. સ૦
સરગ થયો સક્તીપુરે, વેગડ ધન જસ લીધ હો. સ૦
પાટે થાપ્યો બરમનેં, કર અધિકો ગહગાટહો સ.
થૂંભ મંડાવ્યો તાહિરો જા જોને સણુરી વાટ હો સ. ૧૪
લોક પલક આવૈ ઘણા દાદા તુઝ દીવાણ હો સ.
જે જે આસ્યા ચિંતવઈ તે તે ચઢઇ પ્રમાણ હો સ. ૧૫
પટ પુત્રી ઉપર દીયો તિલોકસી નઈ પુત્ર હો સ.
પૂર્યો પરતો મન તણો રાખ્યો ઘરનો સૂત્ર હો સ. ૧૬
નં ઝાંઝણ સુત ગુણનિલો ઝબકુ માત મલ્હાર હો સ.
જિણચંદ્ર મર પાટઇ દિનકરૂ ગચ્છ વેગડ સિણગાર હો સ. ૧૭
સ ગુરૂ જિનેસર સુરદ્ગુ મરજ એક અવધાર હો સ.
સદગુરૂ ઉદય કરેજ્યો સંઘમઇ બહુ ધન સુત પરિવાર હો સ. ૧૮
પોસ સુદિ તેરસ નઇ દિનઇં યાત્રા કીધી ઉદાર હો સ.
શ્રી જિન સમુદ્ર સૂરિંદનઇ કરજ્યો જયજય કાર હો સ. ૧૯,

—શ્રી જિનસમુદ્રસૂરિ.

આજ વેગડ શાખાની અંદર થએલ શ્રી જિનચંદ્રસૂરિ કે જેઓશ્રી જિનભદ્રસૂરીના ગુરૂ થાય છે તેઓની સ્તુતિ રૂપ ગીત પણ શ્રી જિનસમુદ્રસૂરિએ બનાવ્યું છે, કે જે આ પ્રમાણે છેઃ—

૨ સાચોર.

## શ્રી જિનચંદ્ર સુરિ ગીત.

### રાગ મારૂ.

આજ ફલ્યો મ્હારઈ આંબલો રે પરતષ સુરતરૂ જાણ,
કાંમધેનુ આવી ધરે રે આજ ભલૈ સુવિહાણ, પધાર્યા પૂજજી રે.
શ્રી જિણચંદ્રસૂરિંદ, પધાર્યા પૂજજીરે,
શ્રી ચંદ કુલાંબર ચંદ પધાર્યા પૂજજી શ્રી ખરતર ગચ્છ નરંદ પધાર્યા પૂજજીરે
શ્રી વેગડ ગછ ઇંદ પધાર્યા પૂજજીરે ૧
ઢોલ દમામા વાજીઆ રે વાજ્યા ભેર નીસાંણ,
સુમતી જન હરષિત થયા રે કુમતી પડયો ભંડાણ. પધાર્યા. ૨
ધરિ ધરિ ગૂડી ઉછલઇ રે તલીયા તોરણ બાર,
પાવંડી કાંનઇ કીયા રે વેગડ ગછ જયકાર—ગછ ખરતર જયકાર પધાર્યા ૩
સૂહવ વધાવો મોતીયઇ રે ભર ભર થાલ વિશાલ,
પોટા કૂડ કદાગ્રહી રે તે નાઠા તતકાલ, પધાર્યા. ૪
વડઇ નગર સાચોરમઇ રે શ્રી પૂજ ઉગ્યોં ભાણ,
તારાં જ્યું ઝાંપાં થયા રે પોટા ઊર અજાણ પધાર્યા. ૫
પાટિ વિરાજ્યા પૂજજીરે સુલિલિત વાંણ,
અસુધ પરૂપક મયલડા રે ત્યાંના ગલીયા માંણ પધાર્યા. ૬
બાફણા ગોત્ર કલાનિશો રે સાહ રૂપસીકો નંદ,
શ્રી જિનસમુદ્ર કહઇ પૂજજીરે પ્રતપો જ્યું રવિ ચંદ પધાર્યા. ૭

**( શ્રી જિન સમુદ્ર સૂરિ.**

ઉપરનાં બન્ને ગીતોના કર્તા શ્રી જિનસમુદ્રસૂરિ પણ ખાસ વેગડ શાખામાં જ થએલા છે, અને તેઓની સ્તુતિ પણ, માઇદાસ નામના કવિ એ ગીતરૂપે આ પ્રમાણે કરી છે.—

### જિનસમુદ્રસૂરિ ગીતમ્.

ઢાલ કડખડે. રાગ ગુંઢ રામગિરી સોરઠ અરગજો.

શુધન દિન આજ જિનસમુદ્ર સૂરિંદ આયો, સૂરિંદ આયો સુ.
વડોગચ્છરાજ શીરતાજ વરવડ વષત તપત સૂરે તમઈ અતિ સુહાયો સુ. ૧
આવીયઇ પૂજ આણંદ હુવા અધિક ઇંદ્રિ પિણુ તુરત દરસણ દિપાયો
અસુભ દાલદ્ર તણી દૂર આરિત ટલી સકલ સંપદ મિલી સુજસ પાયો ૨ સુ.
ઉદય ઉદયરાજ તન સકલ કીધા ઉદય વાન વેગડ ગચ્છઈ અતિ વધાયો,
જાંચકાં દાંન દીધા બલી જુગતસું સમોવડ વલી સુવિત વાગો ૩ સુ.
સબલ સામ્હો સજે સ ગુરૂ નિજ આંણીયા સાહ છતરાજ મનમધ ઉમાહો.
ગેહણી સકલ હરષઇ કરી ગહગહી વિવિધ મણુ મોતીયાસું વધાયો. ૪ સુ.
પૂજ પદ ઠવણ સંધ પૂજ પરભાવના કરે નિજ વંમ છાજહડ સુભાયો,
ગંગ ગુણ દત્તરાજડ જિસા કૃત કરી ચંદ લગ સુજસ નામો ચડાયો ૫ સુ.

છહાં વરણાં દીપઈ દાંન દાંની છત્તો કલિયુગઇ કિરણ સાચો કહાયો,
સગુરૂ જિન સમુદ્ર સૂરિંદ ગૌતમ જિસો ધરમવંતઇં પરઈ ચિત્ત ધ્યાયો ૬ સુ.
ચતુર જિણ ચતુરવિધ સંઘ પહિરાવીયા જગત્રમઇ સુજસ પડહો વજાયો.
મૂલ ક્રમ મૂલ પય ચીતમઈ ધારતાં જયન સાસન તણો જય જગાયો, ૭ સુ.
ગુરે જિન સમુદ્ર સૂરિંદ સાચો સગુરૂ સાહ છત્તરાજ સેઠઇં સવાયો,
નિત્તિનંદ શાપ ક્રો જેમ વાધો સદા ગુણીય માઠદાસ ઇમ સુજસ ગાયો, ૮ સુ.

( માઇદાસ. )

આ જિનસમુદ્રસૂરિના સંબંધમાં પણ બીજાઓની માફક વિશેષ જાણવા જેવું નથી મળી આવ્યું, તો પણ તેમની ભાષાની કેટલીક કૃતિઓ અવશ્ય પ્રાપ્ત થઇ છે. જહેવીકે— 'ઉદેપુરસ્થ શ્રી શાન્તિનાથ જિનસ્તોત્ર' (૨૧ ગાથાનું) 'પાર્શ્વનાથગીત' 'વિધિચૈત્રી પૂર્ણિમા ગર્ભિત શત્રુંજય તીર્થ સ્તવન' [1]પંચમીતપ પ્રરૂપક વર્ધમાન જિન સ્તોત્ર' 'સ્થૂલભદ્ર સજ્ઝાય (૧૪–૧૭ ગાથાની બે) 'જીવ અને કરણીનો સંવાદ' (અધુરીપ્રતિ છે), પંચમીસ્તોત્ર' (૯ ગાથાનું) · ચંદ્રોપમા ગર્ભિત શ્રી પાર્શ્વનાથ સ્તવ' (૧૩ ગાથાનું) તથા 'શ્રી [2]સીમંધર સ્વામિ વિનતિ સ્તોત્ર વિગેરે. શ્રીમાનની આ કૃતિઓ ઉપરથી આપણે તેમની કવિત્વ શક્તિનો સારો પરિચય મેળવી શકીએ તેમ છીએ.

**વિશેષ પ્રમાણઃ—**

ખરતરગચ્છની વેગડશાખાની ઉપર જે પટ્ટાવલી આપવામાં આવી છે, તેનેજ લગતી પટ્ટાવલી આ નીચે આપવામાં આવેલ [1]'ગુરૂ-જિન ગર્ભિતચતુર્વિંશતિ સ્તવન' ઉપરથી જોઇ શકાશે. આ સ્તવનના કર્તા આજ વેગડશાખાના **મહિમાહર્ષ** છે.

---

૧ આ સ્તોત્રનો અંતિમભાગ આ પ્રમાણે છે.—
સંવત સોલ અઢાણ્યઇં સમીયાંણા નગર સુઢારેરે,
સંપતણઇ અમહ કરી એ વિધિ પ્રભણી શ્રી કારેરે, ૨૬
ઇમ વીર જિનવર સકલ સુખકર જેમ પંચમ તપ ભણ્યઉ.
તિણ વિધસું જુગતઇં ભાવ ભગતઇં તાસ તવના ગુણ થુણ્યઉ.
ગુણ ધીર વેગડ ગુણપુરંદર જૈનચંદ્રસૂરીશ્વરો.
સુવિનેય શ્રી જિનસમુદ્ર પ્રભણઇ જય કરો જગદીસરો. ૨૭

૨ આ સ્તોત્રનો અંતિમભાગ આ પ્રમાણે છેઃ—
સંવત સોલ અઢાણૂંઇ નગર શિવાણા માહેરે.
શ્રીવેગડ ખરતરતણો શ્રીસંઘ અધિક ઉછાહેરે. ૬૬
શ્રીજિનદત્તસૂરિંદને પાટ પ્રકટ અધિકારેરે.
શ્રીજિનકુશલસૂરિ પરંપરા જુગ પરધાન ઉદારેરે. ૬૭
સુગુરૂજિનેશ્વરસૂરિજી પાટ પ્રકટકુલ ભાણોજી,
શ્રીજિનચંદ્રસૂરીશ્વરૂ આહ્વણાગોત્ર વખાણોજી. ૬૮
શ્રીજિનસમુદ્રસૂરીશ્વરૂ પ્રભણઇ એ અરદાસોજી,
શુદ્ધ સમકિત દેજ્યો સહી સાહિબ લીલ વિલાસોજી. ૬૯

॥ श्री मङ्गलमस्तु जिन-गुरु-देवेभ्यो नमो-नमः॥ धुरि दूहा ॥

ચઉવીસ જિન પ્રણમી કરી પ્રકૃતિવંત ચઉવીસ,
ચઉવીસત્થઉ ભણો રંગ સોં સગુરૂ સહિત સુજગીસ. ૧
ચઉવીસત્થઉ સુહ નર કરઈં બહુ ફલદાયક જાંણ,
જિણવિધિ આગમ ઊપદિસ્યઉ તે સુણજ્યો ચતુરસુજાણ. ૨
ચઉવીસત્થઉ સહુએ કહઈં પિણ કરઈં જૂજૂઇ રીત,
આગમ વચને જે મિલઇં તેહિજ વિધિ સુવિદીત. ૩

વસ્તુ.

સકલ જિનવર ૨ સકલ સિદ્ધ સાધુ,
સકલ સુપવણ દેવતા સકલવાણ સનિવાય સુંદર;
સકલ સુઆતમ ણાણમય સકલ ણાણ સંદિય સુવયણ,
તે મહુએ પણમી કરીય પણમી સાસણ દેવ;
ચઉવીસત્થઉ રંગઇ રચઉં સાંભળિઓ ભવિ હેવ. ૧
સયલ સુરવર ૨ મિલિય મન-રંગ,
ચઉ અઠાહિય પવ્વહિણ જિણ કલ્યાંણ પંચેસુ તહ પુણ,
સિર નંદીસર દીવવર, દેવ ઠાંણ અન્નેવિ જિણ મુણ,
તહિ ૨ ઠાણઇ બહુ વિહઇ કરઇં મહૂસવ રંગ,
જિણ ગુણ ગાવઇ મન હરસિ સુર અપછર મિલિ ચંગ. ૨
તેણ વિહિસોં ૨ સકલ નરનારી,
ચોવીસત્થઉ ફઉ વિનિગદમય સુવિહિ રીત ગુરૂ સંગ સુંદર;
મેલિય તાંન સુતાંન વર રાગ રંગ સુદ્ધ છંદ બંધુર,
ગુણ ગાવઇ જિણવર તણાએ વરતમાંન ચોવીસ;
તે ચોવીસત્થઉ હું ભણિસ સાંભલજ્યો સુજગીસ. ૩

ઢાલ પહિલી જયમાવસી.

જય પ્રથમ જિનેશ્વર રષભ જિણિંદ સિરિ નાભિ નરેસ્વર સુરદેવાનંદ,
જસુ વસહ સુલંછણ કંચણ કાય સિરિ સર ઉદ્યોતન ગુરૂ ગછરાય. ૧
જય અજિય જિનેશ્વર વિજયા માય, જિયશત્રુ નરેશ્વર જાસુ તાય;
ગજ લંછણ કંચણ વરણ દેહ [૨]વધમાંનસૂરિશ્વર ગુણમણિગેહ. ૨
જય સંભવ જિનવર સેના માત જસુ કંચણ વરણ જિતારિય તાત,
હય લંછણ સુંદર સોહગ સામ જય સુરિજિનેશ્વર ગુણ મણિ ધાંમ. ૩
અભિનંદન જિનવર જય જિનરાય જસુ માત સિદ્ધત્થાસુ સંવરતાય;
કપિ લંછણ કંચણ સુંદર કાય જિણચંદસૂરિશ્વર જય જગરાય. ૪

૧ આ સ્તવન, શા. જૈ. શ્રી વિજયધર્મ સૂરીશ્વરજી મહારાજના ભંડારમાંથી પ્રાપ્ત થાય છે. ૨ વર્ધમાન સુરિ.

ઢાલ બીજી અવતરીયોં કુખે હુઈ સાંતિએ જાતિ.

જય સુમતિ જિનેશ્વર કનક કાય મંગલા માતા મેઘરથ તાય,
જસુ લંછણ ક્રૌંચ જગઇ પ્રસિદ્ધ **અભયદેવસૂરીશ્વર** ગુણ સમૃદ્ધ. ૫
પદમાપ્રભુજયધરરાય તાય મણિકાય સુસીમા જાસુ માય,
જસુ લંછણ પદમ વિરાજ માણ [1]**જિણવલ્લહ** ગુરુ જય ઙુગપ્પહાણ. ૬
જય નાથ સુપાસ પ્રતિષ્ટ તાય પૃથિવી માતા જસુ કનક કાય,
મચ્છીયવર લંછણ કરણ સુખ **જિણદત્તસૂરીશ્વર** હરણ દુખ. ૭
ચંદ્રપ્રભુજય જિનચંદ્ર અંક લખણા મહસેન સુતન નિસંક,
ચંદ્રોપમ કિરણ સુધવલકાય **જિનચંદસૂરીશ્વર** નમૂં પાય. ૮

ઢાલ ૩ અસુલ ગ્રુલની જાતિ.

સુવિધિ જિનરાય સુગ્રીવ જસુ તાય એ ધવલ તનુવાન વલિ રામયા માયએ,
મકર વર અંક અધપંક નાસણપરા જયઉ ગચ્છરાય [2]**જિનપત્તિ** ગુરુ સુહકરા. ૯
જયઉ જિનરાય જગતાય શીતલ ધણી નંદ દઢરથ સુતન કનક કાયા ગુણી,
અંકસિરિવત્થ સુકયત્થ સુહ દાયગો સુગુરુ [3]**જિનઇસરો** સુવિધિ ગણનાયગો ૧૦
જય સિરિ હંસ જસુ વિષ્ણુ પિયમાયયે વગ્ગ જસુ અકવર કનક છવિ કાય એ,
સગુરુ સિરિ [4]**જિણપરબોધ** ગુરુ વદીયઇ પાપ મંતાપ પરતાપ દુપ કંદીયઇ. ૧૧
જયઉ વાસપૂજ્ય વસુપૂજ પિય જાસએ જાસુ જણણી જયા મહિસ અંકાસ એ,
અરુણ જસુકાય સુહત્થીય અભિનંદીયઇ સગુરુ **જિણચંદસૂરિ** દ પય વંદીયઇ એ. ૧૨

ઢાલ ૪ ઉલાલાની.

વિમલ જિનેસર તાય કિત બ્રહ્મ શ્યામા સુમાય,
હેમ વરણ અકસૂકર **કુશલસૂરીસર** સુહ કર. ૧૩
સામિ અનંતઋષન અંક સીંહસેન સુયસાપિયક,
હેમ વરણ તનુ રંગ સુગુરુ [5]**શ્રીપદમ** સુરંગ. ૧૪
જયજિનધરમસુતાય ભાનુસુ સુવ્રતા માય,
હેમ વરણ વજ્ર અંક ગુરુ [6]**જિનલબ્ધિ** નિશાંક ૧૫
શાંતિ સુકંચણ કાય વિસસેન અચિરા પિય માય,
મગ લછણ હિતકારી ગુરુ **જિનચંદ** ગુણધારી. ૧૬

ઢાલ ૫ હરિહારની.

કુંથનાથ જિન હેમકાય સુર શ્રીપિય માત
લંછણ છાગ વિરાજમાંન મહિયલ વિખ્યાત;
સુગુરુ **જિનેશ્વરસૂરિરાય** ગુરુ ગુણહ નિધાંન,
**વેગડ** બિરુદ્દગુરુમહંત જગિ જુગપરધાંન. ૧૭
અર જિનવર પિણ હેમ વરણ નંદાવ્રત અંક,
રાય સુદર્શન તાતમાત દેવી નિશંક;

૧ જિનવલ્લભ. ૨ જિનપતિ. ૩ જિનેશ્વર. ૪ જિનપ્રબોધ. ૫ જિનપદ્મ. ૬ જિનલબ્ધિ.

પાટિ પટોધર ગુણ નિધાંન જિનશેખર સૂરિ,
પ્રગટ પ્રભાવ દિપાય ભાય વીરમપુર ભૂરિ. ૧૮
શ્રી મલિનાથ ગુણે મહંત કુંભરાય સુતાત,
માતા પરભાવતી અંક ઘટ જગત્ર વિખ્યાત;
નીલ વરણ છવિકાય સગુરૂ કહીયઈ ગુણ ઠાંમ,
[1]શ્રીજિનધરમ સુરિંદરાય પ્રણમુ હિત કાંમ. ૧૯
મુનિ સુવ્રત જિન કૃસણ વરણ કાયા છવિસાર,
સુમિત્ર રાય જસુ તાત માવ પદમા સુવિચાર;
કૂરમ લંછણ વિમલ કાય જિણચંદ સુરીસર,
પ્રણમું યુગ પરધાંન ગુરૂ સિરિ સંઘ સુહંકર. ૨૦

ઢાલ ૬ તલિતાની.

नमिनाथ सु कंचण काय सुजं विपरा विजया गज अंक कजं,
जिनमेरुसूरीश्वर सूरिवरं पणमामि सदा शिव सुखकरं. २१
शिवादेव समुद्रविजय सुतनं शंध अंक सुसामल नेमिजिनं,
सिरि [2]जइणगुण प्रभु सूरिवरं ब्रह्मचारि चूडामणि कित्त करं. २२
अससेन सुवामा मात सुतं अहि लंछण पास सुपास गुतं,
तनुवांन पियंग गुणे प्रवरं पणमामि जिनेश्वर सूरिवरं. २३
महावीर सुकंचण कायव्रतं हरि अंक सिद्धसुतायधनं,
त्रिसला जसुमाय युगप्रवरं पणमामि जिणचंदसूरि गुरुं २४

ઢાલ ૭ સુગકારણની.

સિરિગોયમ આદિક સંઘ મયક સુજગીસ,
તિથંકર પંચવીસમઉ ભાખ્યઉ સિરિ જગીસ;
જિનસમુદ્રસૂરીશ્વર ગચ્છ વેગડ રાજાંન,
ખરતર શિશિ શાખા જય ગુરુ યુગ પરધાંન. ૨૪
જયવંતા સોહઇ ઇમ પંચવીસમઇ પાટ,
સોહમ સામીથી [3]બેસઠમઇ શુભ થાટ;
વડગચ્છ [4]ઇકતાલીસમઉથી ભાખ્યા એમ,
[5]ત્રઈ તાલીસમઇ ખરતર બિદ લાધઉ પ્રેમ ૨૬
[6]એગુણપંચાસમઇ પાટઇ ખેડ મુઝાર,
વેગડ બિદ લાધઉ મહિ જાંણઇ સંસાર
વલિ રાજનગરમઇ મહમદસા પતિસાહ,
બિદ દીયઉ સવાઈ યોધનયરિ ઉંગગાય. ૨૭

---

૧ જિનધર્મ. ૨ જિનગુણ. ૩ બાંસઠમી નહિં, પરન્તુ એકસઠમી જોઇએ. ૪ એકતાલીસ નહિં, પરન્તુ આડત્રીસ જોઇએ. ૫ ઓગણચાલીસ જોઇએ. ૬ ત્રેપનમી પાટ જોઇએ.

ચોથઇ ૨ પાટઇ જિણચંદ્ર પ્રધાન સાતમઇં ૨ શ્રીસુરિ જિણેસર જાંણુ.
મૂલગચ્છ ધોરીગચ્છ વેગડગચ્છ ૨ નામ .તેહની મરજાદા એ ભાષી અભિરાંમ. ૨૮

ઢાલ ૮ સાસય સુખની.

પણ પણવીસ તત જાંણુ પ્રકૃતિ વલી પણ વીસ તિમ,
આદિ અનાદિ પ્રમાણુ તિમ ચઉવીસે સાસતી એ. ૨૯
નેત્ર યુગલ હય ઈંદુ ૧૭૨૨ વત્સર સંવત્સરિ દિનઇ એ;
થંભ તીરથ સુખ કંદ સંઘ સહિત નિજ શુભ મનઇ એ. ૩૦
શ્રીજિનસમુદ્ર સૂરિંદ સુપસાયઇ ઇમ ગુણ ભણ્યાએ,
ચઉવીસથઇ સુખકંદ ભાવ ભગતિ જિન ગુરૂ ગુણ્યાએ. ૩૧
ઇમ વિધિ આગમ વાણુ આણુ સગુરૂ જિનવર તણીએ,
કરિ ધરિ વચન પ્રમાણુ જિન તૂસઇ ત્રિભુવન ધણીએ. ૩૨
કલસ ઈતિ જગદભિનંદન એ જાતિ
ઇમ ચોવીસ જિનવર સગુરૂ પરંપર ગુણિયા **મહિમાહર્ષ** વરા.
દેવા ગુ. સવિ જિન મુની નાયક સવિ સુખદાયક હવઉ સંઘ કલ્યાણ કરા. ૩૩

ઇતિશ્રી +ગુરૂ જિન ગર્ભિત ચતુર્વિંશતિ સ્તવોયં સંપૂર્ણ:

આવી રીતે આ શાખામાં થએલા બીજા આચાર્યોના સંબંધમાં પણ મળતાં વૃત્તાન્તો પ્રકાશમાં આણવાની સૂચના કરી લેખને સમાપ્ત કરૂં છું.

---

# ઝંઘડિયાના શ્રીઆદિનાથ ભગવાન.

લેખકઃ—રા. છગનલાલ વિદ્યારામ રાવળ.

હાલ જેમ ઘણી જગોએ પ્રાચીન શહેરોનાં ખંડેરો જોવામાં આવે છે, તેમ લીંબોદરા અને તેહેની નજીકના ભાગમાં એક પ્રાચીન શહેરની નિશાનીઓ જોનારની નજરે આવે છે. તલ લીંબોદરા ગામમાં જોઇશું તો જૂના વખતનાં છોબંધ ટાંકાં, અને પાણીઆરાં જોવામાં આવશે, અને તે એટલાં તો મજબૂત અને ચળકતાં દેખાશે, કે ગમે તેટલી મેહેનત છતાં પણ તેના કોઇ પણ ભાગમાં એક છિદ્ર સરખું પાડતાં પણ ઘણો શ્રમ લેવો પડશે. વળી તેવી રીતે લીંબોદરા ગામની આસપાસનાં ખેતરોમાં આજ પણ તે વખતના છીંપા ભાવસાર–લોકોએ પોતાના કપડાં રંગવાના ધન્ધા માટે ખોદાવીને છોબન્ધ કરાવેલી કુંડીઓ

---

+ આ સ્તવન સં. ૧૭૨૨ માં ખંભાતમાં શ્રી જિનસમુદ્રસૂરિના વખતમાં લખાયું છે તે પરથી ભાષાનું સ્વરૂપ વિક્રમ અઢારમી અને સનની સત્તરમી સદીના સમયનું જણાઇ આવે છે. આમાં ખરતર ગચ્છની મુખ્ય પાટે થયેલ વર્દ્ધમાનસૂરિથી વેગડશાખાના જિનેશ્વરસૂરિનાં નામ આપેલ છે અને પછી જિનેશ્વરસૂરિની પાટ પરંપરા આપેલ છે. તંત્રી.

જોવામાં આવશે. આ બધાં કરતાં આ ગામની નજીકમાં આવેલી વેશ્યાની વાવ હજુ સુધી પોતાની પ્રાચીન હાલત સાચવી રહી છે, જો કે હેનો કોઠારનો ભાગ કચરા માટીથી પુરાઈ જઇ હેની ઉપર ઘાસ તથા જંગલી છોડવા ઉગી નીકળ્યા છે: તેમ છતાં હેનો બાકીનો ભાગ હજુ જેમનો તેમ સચવાઇ રહ્યો છે. આ વાવમાં પેસતાં એક ઘુમટ હતો તે હજુ પડી ગયેલી હાલતમાં દીઠામાં આવે છે. હેના પથ્થર એટલા તો મ્હોટા છે, કે હેને ઘડીને શી રીતે ગોઠવ્યા હશે તે સહેલથી સમજી શકાય તેમ નથી. આ ઘુમટના કેટલાક પથરા નજીકમાં આવેલા સુલતાનપુરાના રાઠોડ રજપૂત લેઇ જઇ પોતાની ઇમારતો બંધાવવાના કામમાં લીધાનું સાંભળ્યું છે.

આ વેશ્યાની વાવમાં કોઇ જગોએ ધન દાટેલું કહેવાય છે. તેને માટે વાવ બંધાવનાર વેશ્યાએ વાવમાં એક શીલાલેખ કોતરાવી એવું લખાવેલું કહેવાય છે કે, જે વેશ્યાનો છોકરો હશે તે આ વેશ્યાની વાવનું ધન લેશે. વેશ્યાનો છોકરો કોઇ થાય નહિ, ને આ ધન લે નહિ, તેવી મતલબથી આવું લખાવેલું કહેવાય છે. આવી રીતે દેખીતી ગાળ છતાં કેટલાક ધનલોભી માણસોએ, આ ધન માટે કેટલીકવાર પ્રયત્ન કરી જોયાનું સાંભળવામાં આવ્યું છે. ઘરડા માણસો કહે છે કે આ પ્રાચીન નગરનો લીંબોદરા ગામ આગળ વેશ્યાવાડો હતો, ને તેથી હજુ પણ તે ગામની હલકા કુળની સ્ત્રીઓનો સ્વભાવ કંઇક વેશ્યાને મળતો આવે છે!

વેશ્યાની વાવની પશ્ચિમ દિશાએ એક લાંબો ને ઉંચો ટેકરો હાલ પણ જોવામાં આવે છે. આ ટેકરામાંથી લોઢાના કાટના મ્હોટા મ્હોટા કડકા જડે છે, ને તે એટલા બધા જણાય છે, કે આ આખો ટેકરો લોઢાના કાટના કડકાઓનોજ બનેલો હશે એમ જણાય છે. કાટના આવા કડકા સિવાય હેમાંથી કોયલા ને હેનો ભૂકો પણ જોવામાં આવે છે. તેથી આ તરફના લોકો કહે છે, કે આ જગોએ જથાબન્ધ સેંકડો લુહાર લોકનાં ઘર હતાં ને તે બધા પ્રાચીનકાળમાં સારાં હથિયારો બનાવતા હતા. ઝધડિયેથી પગરસ્તે લીંબોદરે જતાં રસ્તામાં ઠામઠામ આ કાટના કડકા એટલા તો નજરે પડે છે, કે તેથી આ હકીકતને ટેકો મળે છે.

વૃદ્ધ પુરૂષોના મ્હોંઢેથી સાંભળ્યું છે, કે આ લીંબોદરા ગામ અને હેની આસપાસના બાગ ઉપર પુર્વકાળમાં મણિપુર નામનું એક ભવ્ય નગર હતું, ને ઝધડીઆ, સુલતાનપુરા, રાણીપુરા, ખારીયા, વંઠેવાલ, વાઘપુરા ને કરાડ, એ ગામો તે વખતના શહેરના જુદા જુદા ભાગો હતા. મતલબ કે, તે શહેરનો ઘેરાવો, હાલનાં ઉપર જણાવેલાં ગામો સુધી હતો, એટલે કે આ બધા ગામની જમીન મણિપુરની અંદર આવી ગઇ હતી. એક વૃદ્ધ રજપુત કહે છે, કે આ શહેરમાં મહાભારતની જગ વિખ્યાત લોઢાના પ્રખ્યાત યોદ્ધા બભ્રુવાહનનું અહિં રાજ્ય હતું. જો કે, આ વિષે તામ્રપટ, શિલાલેખ, કે બીજો કોઇ તેવો સબળ પુરાવો જોવામાં આવતો નથી, તોપણ ઉપર બતાવેલી નિશાનીઓ જોતાં એટલું તો સ્પષ્ટ માલમ પડી આવે છે, કે કોઇ કાળે આ જગોએ એક મ્હોટું શહેર હોવું જોઇએ.

ઉપર પ્રમાણે આ નાશ પામેલા શહેરનો વિસ્તાર બતાવવામાં આવે છે ખરો, પણ તપાસ કરતાં, રાણીપુરા, લીંબોદરા ને કરાડ ગામ આગળ પ્રાચીનકાળના શહેરની જેટલી નિશાનીઓ હાલ જોવામાં આવે છે, તેટલી નિશાનીઓ તે ગામ સિવાય બાકીના ગામોમાં બહુ જોવામાં આવતી નથી. ઝધડિયાની દક્ષિણ દિશાએ રાઠોડોના તળાવ ઉપર એક પા-

જાયો છે, ને હેની ઉપર ઘસાઇ ગયેલા અક્ષરનો એક શિલાલેખ છે, હેની સાલ વિ. સં. ૧૭૪૫ ની આશરાથી વંચાય છે, એટલે તે બહુ જૂના વખતનો ગણી શકાય નહિ.*

ઉપર બતાવેલી પ્રાચીન નિશાનીઓ સિવાય આ લીંબોદરા ગામની પાસે નર્મદા નદીને મળનારી એક ન્હાની ખાડી છે તેમાંથી ચોમાસાની ઋતુમાં ભીલ, ધાણુકા, વગેરે લોકોને તે વખતના જૂના રૂપીઆ તથા પૈસા જડી આવે છે. આવા એક જડેલા અર્ધા રૂપીયા ઉપર દિલ્હીના બાદશાહ ઔરંગઝેબનું નામ હતું, તેમ બે પૈસા ઉપર હાડોતી શબ્દ હતો, આ હાડોતી ક્ષત્રીઓનું રાજ્ય હાલ બુંદી અને કોટામાં છે, તેમ તે બંને રાજ્યધાનીઓની આસપાસના ભાગમાં હાડા ક્ષત્રીઓની વસ્તી હોવાથી તે ભાગ હાડોતીના નામથી જાણીતો છે.

આ સિવાય વળી એક વધારે વિશ્વાસ રાખવા લાયક પુરાવો તે લીંબોદરાના ખેતરમાંથી જૈન લોકના શ્રી **આદિનાથ ભગવાન** ની પ્રતિમા નીકળ્યાનો છે આ પ્રતિમા એક ધોળી આરસ પાષણની છે, ને તે અખંડિત છે. આ પ્રતિમાના પદ્માસન નીચે તે બનાવ્યાનું વરસ; કે બીજી કાંઇ હકીકત આપેલી જણાતી નથી[1] એક ધાણુકાને આ પ્રતિમા ખેતરમાં હળ ખેડતાં ખેડતાં, હળની અણી અથડાવાથી જડી આવી હતી; તે એવી તો ભવ્ય અને ચિત્તાકર્ષક છે, કે તેવી પ્રતિમા કોઇક જ ઠેકાણે જોવામાં આવે છે. તે જડયા પછી કેટલેક દહાડે રાણીપુરાના એક ખેતરમાંથી, વળી એક બીજી પ્રતિમા તેવીજ રીતે હાથ આવી હતી. તે હેનાથી ન્હાની છે, છતાં તે પણ ભવ્યતામાં જરાપણ ઓછી નથી. ત્યાર પછી થોડાક દહાડા ગયા પછી લીંબોદરાના એક ખેતરમાંથી માતાજીની મૂર્તિ હાથ આવી હતી. આ પ્રમાણે લીંબોદરામાંથી બે, અને રાણીપુરાથી એક એમ ત્રણ મૂર્તિઓ જડી હતી. તે ત્રણે ધોળા આરસની છે.

આ માતાજીની મૂર્તિ નીચે એટલે તેમના પવિત્ર ચરણ નીચે સં ૧૧૨૦૦ લેખ છે. આ વર્ષ જોતાં આ કયા રાજાનો સંવત હશે એ કલ્પી શકાતું નથી. યુરોપિયન વિદ્વાનોના મત પ્રમાણે મહાભારતની એટલે કુરુક્ષેત્રની લડાઇ થયે પાંચ હજાર વરસ ગણીએ તો તે જોતાં પણ આ યુધીષ્ટિર રાજાનો શક હોઇ શકે નહિ, પણ આ લેખનું છેલ્લું મીંડુ તે કરતાં જરા ન્હાનું છે; એટલે એમ અનુમાન થાય છે કે, તે મીંડુ, વિરામ તરિકે તેની પાસે લખાયું હશે. આ અનુમાન જો ખરું માનીએ તો આ મૂર્તિ સંવત્ ૧૧૨૦ માં બનાવેલી ગણી શકાય એટલે

---

* આ ચંડાડાના તળાવથી ત્રણેક ગાઉ રતનપુર આગળ કવિ વિશ્વનાથ જાનીએ વર્ણવેલી ગનીમની પ્રખ્યાત લડાઇ, મોગલ અને મરાઠા વચ્ચે થઇ હતી. હેની સાલ જોતાં, આ પાળીઆ ઉપરની સાલ, તે પછીની જણાય છે. ઉત્તર હિન્દુસ્તાનમાંથી દક્ષિણ ભરતખંડમાં જનારાં મોગલ લશ્કરોનો અહિં આગળ એક ધોરી રસ્તો હતો તેથી તે વખતના મુસલમાન લશ્કર સાથે લડાઇ થતાં કોઇ વીર પુરૂષના મરાયાનો આ પાળીયો જણાય છે. સાથેના એક ધાણુકો, દર કાળી ચૌદશને દહાડે તેની ઉપર સીંદુર ચઢાવી જાય છે.

૧ એમ સાંભળ્યું છે કે પ્રતિમાની પાછળ વરસ વગેરે લખેલું છે પણ તે ભાગ દાસ ભીંત સાથે આવેલો હોવાથી આ વિષે ખરી ખબર મળી શકી નથી

તે પ્રમાણે ગણતાં તે બહુ પ્રાચીન કહી શકાય નહિ. આ બેમાંથી કયું ખરૂં તે વિષે કોઇ જૈન શોધક વિદ્વાન્ ખુલાસો કરશે તો આ વિષે વધારે અજવાળું પડશે.

ઉપર બતાવેલી બે જૈન મૂર્તિમાંથી, મ્હોટી મૂર્તિ હાલ ઝઘડિયાના જૈન દેહેરાસરના મધ્ય ભાગમાં વિરાજે છે, ત્હેમનાથી જમણા હાથ ભણીની મૂર્તિ રાણીપુરાની છે, ને ડાબા હાથ ભણીની નવી મંગાવીને સ્થાપન કરી છે. દહેરાસરના અન્દરના ભાગમાં પેસતાં જમણા હાથ ભણી ગોખમાં જે મૂર્તિ બેસાડવામાં આવી છે તેમના નીચે ઉપરનો સંવત્ લખેલો છે.

આ પ્રમાણે બે જૈન ધર્મની મૂર્તિઓ; અને આતાજીની મૂર્તિ સિવાય એક ત્રીજી ઇશ્વર પાર્વતીની કાળા પાષાણની મૂર્તિ પણ લીંબોદરાની સીમના એક ખેતરની જમીનમાંથી નીકળી છે, તે પણ એક ધાણકાને જડેલી, ને તેણે તે દોઢમણ જુવારના બદલામાં ઝગડિયાના એક બ્રાહ્મણને આપી હતી. આ મહાદેવની પ્રતિમા બેઠેલા આકારમાં છે ને ત્હેમના ડાબા ભાગમાં પલાંઠી ઉપર પાર્વતીજીની ન્હાની મૂર્તિને બેસાડવામાં આવી છે. જોતા જતાં આ બંને એકજ પાષાણમાંથી કોઇ હોંશીઆર સલાટે કોરી કાઢેલી જણાય છે. ત્હેમના પવિત્ર ને વિશ્વ ઉદ્ધારક ચરણ નીચે વરસ કે બીજી કાંઇ હકીકત આપેલી જણાતી નથી તો પણ બારિકીથી તપાસ કરતાં તે પણ આદિનાથ ભગવાનની પ્રતિમા જેટલી જ જૂની જણાય છે. બ્રાહ્મણ કહે છે, કે આ મહાદેવને જોવાં માટે લોકોનાં ટોળાં ભેગાં થયાં હતાં, તે વખતે તેમને (મહાદેવને) પરસેવો વળી ગયો હતો, જે લોકો વેરાઇ ગયા પછી સમી ગયો હતો! હાલ આ મૂર્તિ ઝઘડિયાના રણછોડજી મહારાજના મંદિર સામેના ચોકમાં આવેલા શિવાલયમાં પધરાવેલી છે. દરેક શિવાલયમાં મહાદેવના બાણની સ્થાપના કરેલી જોવામાં આવે છે, પણ આવી માણસ રૂપે, અને ત્હેમાં વળી ડાબી બાજુએ પાર્વતીને ખોળામાં બેસાડેલા હોય એવી મૂર્તિ તો ક્વચિત્ જ જોવામાં આવે છે.

ઝઘડિયાના આ અપાસરાની ઇમારતનું કામ દિનપ્રતિદિન વધતું જાય છે. પૂર્વ દિશાએ અપાસરાનો મુખ્ય દરવાજો છે ને ત્હેની પાસે સરીયામ રસ્તો આવેલો છે. દક્ષિણ દિશા તરફ પણ એક ન્હાનો રસ્તો છે, પશ્ચિમે ભીડ ભંજન નામના હનુમાનજીનું મંદિર છે, એટલે આ ત્રણે તરફ અપાસરાનો ભાગ વધારી શકાય તેમ નથી, ફક્ત ઉત્તર દિશા તરફ જે ટેકરાવાળું ફળીયું આવેલું છે તે તરફના નજીકના લોકોનાં ઘર વેચાણ રાખી અપાસરાને વધારવામાં આવ્યો છે, ને હજુ પણ વધશે એમ લાગે છે.

આ અપાસરાની સંભાળ રાખવાનું કામ, અંકલેશ્વર અને અગારેશ્વરના બે ધનાઢ્ય જૈન શેઠીઆઓ કરે છે. ને તેમની દેખરેખ નીચે એક મહેતો ને એક પૂજારી બ્રાહ્મણ ને બીજા હલકા નોકરોને રાખવામાં આવ્યા છે.

ઝઘડિયા. બી. બી. સી. આઇ. રેલ્વેના તાબાની આર. એસ. રેલ્વે (રાજ પીપળા સ્ટેટ રેલ્વે) નું સ્ટેશન હોવાથી ત્યાં દરરોજ ઘણાં ભાવિક ને શ્રદ્ધાળુ જૈનો યાત્રાર્થે આવે છે, ને ત્યાંનાં હવા પાણી સારાં હોવાથી કેટલાક શ્રીમન્ત જૈનો કેટલિક મુદત સુધી રહે છે. મર્હુમ પ્રખ્યાત જૈન કવિ અમરચંદ. પરમાર માંદા હતા, તે વખતે આ સ્થળે, થોડાક દહાડા હવા ફેર કરવા માટે રહ્યા હતા.

આ અપાસરાની પશ્ચિમે નજીકમાં એક બગીચો છે, આ બગીચો સુરતના વતની, પણ ૧૫ વરસથી મુંબઇ જઇ રહેલા સદ્ગુહસ્થ ધરમચંદ ઉમેદચંદે કરાવ્યો છે. ને તેનું

તમામ ખર્ચ હાલ તેઓ આપે છે, તેમ તેની દેખરેખ રાખવા માટે માણસો પણ હેમની તરફથી રાખેલા છે. આ શ્રદ્ધાળુ અને દયાળુ ઝવેરી શેઠ, દર વરસે તેમાં નવી નવી જાતનાં ફૂલ ઝાડ, અને ફળાઉ રોપા મુંબાઇથી મોકલીને રોપાવે છે. તેમની તરફથી આ બાગમાં એક કુવો ખોદાવેલો હોવાથી હેનું પાણી નળ વાટે અપાસરામાં જતું હોવાથી યાત્રાળુઓને પાણીની જે અડચણ પહેલાં પડતી હતી તે હવે દૂર થઇ છે.

આ ગામમાં આવી રીતે અપાસરો હોવા છતાં પણ હાલ ત્યાં એક પણ જૈનબન્ધુનું ઘર જોવામાં આવતું નથી. સ્ટેશનથી અપાસરા સુધી પાકી સડક બાંધેલી હોવાથી, ચોમાસામાં પણ રસ્તે જતાં કાદવકીચડ નડતો નથી, તેમ ભાડાની ગાડીઓ થોડે પૈસે મળે છે.

આ આદિનાથ મહાપ્રભુની ખરા દિલથી પ્રાર્થના કરતાં આ લેખ બંધ કરવાની રજા લેઉં છું. તે મહાપ્રભુ જગતના સઘળા મનુષ્ય ભાઇઓના દિલમાં દયાનો વધારો કરી, સઘળે સ્થળે અહિંસા પરમોધર્મનો મહાન્ સિદ્ધાંત ફેલાવી શાન્તિ કરો. તથાસ્તુ.

લુણાવાડા, ૧-૭-૧૫ છ. વિ. રાવળ

---

# એક સાંપ્રત મુનિના વિચારો.

૧.

ધર્મલાભાશી પૂર્વક માલુમ થાય કે હમારો પત્ર મળ્યો. હું થોડા સમયથી .........થી વિહાર કરી અત્ર આવ્યો છું. ' ગુજરાતી સાહિત્ય પરિષદ્ ' ના વિષયમાં તમારી માફક બીજાઓ તરફથી પણ મ્હને સૂચના મળેલી છે. હું હાલ ભ્રમણ-પ્રવૃત્તિમાં છું તેમજ એક બે હિંદી-પુસ્તકોના લેખનમાં પ્રવર્તેલો છું. સાહિત્ય-પ્રદર્શનમાં મૂકવા લાયક જૈનોની પાસે ઘણી ઘણી વસ્તુઓ છે પરંતુ કમનસીબથી તે તે વસ્તુઓ ઉપર સ્વત્વ ધરાવનાર વર્ગમાંથી ઘણો મ્હોટો ભાગ એવો છે કે જેને સાહિત્ય-પરિષદ્ અને સાહિત્ય-પ્રદર્શન એ શબ્દોની વ્યાખ્યા સમઝાવતા સમઝાવતા પણ મસ્તિષ્ક થાકી જાય છતાં તેમના હૃદયમાં એ વિષયમાં પ્રકાશ થવું કઠિન જેવું છે. પાટણના ભંડારોમાં કેટલીક બહુ ઉપયોગી વસ્તુઓ છે અને તે જો આ પ્રદર્શનમાં મૂકવામાં આવે તો કેટલોક નવીન પ્રકાશ પડે તેમ છે. પૂર્વકાલની જૂદી જૂદી મરોડ વાળી નાગરી લીપિના નમુનાઓ તાડ પત્ર ઉપરનું દર્શનીય ચિત્રકામ, ભારતવર્ષમાં પહેલ વહેલા આવેલા કાગળોના નમુનાઓ, અપભ્રંશ અને જૂનિ ગુજરાતીના દશક અને શતક વાર લખાએલા ગદ્ય અને પદ્યના નમૂનાઓ, ઇત્યાદિ અનેક વિષયો પરત્વેનું પુરતું સાધન ત્યાંના ભંડારોમાંથી મળી શકે તેમ છે. પરંતુ પ્રથમતો, તે વિશાળ ભંડારોમાંથી ઉપયોગી સામગ્રી તારવી કાઢે કોણ ? કારણ કે એ કર્તવ્ય સાહિત્યજ્ઞ અને તત્ત્વજ્ઞવિદ્વાનોનું છે અને તેમની બહુલતા આ જૈન સમાજ જેવી અજ્ઞાન પ્રજામાં હોય એ કહેવાતા કલિકાલથી કેમ સહન થઇ શકે ? હું બે વરસ પહેલાં જ્યારે પાટણ હતો ત્યારે મ્હને ત્યાંના કેટલાક ભંડારોનું નિરીક્ષણ કરવાનો સમય પ્રાપ્ત થયો હતો. તે વખતે આવી ઘણી સામગ્રી મ્હારા જોવામાં

આવી હતી. તે સમયેજ મ્હારા મનમાં એવી ભાવના આવી હતી કે સાહિત્ય-પ્રદર્શન જેવા મેળાવડાઓમાં આ ચીજો મૂકવામાં આવે તો તજ્જ્ઞોના જ્ઞાનમાં વિશેષ વધારો થાય તેમ છે. એક ભંડારમાં કપડાના પાના ઉપર લખેલો એક ગ્રંથ જોવામાં આવતાં બહુજ પ્રમોદાશ્ચર્ય થયું હતું. ગાયકવાડી કેળવણી ખાતાના ઉપરી મસાણી સાહેબ પાટણ આવેલા ત્હારે મ્હેં ત્હેમને તે પુસ્તક દેખાડયું તો તેઓ પણ જોઇ બહુ ખુશ થયા હતા. મતલબ કે, આવી અનેક વસ્તુઓ છે કે જે સાહિત્યજ્ઞ અને ઇતિહાસજ્ઞોની દૃષ્ટિમાં બહુ મહત્ત્વવાળો ગણિ શકાય.

હેરલ્ડના ખાસ અંક માટે કોઇ લેખ મોકલવા સૂચના કરી તે તરફ લક્ષ્ય તો છે પરંતુ તે વિષયમાં સફળ પ્રયત્ન થવું તે, તદ્ તદ્ વિષયોનાં અપેક્ષિત અન્ય બીજા સાધનોના સદ્ભાવ ઉપર આધાર રાખે છે. સાહિત્ય કે ઇતિહાસના સંબંધમાં કોઇ પણ લેખ યા નોંધ લખવા માટે કેટલાં સાધનોની જરૂર રહે છે એ ત્હમારા જેવા સાહિત્ય-રસિક વિદ્વાનને ' મહાવીર ' ના વિષયમાં લખતાં જે અનુભવ મળ્યો હશે તે કાંઇ ન્યૂન નહિં હોય !

મ્હારી પાસે કેટલીક ગ્રંથ પ્રશસ્તિઓ છે. કે જે મેં પાટણના પુસ્તકો ઉપરથી ઉતારી લીધી છે અને કેટલીક ઉપયોગી પણ છે પરંતુ તે બધી અન્ય સ્થળે હોવાથી તેમજ જલ્દી મળી શકે તેવી સ્થિતિમાં પણ ન હોવાથી ઉપાયશૂન્ય છું. મ્હારા મનમાં એક વખતે વિચાર આવ્યો હતો કે તે બધી પ્રશસ્તિઓ ત્હમને મોકલી આપું કે જેથી કાંઇ ઉપયોગમાં આવે પરંતુ પાછળથી આળસમાં એમનું એમ વિસ્મરણ થઇ ગયું. જો બની શકશે તો આગત ચાતુર્માસમાં તે વિષયમાં લક્ષ રાખીશ.

વખતો વખત ત્હમારા આવા સુપ્રયત્ન માટે બહુ અનુમોદન થાય છે. પરંતુ જૈન પ્રજા આગળ પ્રગતિના પોકારો કરવા તે અરણ્યરૂદન જેવું હોવાથી, એજ દિશામાં આગળ પગ ઉચકવા માટે ચિત્ત બહુ ઉત્સાહ નથી દાખવતું. સાચું સત્ય સાંભળવા માટે સર્વજ્ઞના પુત્રો અણગમો દાખવે એ આ કલિનોજ મહિમા છે. ' ઉપદેશમાળાના કર્તા કોણ ? ' એવી રા. ....ની શંકાએ તેમના સમ્યક્ત્વને કેટલું બધું ન્હસાડી મૂક્યું* છે એ તેમનુંજ મન જાણે !

આ પ્રવૃત્તિમા પ્રવર્તતાં રખે આવું કાંઇ પરિણામ નિપજી આવે તો ? કારણકે મિથ્યાત્વીઓના પ્રવર્તાવેલા ઐતિહ્યતત્વે સમગ્ર પાૈરાણીક મંડળમાં એવાજ પ્રકારની હીલચાલ મચાવેલી જાણવામાં આવે છે !

અસ્તુ. વિશેષ પરિચય વગર પણ ત્હમારી સત્યપ્રિયતા—કે જે લેખાદિમાં જોવામાં આવે છે—એ, આમ હૃદયપદ્મને વિકસ્વર થવા દીધું છે.તે આનંદાશ્ચર્ય જનક છે.

અંતે, ત્હમારી કરેલી સૂચના લક્ષ્યમાં છે અને અનુકૂળ સંયોગો મળશે તો યથા શક્તિ પ્રયત્ન કરવા મનપ્રેરણા છે એટલું જણાવી વિરમું છું. શમસ્તુ સર્વેષામ્.

**' पुरिसा ! सच्चमेव समभिजाणाहि; सच्चस्साणाए उवट्ठिओ स मेहावी मारं तरति। सहितेधम्ममादाय सेयं समणुपस्सति ॥** ( હે પુરૂષ! તું સત્યનુંજ સેવન કર, કેમકે સત્યના ફરમાનથી જ પ્રવર્તતાં થકા બુદ્ધિમાન્ મનુષ્યો સંસારનો પાર પામે છે, અને ધર્મ પ્રાપ્ત કરી શ્રેય સંપાદન કરે છે. ) ' **श्रमण भगवान--**

**--श्रीमहावीर ।**

---

* કારણ કે સર્વજ્ઞે કહેલું છે કે ' **संक.प सम्मत्त नासंति** ' ॥

ધર્મલાભાશી પૂર્વક અવગમવું કે--હમારો પત્ર તા. ૧૭ મીનો લખેલો મળ્યો. પૂર્વ લિખિત પત્રમાંથી જે વક્તવ્યનું સ્પષ્ટીકરણ કરવા લખ્યું તેના પ્રત્યુત્તરમાં જણાવવાનું કે, જે વાક્યો લખવામાં આવ્યાં છે તે નિખાલસ દિલથીજ લખાયલાં છે. સત્ય પ્રાપ્ત કરવાની અભિલાષાવાળા હૃદયમાંથી વક્રતા-વ્યંજક વાક્યો અલ્પ પ્રમાણમાંજ વ્યક્ત થાય, એ હમારા જેવા સત્ય—પ્રેમી જણાતા જનથી અજ્ઞાત નહિંજ હોય.

તાજા કલમમાં લખેલા ઉદ્‌ગારો--' સત્ય ' ગુંગળાવવાથી સમ્યકત્વ શુદ્ધ થવાનું નથી પરંતુ ઉલટું મલીન થશે " ઇત્યાદિ -બહુજ આહ્‌લાદકર છે. ' સત્ય ' ને ગુંગળાવવાની ઇચ્છા આત્માના અસંખ્ય પ્રદેશોમાંથી એકની પણ હોય એવું વર્તમાનમાં તો અનુભવાતું નથી ' સત્ય 'ની પર્યુપાસના કરવા માટેજ જીવનને આ-ભિક્ષુ-માર્ગમાં પ્રવર્તાવેલું છે. અને તે જો ઇચ્છિત સ્થાને પહોંચી જાય અને દિવ્ય-વિભૂતિ-સત્યના દર્શન મેળવે તો તે દ્વારા અનુભવાતા આત્માનન્દમાં અન્ય આત્માઓને પણ-જો બની શકે તો-સહભોગી બનાવી, ' **एगोहं नत्थि मे कोई: नाहमन्नस्स कस्सई** ' એવી દીન ભાવના—કે જે અદીન-મનસ્ક થઇ ભાવવી કહેલી છે—ને સદાને માટે વિસરી ' **वसुधैव मम सर्व जगत्** ' એ વિશુદ્ધ વિચારના મહાસાગરમાં નિમગ્ન થઇ પરમાત્માના સુખોનો પરમાહ્‌લાદ —શેષ-શાયી શ્રી કૃષ્ણ ક્ષીર સાગરમાં નિમગ્ન થઇ સુખ ભોગવે છે તેમ--પ્રાપ્ત કરવાની ઇચ્છા છે.

સત્ય એજ સમ્યકત્વ છે, અને સમ્યકત્વ તેજ સત્ય છે; ' સત્ય ' ને સમ્યકત્વ ભિન્ન નથી જ્યારે એમ છે તો પછી ' સત્ય ' ને ગુંગળાવવાથી સમ્યકત્વ મલીન થશે એમ નહિં પરંતુ સત્યને ગુંગળાવવાથી સમ્યકત્વજ ગુંગળાવાશે, એમ કહેવું વધારે ઉચિત છે. ' શ્રેયઃસંપાદન ' કરવાની ઇચ્છા વાળો ભવ્ય આત્મા તો કોઇ પણ પ્રકારે સત્યને ગુંગળાવવા,-સ્વપ્નમાં પણ-પ્રયત્ન કરેજ નહિં અને જે સત્યને ગુંગળાવવા ઇચ્છે તે ભવ્ય હોયજ નહિં ! સત્યનો સંપૂર્ણતયા સાક્ષાત્કાર કરનાર શ્રમણભગવાન્ શ્રી મહાવીર જ્યારે પરમ-પ્રેમ પૂર્વક પોતાની દિવ્ય—ધ્વનિથી સમગ્ર જગત્‌ને ' સત્યનુંજ સેવન ' કરવા પ્રબોધે છે અને પ્રકાશે છે કે ' સત્યના ફરમાન થકીજ પ્રવર્તતા થકા બુદ્ધિમાન્ મનુષ્યો સંસારનો પાર પામે છે ' તો પછી જે સંસારના પારને ઇચ્છતો હોય એવો આત્મા શી રીતે સત્યને ગુંગળાવવા ઇચ્છે ? હાં, એટલું અવશ્ય છે કે સંસારપારેચ્છુ આત્મા 'બુદ્ધિમાન્ ' હોવો જોઇએ. કારણકે તેનો અધિકારી તેજ છે. બુદ્ધિહીન—અતત્ત્વજ્ઞ જો તેવી ઇચ્છા કરે તો સંભવ છે કે તેનાથી સત્ય ગુંગળાવાય.

પરંતુ, બુદ્ધિમાન્ કોણ કહેવાય અને સત્ય શી વસ્તુ છે; એ સમજવું બહુજ મુશ્કેલ છે. એ ગહન ગાંઠે આખા જગતને ગત-ગર્વ કરી નાંખ્યું છે. એ ગાંઠને ઉકેલવા જગત્‌ના અસંખ્ય-અરે અનંતાનંત-આત્માઓ મથ્યા છે પરંતુ સફળ-પ્રયત્ન તો કોઇક વિરલ વ્યક્તિજ થઇ છે. હાં, એ ગાંઠ વધારેને વધારે મજબૂત તો ઘણાકને હાથે થઇ હશે ! કારણકે પ્રત્યક્ષમાં પણ આપણે જોઇએ છીએ કે, કોઈ કોઇ વખતે સૂતર કે રેશમના તાંતણામાં જ્યારે ગાંઠ પડી જાય છે અને તેને ખોલવા માટે જેમ જેમ વધારે હાથો પ્રયત્નવાળા થાય છે ત્યારે ખુલવાને બદલે ઉલટી તે ગાંઠ વધારે ઘોળાઇ મજબુત થાય છે. એજ દશા સત્ય અને તેના અધિકારીના નિર્ણય કરવા રૂપ ગાંઠની છે. અનેક આત્માઓએ એ ગાંઠને

ખોલવા જતાં જાણતાં તથા અજાણતાં બન્ને રીતેથી-ઉલટી કઠણ કરી મુકી છે. દરેક ધર્મ પ્રવર્તકો અને ધર્માચાર્યોએ પોતપોતાનાં વિચારો અને અનુભવો રૂપ હાથોને એ ગહન ગ્રંથિના ગભને ભેદવા માટે ઉદ્યુક્ત કર્યા છે. કેટલાકો એ કાર્યમાં સફળ થયા છે તો તેમના અનુયાયીઓ કે જેઓ તેમની બતાવેલી રીતિ પ્રમાણેજ એ ગાંઠને ખોલવા જતાં, પોતાના બુદ્ધિમાંધ-ન્યૂન ક્ષયોપશમ-ને લીધે યથોકત રીતિ ભૂલી જઇ, ઉલટી દશાએ પ્રયત્ન કરવા મંડી પડવાથી, પાછી તે ગાંઠ ગંઠાય છે અને પછી જૂદાં જૂદાં ભેજાંના અને પરસ્પર અસહિષ્ણુ એવા પ્રચારકોના વિચિત્ર વિચારોથી ચારે દિશામાં તણાતી તે ગાંઠ ખૂબ મજબુત થાય છે. આવી સ્થિતિમાં સત્યના સ્વરૂપને સમઝનાર આત્માને પૂરેપૂરી મુશ્કેલી છેજ. આ મુશ્કેલીમાં જ્યારે કેટલાક આશાવાદીઓ "અંધારે સત્ય ડૂબ્યું'તું" તરી આવતું આખરે" (કલાપી) ઇત્યાદિ ઉદ્‌ગારોદ્વારા કાંઇક આશ્વાસન આપી જિજ્ઞાસુની વૃત્તિને ઉત્સાહી કરે છે ત્યારે કેટલાકો નિરાશાવાદીઓ तेरा अगम अगोचर रुप, भेद कोइ न पाया" તથા संसार मे सब कुछ समाया कुछ नहीं। कुछ न कुछ का भेद पाया कुछ नहीं॥" (સરસ્વતિ.) આવા નિરાશાજનક વાક્યો ઉચ્ચારી એ મુશ્કેલીમાં ઓર વધારો કરે છે. આવી રીતે સત્ય જિજ્ઞાસુ વિચાર વમળમાં પડે છે અને આમ તેમ ઘણા ઘણા ફાંફાં મારી જ્યારે તે હતાશ થાય છે ત્યારે સહજમાં તેના મુખેથી 'तमेव सच्चं जं जिणेहिं पन्नत' એવા ઉદ્‌ગારો નિકળવા માંડે છે. અને એમ બોલી તે પોતાની થાંત બુદ્ધિને કાંઇક વિશ્રામ આપવા ઇચ્છે છે. પરંતુ જ્યારે પાછું મગજ શાંત થઇ ટટાર થાય છે ત્યારે પાછું તે વિચારના વનમાં પ્રયાણ કરે છે અને વિચારે છે કે 'તેજ સત્ય છે કે જે જિનેશ્વરોએ કથન કર્યું છે એ વાત ખરી પણ જિનેશ્વરોએ શું કહ્યું છે? એનું નામ નિશાન કે ઠામઠેકાણું? વિંધ્યાચળના સંપુટ શિખરોનાં ગહન કાનનમાં ભૂલો પડેલો મનુષ્ય અનેક કષ્ટો વેઠી જ્યારે એકાદ જંગલને પાર કરી સપાટ અને મનુષ્યયુક્ત પ્રદેશના દર્શનની ઇચ્છાથી કોઇ મ્હોટા શિખર ઉપર ચ્હડી જૂએ છે તો જેવી ઘાટી ક્રમ'ધીને આવ્યો છે તેવીને તેવીજ બીજી ઘાટી નજર આગળ ભયાનક મૂર્તિ ધારણ કરીને ઉભેલી હોય છે એજ દશા આ સત્ય જિજ્ઞાસુ પરંતુ અલ્પજ્ઞ આત્માની થાય છે. અનંતકાળ સુધી મહાભારત પ્રયત્ન કરી ભવ્ય આત્મા મિથ્યાત્વગ્રંથિને ભેદી હર્ષિત થાય છે અને સત્યપ્રાપ્તિની સ્થિતિ સમીપમાં આવેલી જોઇ આનંદ પામે છે પરંતુ જ્યારે ઉંડા વિચારથી સત્યના સ્વરૂપને જાણવા મથે છે ત્યારે મિશ્ર-મોહિની-અર્દ્ધ સત્ય અને સમ્યકત્વ મોહિની-બાહ્ય સત્ય-એ બન્ને ગાંઠો, પૂર્વની ગ્રંથિ કરતા કાંઇક નરમ હોવા છતાં પણ જિજ્ઞાસુને મુંઝવણમાં ન્હાંખે છે, એટલુંજ નહીં પણ કેટલીક વખતે છેક સત્યના સાક્ષાત્કારની થવાની તૈયારી હોય છે તે વખતે એ ગાંઠ એવી ભ્રાંતિ ઉત્પન્ન કરે છે કે જેના લીધે જિજ્ઞાસુ પોતાની અવસ્થાનું ભાન ભૂલી જઇ-હું ક્યાં સુધી આવી પહોંચ્યો છું, અને કેટલે પહોંચવું છે, એ વાત વિસ્મરી-દિગ્મૂઢ થઇ પાછો ફરે છે અને ભ્રાંતિમાંને ભ્રાંતિમાં ઠેઠ મૂળસ્થાન કે જ્યાંથી પ્રયાણ કર્યું હતું એવા મિથ્યાત્વના-અસત્યના-ગહન વનમાં પહોંચે છે અને અનંતકાળ સુધી પાછો ત્યાંનો ત્યાં ભમે છે!

સારાંશ કે સત્યના સ્વરૂપને સમઝવું અને સમઝીને તેને મેળવવું, એ બહુજ દુર્લભ છે. સત્ય સમઝાયા પછી તેને ગુંજાવવાની કે પ્રકાશવાની વાત કરી શકાય. પ્રથમથીજ

એ ચિંતા કરવી તે, વૃક્ષ વાવ્યાં પહેલાંજ, તેનાં ફળો ખાઇ જનારાં પક્ષીઓને ઉડાડતા ફરવાના કાર્ય જેવું ગણાય!

મ્હારા શબ્દોમાં—કે જે તમે સ્પષ્ટિકરણ કરવા માટે પત્રમાં ટાંકેલા છે. **ગર્ભિતાશય** **વા કથિતાશય** જેવું કશું નથી. સ્વાભાવિક રીતે તે શબ્દો લખાયા છે. અને તમારા જેવા ધારાશાસ્ત્રીને તે સમજવામાં કઠિનતા આવે એ સંભવ પણ ઓછો છતાં અનુમાન બાંધી શકું છું કે, સામા માણસના મ્હોડામાંથી કાંઇ વિશેષ બહાર કઢાવવાની વકીલી પદ્ધતિએ આમ પ્રેરાયા લાગો છો............ની 'શંકા' યોગ્ય હતી અથવા અયોગ્ય એ વિષયમાં અત્ર ઉલ્લેખજ નથી. તેમજ તેવી 'શંકા' કરવાથી તેમનું સમ્યક્ત્વ મલીન થયું એમ પણ મ્હારૂં કહેવું નથી. એ ફકરો એ આશયથી લખાયો છે કે, જિજ્ઞાસાની ખાતર પણ પણ જો કાંઇ વિષય ચર્ચવામાં આવે છે તો આપણા કહેવાતા નાયકો (કે જેમને વિષય સમજવા જેટલી પણ બુદ્ધિ કુદરતે બક્ષેલી નથી હોતી.) ઝટ તેને **ઉત્સૂત્ર** કહેવા તત્પર થઇ જાય છે અને લેખકના વિષયમાં અનેક પ્રકારની આડી અવળી વાતો કરી પોતાના ડહાપણની ઓળખાણ આપે છે, એના દૃષ્ટાંતમાં ઉદાહરણ આપવામાં આવ્યું છે. મ્હારા પોતાના અનુભવથી કહું છું કે 'ઘણીક વાર મ્હે કેટલાક સાધુઓના મ્હોડેથી—કે જેઓ પોતાને ગીતાર્થ (?) માને છે અને પોતાના જ્ઞાન આગળ દુનિયાની બધી વિદ્યાઓને તુચ્છ ગણે છે. એ વિષયમાં ઘણા હલકા અને હાસ્યપાત્ર શબ્દો સાંભળ્યા છે! એ અનુભવે જ ઉપર્યુક્ત પત્રમાંના વાક્યો લખાયા છે અને તે પણ માન્યતાની દૃષ્ટિએ નહિ પરંતુ વ્યંગ રૂપેજ.

પત્રનો પ્રત્યુત્તર આપતાં સ્વાભાવિક રીતે કેટલાક વિચારો સ્ફુરી આવવાથી, અને તે એક તત્ત્વાભિલાષીને જણાવવામાં લાગણી ઉત્તેજિત થવાથી આટલું લાંબુ લખવામાં આવ્યું છે. અંતે પત્ર પૂર્ણ કરતાં એટલું વળી લખવાનું મન થાય છે કે, 'સત્ય'ને મેળવવા અને પ્રકાશમાં આણવા માટે જગતની નિંદા—સ્તુતિ તરફ લક્ષ્ય ન આપી, પોતાના કર્તવ્ય—કર્મમાં લાગ્યાં રહેવું એજ જીવનનો હેતુ સમજી એ તરફ વિશેષ પ્રયત્નવાન્ થવું જોઇએ.

વેદોમાં ઉલ્લેખ છે કે—

> सुविज्ञानं चिकितुषे जनाय
> सच्चासच्च वचसो पस्पृधाते ।
> तयोर्यत्सत्यं यतरदृजीय
> स्तदित्सोमोऽवति हन्त्यसत् ।

'જિજ્ઞાસુ એ જાણવું જોઇએ કે 'સત્' અને "અસત્' વચનો પરસ્પર સ્પર્ધાવાળા છે પરંતુ એ બન્નેમાં જે 'સત્ય' અને 'સરલ' છે તેનુંજ ઇશ્વર રક્ષણ કરે છે અને 'અસત્ય' નો નાશ કરે છે' માટે સદા જગતમાં સત્યજ વિજયવાન્ છે એમ સમજી સર્વ જીવો સત્ય પ્રતિ પ્રયાણ કરો એમ ઇચ્છી વિરમુ છું. **शमस्तु।**

# श्रीहरिभद्रसूरिके जीवन-इतिहासकी संदिग्ध बातें।

## लेखक-मुनिकल्याणविजय।

पूर्व कालमें हिंदुस्थानमें-विशेषतः जैनसमाजमें ऐतिहासिक चरित लिखने का रिवाज बहुत कम था, अगर किसी महापुरुष का चरित कोई लिखता भी तो खास मुद्देकी बातें लेकर अन्य छोड देता। सोमप्रभाचार्य के समय ( १२४१ ) तक इस अयोग्य रूढिका प्रायः भंग नहीं हुआ। जिनभद्र-गणि क्षमाश्रमण-देवर्द्धिगणि क्षमाश्रमण-कोट्याचार्य-मलयगिरि सूरि वगैरह अनेक महोपकारी धुरंधर जैनाचार्यों के जीवन-इतिहासों से जो जैनप्रजा अज्ञ है इस का भी हेतु वह रूढि ही है।

आचार्य-हरिभद्र के जीवनचरित की भी छिन्न-भिन्न दशा इसी कुरूढि का फल है। खैर।

जो भावि था हो गया, अब इस भूतकालकी बात का शोक करना वृथा है, अब तो वर्तमान पर ही दृष्टि दो, अपना जो प्रथम कर्तव्य है उसे हाथमें लेलो।

सज्जन जैनो! आलस्य दूर करो ऐश आराम करना आपका प्रथम कर्तव्य नहीं है, नामवरी के लिये हजारों रुपयों का धुआँ उड़ा देना आपका प्रथम कर्तव्य नहीं है, और प्रमाद निद्रामें पडे रहना भी आपका प्रथम कर्तव्य नहीं है। ऐश आराम का नाम तक भूल जाओ! नामवरीकी लालसा को सौ कोश तक दूर फेंक दो! और साहित्योद्धार व इतिहास खोज के लिये कटिबद्ध हो जाओ? बस यही आपका प्रथम कर्तव्य है, इसीसे आपका जो साध्य बिन्दु है सिद्ध होगा, और जिन ऐतिहासिक बातों के बारे में आप निराश हो बैठे हैं उनका भी पता इसीसे लगेगा।

पाठकगण! शोध खोज के अभाव से ऐतिहासिक बातों में कैसी गड़-बड़ी हो जाती है इस बातका आपको अनुभव कराने के लिये श्रीहरिभद्रसूरिके जीवन इतिहास में से सिर्फ दो-चार संदिग्ध बातें और उनका निर्णय आपको समर्पित करता हूं।

यद्यपि हरिभद्र नामके आचार्य करीब ७ सात के हुए हैं, तथापि मैं जो इतिहास लिख रहा हूँ सबसे पुराने ललितविस्तरादि प्रकरणकर्ता याकिनी साध्वी के धर्मपुत्र हरिभद्रसूरि का है।

प्रभावकचरित, चतुर्विंशति प्रबन्ध वगैरह ऐतिहासिक चरितग्रन्थों में आप के जीवनचरित का सविस्तर उल्लेख है परंतु उनमें भी ऐतिहासिक बातें सिर्फ निम्न लिखित ही पाई जाती हैं:–"गांव और आपका नाम, प्रतिज्ञानिर्वाहार्थ जिनभसूरिके पास दीक्षा लेना, आचार्यपद, हंस और परमहंस का बौद्ध विहारमें गुप्त वेश से पढ़ने के लिये जाना, बौद्धों को उनके जैनत्वकी खबर, दोनोंका बौद्धकृत उपद्रव से मरण, आचार्यका बौद्धों के ऊपर कोप, गुरुद्वारा उसकी उपशांति, शास्त्र रचने के वास्ते शासन देवी की प्रार्थना, शास्त्र-रचना और उसके विस्तार के लिये एक वणिक् को प्रतिबोध।" इसके अतिरिक्त संपूर्ण बाल्यावस्था का जीवन, दीक्षा लेनेके बाद किये हुए शासनहित के कार्य, शिष्यसंतति तथा स्वर्गवास का स्थान वगैरह सेंकड़ों आवश्यकीय बातों का पता सर्वथा दुर्लभ हो गया है।

खैर। इन बातों पर जितना पर्यालोचन करें उतना ही कम है; पर यह प्रसंग सिर्फ दो चार संदिग्ध बातोंके विवरणका है इस लिये उन्हीं का विशेष बयान करूंगा।

पहिली संदिग्ध बात यह है कि हरिभद्रसूरि किस के शिष्य थे? इस के उत्तर में कई लोगों का कहना है कि यांकिनी महत्तरा के धर्मपुत्र हरिभद्रसूरि आचार्य श्रीजिनभद्रसूरि के शिष्य थे ऐसा पट्टावल्यादि में देखा जाता है।

दूसरों का कथन यह है आचार्यहरिभद्र जिनभसूरि के शिष्य थे। प्रभावकचरित में भी हरिभद्रसूरि आचार्यजिनभ के शिष्य लिखे हैं।

अब इन दोनों पक्षों में से किस को प्रमाण करना ऐसा निर्णय करना यद्यपि कठिन कार्य है तथापि यथामति उद्योग करना पुरुष का कर्तव्य है।

इतिहास पढ़ने से मालूम होता है कि प्रथम पक्ष सर्वथा अनुपपन्न है। जिनभद्रसूरिके शिष्य हरिभद्र ललितविस्तरादिग्रन्थ कर्तृ हरिभद्र से जुदे हैं, इनका सत्तासमय विक्रमकी दशवीं सदी का पूर्वार्ध है, परन्तु ललित विस्तारादि कर्ता इन से बहुत पुराने हैं ऐसा आगे निर्णीत होगा।

दूसरा पक्ष कुछ ठीक है, 'हरिभद्र जिनभट के शिष्य थे, यह प्रायः सभी को मान्य ही होगा, क्यों कि "कृतिः सिताम्बराचार्यजिनभट्ट (ट)पादसेवकस्याचार्य हरिभद्रस्य" इत्यादि हरिभद्री ग्रन्थों के प्रान्तलेख तथा "जिनभटसूरिमुनीश्वरं ददर्श" इत्यादि चरितग्रन्थों के उल्लेख देखने से निश्चित होता है कि आचार्य हरिभद्रजी के गुरु जिनभटसूरि थे। मेरा भी पहले इसी पक्ष पर दृढ विश्वास था, परंतु जब से इन प्रमाणों से भी अधिक बलवान् तीसरे पक्ष को सिद्ध करनेवाला प्रमाण दृष्टिगत हुआ तो पूर्वोक्त द्वितीय पक्ष की मान्यता मुझे शिथिल करनी पड़ी। वह प्रमाण यह है-"समाप्ता चेयं शिष्यहिता नामावश्यकटीका कृतिः सिताम्बराचार्यजिनभटनिगदानुसारिणो विद्याधरकुलतिलकाचार्यजिनदत्तशिष्यस्य धर्मतो याकिनीमहत्तरासूनोरल्पमतेराचार्य हरिभद्रस्य।" यह पाठ आवश्यक टीका का है। इस से यह बात पाई जाती है कि हरिभद्रसूरि विद्याधरकुल के आचार्य जिनदत्त के शिष्य और जिनभटसूरि के आज्ञाकारी थे।

अत एव आपने जगह जगह जिनभटसूरि के साथ 'शिष्य' शब्द का प्रयोग नहीं करके 'सेवक' शब्द का व्यवहार किया है। यद्यपि प्रभावकचरित में स्पष्टतया आपको जिनभट का शिष्य लिखा है पर उसका रहस्य ओर है "जिनभटनिगदानुसारिणः" इस विशेषण से ऐसा अनुमान होता है—शायद जिनभटसूरि आप के विद्यागुरु होंगे या आप के गुरु के गुरु या गुरुभ्राता होंगे, इसी लिये "जिनभटपादसेवकस्य" इत्यादि विशेषणों के द्वारा आपने उन के साथ गुरुबुद्धि से वर्ताव किया है। संभव है इन्हीं विशेषणों से प्रभाचन्द्रसूरिजीने आप को जिनभटसूरि के दीक्षित मान अपने ग्रन्थ में तदनुसार लिख दिया है।

वास्तव में आप जिनभट के नहीं किंतु जिनदत्त के शिष्य थे, इस बात को अब विना माने नहीं चलता। पूर्वोक्त आवश्यक टीका के पाठ के क्षेपक होने की भी शंका 'अल्पमतेः' इस प्रयोग से निरस्त हो जाती है। पूर्वोक्त प्रयोग हरिभद्रसूरिजी के खुद के विना किसी के मुंहसे निकलना असंभवित है, इस बात को पाठक महाशय बखूबी समझ सकते हैं।

दूसरी संदिग्ध बात आप के ग्रंथों की संख्या के विषय में है—"१४४४

प्रकरणकृत श्रीहरिभद्रसूरयोप्याहुर्ललितविस्तरायाम् " इस प्रतिक्रमण अर्थदीपका के वचन से तथा प्रसिद्धि से ऐसा कहा जाता है कि आचार्य हरिभद्रसूरिजीने १४४४ ग्रन्थ बनाये। " पुनरपि च शतोनमुग्रधीमान् प्रकरणसार्धसहस्रमेष चक्रे " " चतुर्दशप्रकरणप्रोतुंगप्रासादसूत्रणैकसूत्रधारैः " इत्यादि उल्लेखों से आपकी कृति के ग्रन्थ १४०० हैं यह सूचित होता है। राजशेखरसूरि कृत चतुर्विंशति प्रबन्ध में आप को १४४० ग्रन्थों के कर्ता लिखा है।

इन तीनों ही पक्षों की समालोचना इस प्रकार हो सकती है–आप के ग्रन्थ दो तरह के दृष्टिगोचर होते हैं, ' विरहाङ्क ' से युक्त और उससे रहित। इस का कारण यह माना जाता है कि हंस और परमहंस का विरह होने के बाद की आप की कृति ' विरह अंकित ' है, यही बात प्रभावकचरितकर्ता

" अतिशयहृदयाभिरामशिष्यद्वयविरहोर्मिभरेण तप्तदेहः ।
निजकृतिमिह संव्यधात्समस्तां विरहपदेन युतां सतां स मुख्यः ॥

इस पद्य से सूचित करते हैं और उनकी पूर्वकालकी जो कृति है वह विरहशब्दरहित है।

जो जो १४४४ संख्या प्रतिपादक प्रमाण हैं वे पूर्वोक्त दोनों पंक्ति के ग्रन्थों के संमेलन से हैं, यह बात भी "पुनरपि च शतोनमुग्रधीमान्" इस में रहे हुए ' पुनः ' शब्द से सूचित होती है। वास्तव में यह है भी योग्य, हरिभद्रसरीखा विद्वान् नर हंसपरमहंस के अवसानसे पहले ग्रन्थ न बनावे यह असंभव सा मालूम होता है।

यद्यपि प्रसिद्धि यह है कि " आचार्यहरिभद्रजीने उन १४४४ बौद्धों को मंत्रशक्ति से मारने का संकल्प किया; जो हंस–परमहंस के पीछे आये थे, इस बात का उन के गुरु को पतामिलते ही अपने पास से दो साधुओं को भेज के " गुणसेण–अग्गिसम्मा " इत्यादि संग्रहगाथाएं सुनाई, तब हरिभद्रसूरि का कोप शान्त हुआ, आपने पूर्वोक्त अपने संकल्प का प्रायश्चित्त मागा, गुरुजी ने उस अपराध के प्रायश्चित्त के स्थान १४४४ ग्रन्थ बनाने की आज्ञा दी और आपने गुरु वचन को शिरसा वंद्य समझ उस के अनुसार ही कार्य किया." परंतु प्रभावकचरित का इस विषय में और ही कथन है, वह कहता है–आचार्य हरिभद्र का चित्त अपने दो प्रिय शिष्यों के वियोग से हमेशाह संतप्त रहता था इस कारण उनका

शोक दूर करनेके लिये शासनदेवी अंबाने प्रत्यक्ष होकर आप को समझाया कि–सूरिवर! आप जैसे सिद्धान्त तत्त्व के जाननेवाले महानुभाव को एक अवश्य भावि घटना से इस प्रकार ना हिम्मत नहीं होना चाहिये। आप सरीखे ज्ञानीपुरुषों पर शोकाग्नि इस कदर अपना कब्जा जमावे यह बडे आश्चर्य की बात है। प्रभो! अब इस चिन्तासे मुक्त हो जाइये। आप के पास शिष्यसंतति का पुण्य नहीं है; आप की संतति आप के ग्रन्थ ही होगें। बस इसी की वृद्धि करें यही आपका शाश्वत वंश और कीर्त्तिका स्तंभ है"। इन दोनों मान्यताओंमें विशेप विश्वास के योग्य कौन? इस प्रश्न का यथार्थ उत्तर तो सर्वज्ञवेद्य है तथापि रूढिगतवृत्तान्त अविश्वसनीय मालूम होता है। इस की अपेक्षा प्रभावकचरितप्रतिपादित हकीकत कुछ युक्तियुक्त जँचती है। क्यों कि प्रसिद्धि कहती है कि 'आपने विरहांकयुक्त १४४४ ग्रन्थ रचे' पर 'आवश्यकबृहद्वृत्ति, न्यायप्रवेशिका टीका' वगैरह कई हारिभद्रीय ग्रन्थो में 'विरह' शब्द नहीं पाया जाता, इसलिये इस विषय में प्रसिद्धि कमजोर है। इससे सिद्ध हुआ कि पूर्वोक्त-विरोधपरिहारक अनुमान ठीक है, तथापि विद्वान् लोग इस विषय को खूब ध्यान के साथ पढ़ें।

१४४० की संख्या में यह अपेक्षा हो सकती है कि 'संसारदावानल' इस स्तुति के चार पद्य जो चार ग्रन्थ गिने जाते हैं उन का ग्रहण न करके १४४० की संख्या लिख दी है, तो यह बात निःसंदेह अविरुद्ध है।

तीसरी संदिग्ध वार्ता आप के स्वर्गवास के विषय में है। इस विषय में अनेक विप्रतिपत्तियां हैं–" पंचसए पणत्तीए विक्कमभूआओ झत्ति अत्थमिओ। हरिभद्दसूरिसूरो धम्मरओ देउ मुक्खसुहं" इस विचारसारप्रकरण की गाथा को देख के कई लोग आप का निर्वाण समय विक्रमात् ५३५ का सिद्ध करते हैं, परंतु यह गलत है 'पणत्ती' यह पाठ प्राकृत व्याकरण से प्रतिकूल–अशुद्ध है, इस जगह 'पणसीए' ऐसा शुद्ध पाठ चाहिये।

कोइ पणपण्णबारससए हरिभद्दो सूरि आसि" इस रत्नसमुच्चय प्रकरण के वचन से आप को वीरकी तेरहवीं सदीमें हुए स्वीकार करते हैं, पर यह भी गलत बात है। पूर्वोक्त पाठ में कहे हुए हरिभद्रसूरि याकिनीमहत्तरा

धर्मपुत्र नहीं किंतु विजयानन्दसूरि के परंपराशिष्य हरिभद्रसूरि हैं; ऐसा पाडिवालगच्छीयपट्टावली तथा खरतरजिनरंगीयपट्टावली से सिद्ध होता है। यह बात भी यहांपर खास विचारणीय है कि—"नहि तव कुलवृद्धि पुण्यमास्ते" इत्यादि वचनों से याकिनीमहत्तरापुत्र हरिभद्रसूरि के वंश का विच्छेद प्रतिपादित होता है, और पूर्वोक्त गाथावर्णित हरिभद्र की तो " श्रीदेवसूरिः (३०) नेमिचन्द्रसूरिः (३१) उद्योतनसूरिः (३२) वर्धमानसूरिः (३३)" इत्यादि परंपरा उपलब्ध होती है, इस लिये यह हरिभद्रसूरि ललितविस्तरादिकर्तृ हरिभद्र से भिन्न हैं। कई लोगों का मत है कि ललितविस्तरादि कर्ता-हरिभद्रसूरि सिद्धर्षि के समानकालीन थे। इस मत के साधक प्रमाण "मिथ्यादृष्टिसंस्तवे हरिभद्रसूरिशिष्य-सिद्धसाधुर्ज्ञातम्।" " तत्रोद्घाटे हट्टे उपविष्टान् सूरिमन्त्रस्मरणपरान् श्रीहरिभद्रान् दृष्टवान्, सान्द्रचन्द्रके नभसि देशना, बोधः, व्रतमित्यादि।" "तदा गग्गायरिएण विजयाणंदसूरि परंपरासीसो हरिभद्दायरिओ महत्तरो बोहमयजाणगो बुद्धिमंतो विण्णविओ 'सिद्धो न ठाति' हरिभद्देण कहिअं कमवि उवायं करिस्सामि" । इत्यादि बताये जाते हैं तब इस मत के विरोधी इस का खंडन इन युक्तियों से करते हैं—' मिथ्यादृष्टिसंस्तवे ' इत्यादि प्रतिक्रमणदीपिका में सिद्धर्षि को हरिभद्र के शिष्य कहे हैं तो इससे यह सिद्ध नहीं हो सकता कि आप उन के समानकालक ही थे, हरिभद्रकृत ग्रन्थसे सिद्धर्षि को बोध होने से पूर्वोक्त ग्रन्थकारने उनको हरिभद्र के शिष्य लिख दिया तो इसमें कुछ भी विरोध नहीं है।

" तत्रोद्घाटे " तथा " तदा गग्गायरिएण " ये दोनो पाठ भ्रममूलक मालूम होते हैं. " तत्रोद्घाटे " इत्यादि प्रबन्ध में सिद्धर्षि को हरिभद्रसूरि के हस्तदीक्षित शिष्य लिखा है, परन्तु यह बात खुद सिद्धर्षि के वचनों से अप्रामाणिक सिद्ध होती है। सिद्धर्षि आप तो "सद्दीक्षादायकं तस्य स्वस्य चाहं गुरूत्तमम्। नमस्यामि महाभागं गर्गर्षिमुनिपुंगवम् " । इस प्रकार स्वकृतउपमितिभवप्रपंचा कथा की प्रशस्ति में गर्गर्षि

को अपने दीक्षागुरु लिखते हैं और ' तत्रोद्घाटे ' इत्यादि प्रबन्ध हरिभद्र को दीक्षादायक लिखे यह उस का भ्रम है या नहीं ? प्रभावकचरित भी यह कहता है कि सिद्धर्षि के दीक्षागुरु गर्गर्षि थे। देखिये-"आसीन्निर्वृतिगच्छे च सूराचार्यो धियां निधिः। तद्विनेयश्च गर्गर्षिरहं दीक्षागुरुस्तव"॥

और भी सुनिये-हरिभद्रसूरि विद्याधर कुल के आचार्य थे ऐसा आवश्यकबृहद्वृत्ति से ज्ञात होता है, और सिद्धर्षि आप निर्वृति कुल में दीक्षित हुए ऐसा उनकी उपमितिभवप्रपंचा कथा कह रही है। प्रभावकचरित का भी यही कथन है तो अब आप ही सोचे कि इन दोनों महानुभावों का दीक्षासंबन्ध से गुरुशिष्य भाव कैसे हो सकेगा ? अच्छा आगे बढ़िये। अब "तदागगायरिएण" इत्यादि पाडिवालीयगच्छ की पट्टावली के पाठ की समालोचना की जाती है। ' तदा ' इत्यादि से यह वृत्तान्त सूचित होता है कि-" सिद्धर्षि बार २ बौद्ध लोगों के पास चले जाते थे इस लिये गर्गाचार्यजी ने विजयानन्दसूरि के परंपराशिष्य हरिभद्रसूरि को प्रार्थना की कि ' सिद्ध ठहरता नहीं है ' तब हरिभद्रसूरिने उन के प्रतिबोध के लिये ललितविस्तरा नामक चैत्यवन्दनवृत्ति बना के गर्गाचार्य को देदी और आपने अनशन करलिया। गर्गाचार्यजीने वह वृत्ति सिद्धर्षि को दी, उससे वह प्रतिबोध पाके आचार्य हरिभद्र की प्रशंसा करने लगे. " वास्तव में उपर्युक्त हकीकत भी पट्टावली लेखकने नाम सादृश्यजनित भ्रम से लिख दी है। यह बात आवश्यक वृत्ति से निःसंदेह प्रमाणित हो चुकी है कि ललितविस्तरादि कर्ता हरिभद्रसूरि विद्याधर कुलके थे फिर चन्द्रकुल के विजयानंदसूरिके परंपराशिष्यहरिभद्रसूरि को ललितविस्तरा के कर्ता लिखना भ्रमविना कैसे होसकता है ? खैर। सिद्धर्षि जी की इस बारे में क्या सम्मति है सो भी सुन लीजिये। वे अपनी उपमितिभवप्रपञ्चामें यों कहते हैं कि-" ये च मम सदुपदेशदायिनो भवन्तः सूरयस्ते विशिष्टज्ञा एव, यतः कालव्यवहितैरनागतमेव तैर्ज्ञातः समस्तोपि मदीयवृत्तान्तः, स्वसंवेदनसिद्धमेतदस्माकमिति ". तात्पर्य इस का यह है कि-" जो मेरे सदुपदेश देनेवाले आचार्य भगवान् थे वे निश्चयकरके विशिष्ट ज्ञानी थे, क्यों कि कालसे व्यवधानवाले होके भी उन्होंने मेरा सर्व वृत्तान्त अनागत कालमें ही जानलिया, यह बात हमारे स्वसंवेदन (अनुभव) सिद्ध है".

खयाल करने का स्थान है कि अगर हरिभद्रसूरि सिद्धर्पि के समकालीन होते तो 'अनागत ही मेरा समस्त वृत्तान्त जाना इसलिये वे विशिष्ट ज्ञानी थे' ऐसा सिद्धर्पि जी को लिखने की क्या जरूरत थी?

"पुरोवर्तिनां पुनः प्राणिनां भगवदागमपरिकर्मितमतयो पि योग्यतां लक्षयन्ति, तिष्ठन्तु विशिष्टज्ञाना इति" यह भी सिद्धर्पि का ही वचन है, इस में ऐसे कहा कि "पुरोवर्ति–आगे रहे हुए प्राणियों की योग्यता को तो विशिष्टज्ञानवाले क्या भगवत् के आगम से संस्कारित बुद्धि-वाले भी (सिद्धान्त पारंगामी भी) जान सकते हैं" पाठक महोदय! देखिये इससे यही सिद्ध होता है कि सिद्धर्पि के समय में हरिभद्रसूरि विद्यमान नहीं थे, अगर होते तो "विशिष्टज्ञाना एव" तथा "अनागतम्" इन शब्दों के प्रयोग करने की सिद्धर्पि को जरूरत नहीं पड़ती।

"अनागतं परिज्ञाय चैत्यवन्दनसंश्रया। मदर्थैवकृता येन वृत्तिर्ललितविस्तरा।" यह सिद्धर्पिजीका पद्य भी अपने और हरिभद्रसूरि के काल का व्यवधान प्रतिपादन करता है। "का स्पर्द्धा समरादित्यकवित्वे पूर्वसूरिणा। खद्योतस्यैव सूर्येण मादृग्मन्दमतेरिह।" इस प्रभावकचरितान्तर्गत श्लोक से भी हरिभद्रसूरि सिद्धर्पि के पूर्वाचार्य थे ऐसा तात्पर्य सूचित होता है। पंचाशक टीका के उपोद्घात से स्पष्ट होता है कि श्रीमान् अभयदेवसूरिजी हरिभद्रसूरिको कतिपय पूर्वश्रुत के ज्ञाता मानते थे तो यह बात भी तभी संगत होती है यदि हरिभद्रसूरि को सिद्धर्पि से चार सौ वर्ष पहले हुए मानें।

· यहां पर कुछ ऐतिहासिक पर्यालोचना भी कर लेता हूं, आशा है पाठक महोदय इसे अस्थान न समझेंगे।

यह बात सर्वमान्य हो चुकी है कि हरिभद्रसूरि गृहस्थावस्था में चित्तोड नगर के राजा जितारि के मान्य पुरोहित, थे अब प्रश्न यह होगा कि जितारि किस वंशका राजा और वह कब हुआ? इसका उत्तर मेवाड के इतिहास से मिलना दुर्लभ है, क्यों कि बापारावल के राज्य काल विक्रम संवत् ७८४ से ले के आज तक उस के वंशधरों की नामावली में जितारि का नाम नहीं पाया जाता, इस वास्ते यह अनुमान किया जा सकता है कि बापारावल के पहले जो

मौर्यवंशी राजपूत चित्तोड़ में राज्य करते थे उनमें कोई जितारि नामक राजा हुआ होगा और उसके दरबार में हरिभद्रजीने प्रतिष्ठा पाई होगी। तो इससे भी बापारावल के पहले ही हरिभद्र का चित्तोड में होना सिद्ध होता है। इस सब पर्यालोचनसे सिद्ध हुआ कि आचार्य हरिभद्रजी सिद्धर्षि के दीक्षा गुरु और समकालक नहीं थे।

अन्य कहते हैं कि भगवान् हरिभद्रसूरि का स्वर्गवास विक्रम संवत् ५८५ में हुआ। उनका स्वमतसाधक प्रमाण " पचसए पणसीए विक्कमकालाओ झत्ति अत्थमिओ। हरिभद्रसूरिसूरो निव्वुओ दिसउ सुक्खं " यह विचारश्रेणीकी गाथा है।

वस्तुतः यही गाथा हरिभद्र का सत्य इतिहास प्रकट करती है ऐसा कहा जाय तो कुछ हर्ज नहीं, क्यों कि पूर्वोक्त पक्ष साधक प्रमाणों के जैसी इस की निर्बलता नहीं है।

दूसरी यह भी बात है कि इस पक्ष का समर्थन करनेवाले अन्य भी बलवान् ऐतिहासिक प्रमाण अधिक उपलब्ध होते हैं, जिन का यहां पर कुछ दिग्दर्शन कराना अस्थान न होगा,—गुर्वावली ( मुनिसुन्दरसूरिकृत) में आपको द्वितीय मानदेवसूरि के मित्र लिखा है जिनका सत्ताकाल विक्रम की छठी सदी है। क्रियारत्नसमुच्चयकी प्रशस्ति में भी इसी के अनुसार लिखा है। अचल गच्छकी पट्टावली से भी यही मतलब पाया जाता है। तपगच्छ की पट्टावली में—जो सुमतिसाधुसूरि के बारे में लिखी हुई है लिखा है—

" २७ श्रीमानदेवसूरिः अम्बिकावचनात् विस्मृतसूरिमन्त्रं लेभे, याकिनीसूनुहरिभद्रसूरिस्तदा जातः, तच्छिष्यौ हंस—परमहंसौ "।

तथा विचारामृतसंग्रह में वीरनिर्वाण १०५५ याने विक्रम संवत् ५८५ के वर्षमें हरिभद्रसूरि का स्वर्गवास हुआ लिखा है। उस का वह पाठ नीचे लिखा है—

" श्रीवीरनिर्वाणात् सहस्रवर्षे पूर्वश्रुतं व्यवच्छिन्नं, श्रीहरिभद्रसूरयस्तदनु पञ्चपञ्चाशता वर्षैः दिवं प्राप्ताः " ॥

तथा, भास्वामी के शिष्य सिद्धसेन गणि तत्त्वार्थटत्ति में हरिभद्रकृत नन्दी टीका का प्रमाण देते हैं. तो इस से भी हरिभद्रसूरि का निर्वाण षष्ठ शतक

में ही सिद्ध होता है, क्यों कि सिद्धसेन गणिका समय विक्रम की सप्तम शताब्दी माना जाता है।

कल्प टीका में भी आपका समय षष्ठ शतक लिखा है।

इत्यादि अनेक बलवन् प्रमाणों से यही प्रमाणित होती है कि संवत् ५८५ की साल ही ठीक ठीक आप के निर्वाण का समय है।

इस विषय में डाक्टर हर्मन जेकोबी साहब के विचार भी प्रकाशित करने योग्य हैं। जेकोबी साहब ने उपमितिभवप्रपंचा कथा की अंग्रेजी में जो लम्बी चौड़ी प्रस्तावना लिखी है उसमें हरिभद्रसूरिजी को सिद्धर्षि के समान कालीन सिद्ध करने के लिये अनेक चेष्टाएं की हैं। यदि उस सारी प्रस्तावना की समालोचना की जाय तो एक बड़ा ग्रन्थ बन जाय, इस लिये उस में हरिभद्रसूरि को अर्वाचीन ठहराने के लिये आपने जो जो प्रमाण पेश किये है उन्हीं के बारे में कुछ लिखता हूं।

जेकोबी साहब ने उपमितिभव प्रपंचा कथा के प्रथम प्रस्ताव के वर्णन से सिद्धर्षि को अपने धर्मबोधकर गुरु आचार्य हरिभद्र के समकालक होने का जो दावा किया है उस का खंडन मैं ने उसी प्रस्ताव के पाठ से पहले ही कर दिया है। आगे चल कर डा. साहब उसी ग्रन्थ (उपमितिभव प्रपंचा कथा) की प्रशस्ति के श्लोकों से अपने मत की पुष्टि करते हैं। उन्होंने—

" यः संग्रहकरणरतः सदुपग्रहनिरतबुद्धिरनवरतम् ।
आत्मन्यतुलगुणगणैर्गणधरबुद्धिं विधापयति ॥१२॥
बहुविधमपि यस्य मनोनिरीक्ष्य कुन्देन्दुविशदमद्यतनाः।
मन्यन्ते विमलधियः सुसाधुगुणवर्णकं सत्यम् ॥१३॥
उपमितिभवप्रपञ्चा कथेति तच्चरण रेणुकल्पेन ।
गीर्देवतया विहिताऽभिहिता सिद्धाभिधानेन ॥" ॥१४॥

इन श्लोकों को हरिभद्रसूरिजीकी स्तुति समझकर जो अंग्रेजी में अर्थ किया है उसका हिन्दी अनुवाद निम्नलिखित है—" जो हरिभद्र ग्रन्थ रचने में आनंद मानते हैं तथा सत्य बात को सहाय देने से अपने मनमें खुश होते हैं, तथा जो अपने अप्रतिमगुणोंसे खुद गण होवे ऐसा भास देते हैं ॥१२॥ जिन के मनके भाव जुदे २ भी चन्द्र तथा श्वेत कमल के जैसी शुद्ध चलकती निर्म-

लता को दिखाते हैं, तैसे शांत हरिभद्रसूरि के मन ऊपर विचार करते हाल के मनुष्य संत पुरुषों के गुण वर्णन की सत्यता को स्वीकारते हैं ॥ १३ ॥ ऐसे हरिभद्रसूरि के चरण की रज तुल्य मुझ सिद्धर्षिने सरस्वती की बनाई यह उपमिति-भवप्रपंचा कथा कही है " ॥ १४ ॥

वड़ा आश्चर्य है कि " तस्मादतुलोपशमः " इस ग्यारहवें पद्य से ले कर " बहुविधमपि " इस आर्या तक जो प्रकटतया सिद्धर्षि का वर्णन है उसे डाक्टर साहब ने हरिभद्र का वर्णन कैसे मान लिया ? क्यों कि पूर्वोक्त चारों आर्या सिद्धर्षि की खुद की बनाई हुई नहीं है, किंतु भक्तिराग से किसी दूसरे ने बना के प्रशस्ति में दाखिल कर दी हैं। यह मेरा कहना कल्पना मात्र नहीं है। इस की सत्यता इसी प्रशस्ति के श्लोकों से प्रमाणित हो सकती है। खयाल कीजिये ! " तस्मादतुलोपशमः सिद्धर्षिरभूदनाविलमनस्कः। प॰हितनिरत मतिः, सिद्धान्तनिधिर्महाभागः "। इस पद्य में साफ २ सिद्धर्षि की स्तुति की गई है. इसी तरह इस के अगले तीन पद्यो में भी सिद्धर्षि की तारीफ है तो सिद्धर्षि जी खुद आप अपनी इस तरह स्तुति करें यह असंभवित है।

दूसरा कारण यह भी है कि " तस्मादतुलोपशमः " यहां पर तत् शब्द आगया फिर " तच्चरणरेणु " यह तद् शब्द का प्रयोग पुनरुक्त और असंबद्ध प्रतीत होता है।

इस लिये मेरा कहना है बीचकी चार आर्याएं अन्यकर्तृक हैं, दीर्घदर्शी पाठक महाशय इस बात को ध्यान से सोचें। आचार्य सिद्धर्षि अपने दीक्षागुरु की प्रशस्ति लिख के " अथवा " कह कर हरिभद्र जी की स्तुति करते हैं तो इस से भी यही सिद्ध हुआ कि पहले के जो प्रशस्ति के श्लोक हैं उन में हरिभद्रसूरिजी का कुछ भी संबन्ध नहीं है।

महाशय डाक्टर जेकोबी साहब को मेरी प्रार्थना है कि ऐसी बड़ी शब्द और अर्थविषयक अशुद्धियों को सुधार लेवें।

पूर्वोक्त तीनों पद्यों का ( जिन का तर्जुमा जेकोबी साहब ने किया है ) असली अर्थ यह है:-

" जो सिद्धर्षि संग्रह करने में तत्पर हैं, और सत् बात के स्वीकार में हमेशाह जिनकी बुद्धि लगी हुई है, तथा, जो अप्रतिम गुणगणों से अपने में गणधर की सी बुद्धि कराते हैं ॥ १२ ॥ कुंद और चन्द्र के समान निर्मल जिन

के मन को देखके निर्मल बुद्धिवाले आधुनिक लोग अनेक प्रकार के भी उत्तम साधुओं के गुण वर्णन को सत्य मानते हैं ॥ १३ ॥ उस दुर्गस्वामी के चरण की रज तुल्य मुझ सिद्धर्षि ने सरस्वती की बनाई हुई उपमितिभवमपञ्चा कथा कही " ॥ १४ ॥

आगे चल कर डाक्टर साहब इस दलील को पेश करते हैं कि बौद्ध-संम्मत प्रत्यक्ष प्रमाण की व्याख्या में हरिभद्रसूरि ने धर्मकीर्तिका अनुकरण किया है और धर्मकीर्ति का समय विक्रम की सातवीं सदी है इस लिये वे अर्वाचीन हैं। यह डाक्टर साहब का लिखना यद्यपि ठीक है, क्योंकि धर्म कीर्तिका अनुकरण ही क्यों उसका नाम तक उन्होंने शास्त्रवार्तासमुच्चय में दाखिल किया है, पर उसका विक्रम की सातवी सदी में होना संदिग्ध है। सतीशचन्द्र विद्याभूषण वगैरह ने जिन धर्मकीर्ति का समय सप्तम शतक विनिश्चित किया है वे धर्मकीर्ति हरिभद्रस्मृत धर्मकीर्ति से भिन्न हैं। धर्मकीर्ति नाम के दो तीन आचार्य हुए हैं ऐसा ऐतिहासिक प्रमाणों से भी सिद्ध होता है।

फिर जेकोबी साहब की स्वमत पोषक यह युक्ति है कि " हरिभद्र-सूरिजी ने अपने षड्दर्शनसमुच्चय में ' रूपाणि पक्षधर्मत्वं सपक्षे विद्यमानता । विपक्षे नास्तिता हेतोरेवं त्रीणि विभाव्यताम् । ' इस श्लोक में ' पक्षधर्मत्व ' शब्द का उपयोग किया है सो वह आपकी अर्वाचीनताको सिद्ध करता है क्यों कि पुराने न्यायग्रन्थों में ' पक्षधर्मत्व ' शब्द का व्यवहार नहीं था, ग्रन्थकर्ता उसका प्रतिपाद्य विचार शब्दान्तरों से प्रदर्शित करते थे। " जेकोबी साहब की यह दलील सर्वथा कमजोर है। पुराने जमाने में भी ' पक्षधर्मत्व ' शब्द का प्रयोग होता था। देखिये, दिग्नागाचार्य कृत—' न्यायप्रवेशक ' का हेतु त्रैरूप्यप्रतिपादक " पक्षधर्मत्वं सपक्षे सत्त्वं विपक्षे चासत्त्वमेव " यह सूत्र।

डाक्टर महोदय का यह भी कहना है कि " हरिभद्रसूरिजी ने अष्टक प्रकरण में शिवधर्मोत्तर ग्रन्थ की शाख दी है वास्ते वे अर्वाचीन सिद्ध होते हैं क्यों कि शिवधर्मोत्तर विना साल का होने से ज्यादह पुराना नहीं होना चाहिये।"

आश्चर्य ! प्रोफेसर जेकोबी साहब जैसे विद्वान् नर भी भूलके चक्कर में फंस जाते हैं ! विना सालका ग्रन्थ ज्यादा पुराना नहीं हो सकता ! क्या

खूब! यह भी कुछ युक्ति है? जैनागम, वेद, वेदान्त, पुराणादि सैकड़ों ग्रन्थों में साल ( रचना काल ) नही पाई जाती इससे क्या डा. साहब उन सब ग्रन्थों को अर्वाचीन मानेंगे? नहीं नहीं ऐसा कभी नही हो सकता। इससे तो यह सिद्ध होता है कि जेकोबी साहब का यह लिखना विना शोध का और उतावल का है।

उक्त प्रस्तावना में और भी अनेक अशुद्धियां है पर उनका उल्लेख यहां पर अप्रासंगिक होने से नहीं किया जाता।

मुझे आशा है इन साधक बाधक प्रमाणों से आप को मानना उचित होगा कि हरिभद्रसूरि का स्वर्गवास ठीक ५८५ में ही हुआ है, तथापि यदि किसी भी महाशय के पास इस विषय के साधक बाधक और भी प्रमाण होवें और अगर वे प्रकाशित करें तो जरूर ही इस गूढ विषय में भी अच्छा प्रकाश पड़ेगा।

प्रियपाठकवृंद! इस विषय में मुझे जो कुछ मालूम था उस का सार आपको अर्पण कर चुका हूं। मैं जानता हूं कि इस जटिल विषय में जरूर ही मै स्खलित हुआ होऊंगा इस लिये आप को लाजिम है कि अगर इस लेख में किसी जगह स्खलना मालूम हो तो मुझको सूचना देने की तकलीफ उठावें, मैं उपकार के साथ उसका स्वीकार करूंगा।

गुरुवार
ता. ५—८—१९१५
जालोर ( मारवाड़ )

प्रार्थी
कल्याणविजय.



# तिलक-मंजरी.

( મહાકવિ શ્રી ધનપાલ રચિત—જૈનકથા )

" सालंकारा लक्खण सुच्छंदया महरसा सुवन्न रुइ ।
कस्स न हारइ हियपं कहुत्तमा पवरतरुणिव्व ॥ "

—सम्यक्त्व सप्ततिका ।

સંસ્કૃત ભાષાના ઉત્કર્ષને અતિ ઉન્નત કરનાર અને તેનું પ્રાણસ્વરૂપ એવું જે કાવ્ય-સાહિત્ય છે તે ગદ્ય અને પદ્ય એવા બે વિભાગોમાં વિભક્ત છે. તેમાં પદ્ય વિભાગની વિશાળતા અપરિમિત છે. વાલ્મિકી અને કાલીદાસાદિ આજ પર્યંત થઇ ગએલા—અગણ્ય કવિઓની અસંખ્ય કૃતિઓથી તેની મહત્તા અજેયતાએ પહોંચી છે! પરંતુ ગદ્ય-વિભાગ એનાથી ઉલટી અવસ્થામાં જ અવસ્થિત છે સુબંધુ, બાણ કે દંડી જેવા માત્ર પાંચ-દશ કવિઓની સુકૃપાથી જ આજે તે-ગદ્ય-વિભાગ પોતાના અસ્તિત્વ ને સાચવી રહ્યા છે. વાસવદત્તા, નલકથા કે કાદંબરી જેવા અતિ અલ્પ-સંખ્યક કાવ્ય-રત્નોથી જ તે પોતાના બંધુ પદ્ય-વિભાગની માફક સર્વત્ર આદરાતિથ્ય પામી રહ્યા છે! શું કારણ હશે કે એ અલ્પ પરિશ્રમ સાધ્ય હોવા છતાં તથા માનવજીવનમાં નિરંતર વ્યવહ્રત હોવા છતાં એનું અંગ આટલું કૃશ અને સંકુચિત છે? કલ્પના થાય છે કે બાહ્ય દ્રષ્ટિથી તે જેટલો સ્વલ્પ-પરિશ્રમ-સાધ્ય દેખાય છે તેટલો વાસ્તવિક રીતે નહીં હોય. વિચાર કરવાથી જણાય છે કે સાધારણ પ્રતિભાવાન્ મનુ'ય પણ જેમ ભાવયુક્ત પદ્ય લખી શકે છે અને તેમાં રસ પૂરી શકે છે તેમ ગદ્યમાં થવું દુઃશક્ય છે. એ કર્તવ્યમાં, અપ્રતિમ પ્રતિભાશાલી પુરુષ જ સફલ પ્રયાસ કરી યશોભાગી થઇ શકે છે. પદ્યની સીમા છન્દઃશાસ્ત્ર દ્વારા મર્યાદિત થયેલી હોવાથી, કવિ ને પોતાના કાર્યની—વકતવ્યની મર્યાદા પણ અલ્પ પ્રયત્ને જણાઇ આવે છે. પ્રથમથીજ 'સ્કેચ'-માપ કરી રાખેલ ચિત્રપટ ઉપર, પોતાના ઇપ્સિત ચિત્રને ચિતરતી વખતે, જેમ ચિત્રકારને ચિત્રાકૃતિના અંગ-પ્રત્યંગોના દૈર્ઘ્ય અને વિસ્તાર તરફ વધારે ધ્યાન આપવાની આવશ્યકતા રહેતી નથી; તેમ, કવિને પણ પદ્યમાં વકતવ્યના વિસ્તાર ઉપર કયા વાકયને ક્યાં સુધી લંબાવવું એ વિષયમાં વધારે વિચાર કરવાની અપેક્ષા રહેતી નથી. ગદ્યમાં તેમ નથી. તેમાં તો, પ્રમાણદર્શક રેખાઓથી નિરંકિત ફલક ઉપર ચિત્ર ખેંચતી વખતે જેમ ચિત્રકારને પ્રતિકૃતિના અંગ અને પ્રત્યંગની આકૃતિ અને વિસ્તૃતિ ઉપર બહુજ લક્ષ્ય રાખવાની જરૂર રહે છે, તેમ કવિને પણ ગદ્યમાં પોતાના વાકય અને વક્તવ્યના આકાર અને વિસ્તાર ઉપર અતિ લક્ષ્યની આવશ્યકતા રહે છે. નિરાલંબ-ચિત્રમાં જેમ ચતુર ચિત્રકાર જ ચમત્કૃતિ ઉ-પજાવી શકે છે. તેમ ગદ્ય-રચનામાં પણ અતિકુશલ કવિ જ કાવ્યત્વ લાવી શકે છે. એ વાત ખરી છે કે જે અલૌકિક પ્રતિભાવાન્ હોય છે તેજ કવિ કહેવાય છે અને તેવા ક-

વિના કર્મનેજ કાવ્ય કહેવામાં આવે છે. શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય કહે છે કે " **लोकोत्तरं कविकर्म काव्यम्** " (કાવ્યાનુશાસન) અર્થાત્ અલૌકિક એવું જે કવિનું કર્મ છે તેજ કાવ્ય છે. લોકોત્તર કવિજ કાવ્ય કરી શકે છે. તેવા કવિને તો પોતાના કર્મ-ક્ષેત્રમાં વિહરવા માટે ગદ્ય કે પદ્ય બન્ને પથો સાધારણ જ છે. તેની પ્રતિભાનો પ્રવાહ, સ્ખલના વગર જ સર્વાંગ વહી શકે છે. તથાપિ, સૂક્ષ્મ-દ્રષ્ટિવાળા સહૃદયોને પદ્યમાર્ગ કરતાં ગદ્ય-માર્ગ કાંઇક કઠિન અવશ્ય જણાયો છે ! સિદ્ધસારસ્વત મહાકવિ ધનપાલ તો એટલે સુધી વદે છે કે—

**अखण्डदण्डकारण्यभाजः प्रचुरवर्णकात् ।**
**व्याघ्रादिव भयाघ्रातो गद्याद्व्यावर्तते जनः ॥**

—અખંડ એવા દંડકારણ્યનું સેવન કરનાર અને રંગ બેરંગી એવા સિંહથી ભય પામી મનુષ્ય જેમ પાછો ફરવા જાય છે તેમ લાંબા લાંબા સમાસોવાળા દંડકોયુક્ત અને બહુ અક્ષરોવાળા ગદ્યથી પણ જન વિમુખ થાય છે! કવીશ્વરનો એ અનુભવોદ્ગાર અનુભવી રસિકોને અક્ષરશઃ સત્ય જણાય છે. એજ કારણ છે કે અપરિમિત એવા કવિ-સમૂહમાંથી અતિ અલ્પ કવિઓ જ પોતાની પ્રતિભાને એ વિષમ જણાતા માર્ગે ચલાવી ગદ્ય-કાવ્ય રૂપી સાહિત્યના ભવ્ય મહાલયને ભૂષિત કરવાનું કઠિન કાર્ય સ્વીકાર્યું છે. એ કવિઓના પ્રયત્નના પ્રતાપે જ સંકુચિત-વિસ્તારવાળું હોવા છતાં પણ અતિ સુંદર એવા એ રસ-મંદિરમાં પ્રવેશ કરી, અસંખ્ય રસ-પ્રેમીઓ, પરબ્રહ્મના આનંદ સહોદર એવા એ રસાસ્વાદમાં લીન થઈ, કૃતકૃત્ય થાય છે.

વાચકો આગળ આજે આ પ્રસ્તુત લેખ પણ એ સુંદર-મંદિરના એક અતિ ભવ્ય ભવનનું સામાન્ય સ્વરૂપ જ્ઞાપન કરવા માટે, ઉપસ્થિત કરાય છે. આશ્ચર્ય એ છે કે એ ભવનની ભવ્યતા અતિ આકર્ષક હોવા છતાં પણ બહુ જ વિરલ રસિકોએજ એનો ઉપભોગ કર્યો હશે! ઘણા થોડા સહૃદયો જ એની અંદર પ્રવેશ કરી, સિદ્ધસારસ્વત ધનપાલના મધુર વચનામૃતનું પાન કરી, અને કવીશ્વરે કલ્પેલી રમ્ય સૃષ્ટિનું દર્શન કરી ચિત્તને ચમત્કાર કરનાર એવા પરમાનંદનો અનુભવ કર્યો હશે! અવલોકન તો દૂર રહ્યું પરંતુ એનું નામ પણ, વિદ્વાનોના મ્હોટા ભાગે નહિ સાંભળ્યું હોય !!

ઉપર કહેવામાં આવ્યું છે કે ગીર્વાણ વાણીના કાવ્ય સાહિત્યનો ગદ્ય વિભાગ ઘણાં થોડાં કાવ્ય-રત્નોથી જ અલંકૃત છે. સુબન્ધુ કવિની વાસવદત્તા, દંડીનું દશકુમાર ચરિત, ત્રિવિક્રમભટ્ટની નલકથા, બાણની કાદંબરી અને હર્ષાખ્યાયિકા, ધનપાલની તિલકમંજરી અને કાયસ્થ કવિ સોઢલની [1]ઉદયસુંદરી આદિ પુસ્તકોથીજ ગીર્વાણવાણીના ગદ્યનું ગૌરવ છે. નામોલ્લેખિત પુસ્તકોમાંથી તિલકમંજરી કથાનો વાચકોને પરિચય થાય તે હેતુથી તેના સંબંધમાં કાંઇક નીચે લખવામાં આવે છે,

૧ આ કથા અત્યાર સુધી પ્રકટ થયેલી જણાતી નથી. પાટણના જૈન ભંડારમાં આની એક જીર્ણ પ્રતિ વિદ્યમાન છે. બાણના હર્ષચરિતની માફક આ કથા આઠ ઉચ્છ્વાસોમાં રચાયેલી છે. આના સબંધમાં વિશેષ જાણવાની જિજ્ઞાસાવાળાએ પંચમ ગૂજરાતી સાહિત્ય પરિષદ્ વાસ્તે, ચિમનલાલ ડાહ્યાભાઇ દલાલે તૈયાર કરેલો " પાટણના ભંડારો અને ખાસ કરીને તેમાં રહેલું અપભ્રંશ તથા પ્રાચીન ગુજરાતી સાહિત્ય " નામનો નિબંધ વાંચવો.

સુપ્રસિદ્ધ ધારાધીશ્વર વિદ્યાવિલાસી ભોજ નૃપતિની સભાના મુકુટ સમાન અને સિદ્ધસારસ્વત ઉપાધિ ધારણ કરનાર મહાકવિ ધનપાલે તિલકમંજરીની રચના કરી છે. પીઠિકામાં કવિ વદે છે કે—

'निःशेषवाङ्मयविदोऽपि जिनागमोक्ताः
श्रोतुं कथाः समुपजातकुतूहलस्य ।
तस्यावदात चरितस्य विनोद हेतो
राज्ञः स्फुटाद्भुतरसा रचिता कथेयम् ॥"

અર્થાત્—" સર્વ શાસ્ત્રોના જાણ હોવા છતાં પણ જૈનશાસ્ત્રોમાં વર્ણવેલી કથાઓ સાંભળવા માટે ઉત્પન્ન થયેલા કુતૂહલવાળા અને નિર્મલ ચારિત્રવાળા તે (ભોજ) રાજાના વિનોદ માટે સ્ફુટ અદ્ભુત રસવાળી મેં આ કથા-તિલકમંજરી રચી છે." ભોજરાજ સંસ્કૃત સાહિત્યનો અત્યંત પ્રેમી હતો. તે સ્વયં સારો કવિ હતો. તેની સભામાં આર્યાવર્તના બધા ભાગોમાથી કવિઓ અને વિદ્વાનો આવતા અને પોતાનું પાંડિત્ય પ્રદર્શિત કરી રાજા અને સભજનોનું ચિત્ત આકર્ષતા. રાજા પણ યોગ્ય પુરૂષોની યોગ્યતાનો બહુ જ આદરસત્કાર કરતો. દાન અને સન્માન આપી વિદ્વાનોના મનનું રંજન કરતો. તેના આશ્રય હેઠળ સંખ્યાબંધ પંડિતો રહેતા અને સાહિત્યની સેવા કરી યશોરાશિ મેળવતા. મહાકવિ ધનપાળ તેની પરિષદ્‌નો વિદ્વન્માન્ય પ્રમુખ અને રાજાનો પ્રગાઢ મિત્ર હતો. બાલ્યાવસ્થાથી જ ભોજ અને ધનપાલ પરસ્પર પરમ સ્નેહીઓ હતા. કારણ કે મુંજરાજની પરિષદ્‌નો પણ રાજમાન્ય વિદ્વાન્ ધનપાલજ પ્રમુખ હતો. ધનપાલના પાંડિત્ય ઉપર મુંજરાજ અતિ મુગ્ધ થઇ તેને 'सरस्वती' નું મહત્વ સૂચક વિરૂદ આપ્યું હતું. આવી રીતે ધનપાલ, ધારાનગરીના મુંજ અને ભોજ બન્ને પ્રખ્યાત નૃપતિઓને બહુ માન્ય હતો. ધનપાલ પ્રથમ વૈદિક ધર્માવલંબી હતો પરંતુ પાછળથી પોતાના બંધુ શોભનમુનિના સંસર્ગથી જૈનધર્મનો સ્વીકાર કરી, મહેંદ્રસૂરિ પાસે જૈન-ગાર્હપત્ય દીક્ષા અંગીકાર કરી હતી. ધનપાલના ધર્મ પરિવર્તનથી રાજા ભોજને બહુજ વિસ્મય થયો, તે વારંવાર ધનપાલની સાથે જૈનધર્મના વિષયમાં બહુ વિવાદ કરતો પરંતુ ધનપાલની દૃઢતા અને વિદ્વત્તા આગળ રાજા નિરૂત્તર થતો. વખતના વહેવા સાથે રાજાનો આગ્રહ મંદ થયો અને જૈન સાહિત્ય તરફ સદ્‌રુચિ ધરાવવા લાગ્યો. ધનપાલ પોતાના ગુરૂશ્રી મહેંદ્રસૂરિ પાસે સ્યાદ્વાદ સિદ્ધાન્તનો વિશેષ અભ્યાસ કરી જૈનદર્શનનો પારદષ્ટા-તત્ત્વજ્ઞ થયો. ભોજરાજા સ્વયં વિદ્વાન્ અને તત્ત્વજ્ઞ હોવાથી સ્વ-ધર્મના—વૈદિક દર્શનના તત્ત્વોમાં તે બહુ નિષ્ણાત હતો, પરંતુ જૈનધર્મના વિશેષ પરિચયના અભાવે સ્યાદ્‌વાદ સિદ્ધાન્તના વિષયમાં, તે વિશેષ જાણકાર ન હતો. ધનપાલના સંસર્ગથી તેની ઇચ્છા જૈન-દર્શનના સ્વરૂપને જાણવાની થઇ, અને તે ઇચ્છા પૂર્ણ કરવા માટે, ધરેશ્વર આગળ વિચાર પ્રદર્શિત કર્યો ધનપાલે, જૈન સિદ્ધાન્તોક્ત વિચારો અને સંસ્કારોને પ્રતિપાદન કરનારી તિલકમંજરી જેવી અદ્વિતીય અને અદ્‌ભુત કથા રચી, રાજાની અને પ્રજાની તાત્કાલિકી પ્રીતિ અને પૂજા સંપાદન કરી. તથા ભાવિ જૈન પ્રજા અને સંસ્કૃત સાહિત્યના રસિકોનો અપૂર્વ પ્રેમભાવ પ્રાપ્ત કરી પોતાના નામ અને કામને અખંડ યશના ભાગી બનાવ્યા છે!

## તિલકમંજરી રચના

બાણની કાદમ્બરીજેવી વિસ્તૃતગદ્યમા અને આખ્યાયિકાના આકારમા થયેલી છે પાત્ર અને વસ્તુ બન્ને કવિના કલ્પેલા હોવાથી સસ્કૃત સાહિત્યનુ તે એક અપૂર્વ નૉવેલજ કહી શકાય અયોધ્યા નગરીના મેઘવાહન રાજાનો હરિવાહનકુમાર કથાનો મુખ્ય નાયક અને વૈતાઢ્ય પર્વત ઉપર આવેલા રથનૂપુર ચક્રવાલ નામક નગરના ચક્રસેન વિદ્યાધરની કુમારી તિલકમજરી મુખ્ય નાયિકા છે આ બન્ને દપતિને અગ્ર કરી કવિએ કથાની વિચિત્ર અને રસભરી ઘટના કરી છે મધ્યમા સમરકેતુ અને મલયસુદરીનો વૃત્તાત સાધી, કથાની વિસ્તૃતિ અને પ્રકૃતિમા વૃદ્ધિ અને સમૃદ્ધિ આણી છે ધર્મ સબધી જાતીયતા જણાવવા માટે સ્થાને સ્થાને જૈન વિચારો અને સસ્કારો કથાના પાત્રોમા પૂર્યા છે શક્રાવતારતીર્થ, યુગાદિજિન મદિર, જ્વલનપ્રભનામા વૈમાનિક દેવ, વિદ્યાધરમુનિ, નંદીશ્વર દ્વીપ, વૈતાઢ્ય પર્વત, અષ્ટાપદ પર્વત, મહાવીર નિર્વાણ મહોત્સવ અને સર્વજ્ઞ એવા જયંતસ્વામી દ્વારા પૂર્વજન્મ કથન—ઇત્યાદિ પ્રબધોથી જૈન—જગતની રૂપરેખા આલેખી છે એ સિવાય કાવ્યના વર્ણનીય અગો—જેવા કે, નગર, ઉદ્યાન, પર્વત, અરણ્ય, સમુદ્ર, સરિત, સરોવર, પ્રાતકાલ, સાયકાલ, નિશા, આલોક, અધકાર, સમયવર્ણન, યુદ્ધ અને નૌકા, આદિના વર્ણનો—અતિ આશ્ચર્યકારક રીતે વર્ણવ્યા છે પ્રાકૃતિક દશ્યો અને પદાર્થ-સ્વભાવો બહુજ સુદર અને સૂક્ષ્મ દૃષ્ટિથી આલેખવામા આવ્યા છે પ્રત્યેક વર્ણન રસ અને અલકાર દ્વારા પૂર્ણપણે પોષવામા આવ્યો છે 'પ્રભાવક ચરિત્ર' ના લેખક જે કહે છે કે-'रसान्नतरपरा कार्ति प्रापिता॰ कवि चक्रिणा' તેમા અત્યુક્તિનો લેશ પણ સહૃદય વાચકને જણાતો નથી કાવ્ય મધુલોલુપ રસિક-ભ્રમરોના ચિત્ત-વિનોદ માટે વસતના પુષ્પોથી સુગધિત નદનવન સમાન નવરસથી પૂરિત આ કમનીય કાવ્ય છે કાદમ્બરીના વિસ્તૃત વર્ણનો અને દીર્ઘ-સમાસોકાવ્યમર્મજ્ઞના કોમલાન્ત કરણને જ્યારે કટકિત કરે છે ત્યારે, તિલકમજરીના સક્ષિપ્ત વૃત્તાન્તો અને સરલ વાક્યો સ્મરણ-સૂત્રોની માફક હૃદયપટ ઉપર સુદર રીતે સ્થાપન થઈ વારવાર સ્મૃતિપથમા આવ્યા કરે છે. શબ્દની લલિતતા અને અર્થની ગભીરતા મનોજ્ઞના મનને મોહિત કરે છે સ્થાને સ્થાને નીતિ અને સદાચારના ઉચ્ચારિત ઉલ્લેખોથી વિવેકી વાચકની વૃત્તિ સન્માર્ગ—સેવન તરફ આકર્ષાય છે સસારની સ્વાભાવિક ક્ષણભગુરતાના સ્વરૂપને પ્રકટ કરનારા માર્મિક ઉપદેશોથી તત્ત્વજ્ઞના હૃદયમા નિર્વેદના અકુરો ઉદ્ગમે છે યથોચિત સ્થાને આવેલા પ્રસગોથી વાચકની વિચારશ્રેણી ક્ષણમા શૃગારરસમા દોડે છે તો ક્ષણમા કરુણરસમા, ક્ષણમા સાક્ષાત્ ધર્મસ્વરૂપ એક મહાત્માને જોઇ ચિત્ત ભક્તિમા તલ્લીન થાય છે તો ક્ષણમા અતિ ભયાનક એક વેતાલને જોઇ સમગ્ર શરીર ભયથી રોમાચિત થઇ જાય છે આવી રીતે 'અહિન લના મગમાથી શરૂ થતો રસપૂરિત વાગ્પ્રવાહ હિમાલયના ગર્ભમાથી નિકળેલા ભાગિરથીના સ્રોતસની માફક ઉત્તરોત્તર વૃદ્ધિ પામતો અને "આનન્દ' ના ઉદધિમા અતર્ગત થઇ જાય છે।

વાચકોને કથાની રચનાનુ કાઇક દિગ્દર્શન થાય તેટલા માટે એકાદ ફકરા અહિ ટાકવામા આવે તો અસ્થાને નહીં ગણાશે

કથાનાયકનો પિતા મેઘવાહનરાજા સતતિના અભાવથી ખિન્ન મનવાળો થઇ એક દિવસ સ્વરાજ્ઞીના સમાગમા પોતાના ભદ્રમાલ નામા મહાપ્રાસાદના પૃષ્ઠ ભાગ ઉપર, પોતાની

પ્રિયા મદિરાવતી સહિત બેઠો છે. એટલામાં આકાશ માર્ગે કોઇ વિદ્યાધરમુની આવે છે અને તે "धार्मिकजनानुवृत्त्यभिमुखानि हि भवन्ति सर्वदा धर्मतत्त्वनवेदिनां हृदयानि" એ નિયમને વશ થઇ, રાજાની અનુવૃત્તિથી અંબરતલથી નીચે ઉતરી, રાજાએ આપેલા 'હેમવિષ્ટર' ઉપર બેસે છે. રાજા પ્રથમ તેમની સામાન્ય સ્તવના કરે છે અને પછી પોતાના આત્માને વિશેષ અનુગૃહીત કરવા માટે મુનિને પ્રાર્થે છે કે, હે મુનિશ્રેષ્ઠ!

" इदं राज्यम्, एषा मे पृथिवी, एतानि वसूनि, असौ हस्त्यश्वरथपदातिप्रायो बाह्यः परिच्छदः, इदं शरीरम्, एतद् गृहं गृह्यतां स्वार्थसिद्धये परार्थसंपादनाय वा, यदत्रोपयोगार्हम्। अर्हसि नश्चिरान्निर्वापयितुमेतज्जन्मनः प्रभृत्यघटितानुरूप पात्रविषादविक्लवं हृदयम्।"

"આ રાજ્ય, આ મ્હારી પૃથિવી, આ બધું ધન, આ હાથી, ઘોડા, રથ અને પદાતિ-વિપુલ બાહ્ય પરિવાર, આ શરીર. અને આ ગૃહ; એમાંથી જે આપને ઉપાયોગી હોય તે, સ્વકાર્યની સિદ્ધિમાટે અથવા પરોપકાર કરવા અર્થે સ્વીકાર કરો. જન્મથી લઇ આજ પર્યંત નહીં પ્રાપ્ત થયેલ યોગ્ય પાત્રના લીધે ઉત્પન્ન થયેલા વિષાદથી વિકલવ થએલા આ અમારા હૃદયને ચિરકાલ સુધી શાંત કરવાને યોગ્ય છો આપ."

રાજાની વિનય અને ઉદારતા ભરેલી આ પ્રાર્થના સાંભળી મુનિને અતિ હર્ષ થાય છે અને ઉત્તર આપે છે કે—

" महाभाग! सर्वमनुरूपमस्य ते महिमातिशयतृणी कृतवारिराशेराशयस्य। केवलमभूमिर्मुनिजनो विभवानाम्। विषयोपभोगगृध्नवो हि धनान्युपादत्ते। मद्विधास्तु संन्यस्तसर्वारम्भाः समस्तसङ्गविरता निर्जनारण्यबद्धगृहबुद्धयो भैक्षमात्रभावितसन्तोषाः किं तैः करिष्यन्ति। ये च सर्वप्राणिसाधारणमाहारमपि शरीरवृत्तये गृह्णन्ति, शरीरमपि 'धर्म साधनं' इति धारयन्ति, धर्ममपि 'मुक्ति कारणं' इति बहु मन्यन्ते, मुक्तिमपि निरुत्सुकेन चेतसाभिवाञ्छन्ति, ते कथमसार सांसारिकसुखप्राप्त्यर्थमनेकानर्थहेतुमर्थं गृह्णन्ति। परार्थसम्पादनमपि धर्मोपदेशदान द्वारेण शास्त्रेषु तेषां समर्थितम्। नान्यथा। तदलं, अत्रनिर्बन्धेन "॥

—"હે મહાભાગ! પોતાના મહિમાતિશયથી તૃણ સમાન કરી દીધો છે સમુદ્રને જેણે એવા, એ ત્હારા આશય-હૃદયને સર્વયોગ્યજ છે. પરંતુ મુનિજન વિભવોનું અસ્થાન છે. વિષયોના ઉપભોગમાં આસક્ત થયેલા જનો જ ધનને ગ્રહણ કરે છે. સર્વ આરંભ-સાવધના ત્યાગી, સમસ્ત સંગથી વિરક્ત, નિર્જન અરણ્યોનેજ ગૃહ માનનારા અને ભિક્ષાવૃત્તિથી સંતુષ્ટ રહેનારા મ્હારા જેવા-ભિક્ષુઓ તે-ધનાદિ વસ્તુઓ-થી શું કરશે? જેઓ, સર્વ પ્રાણી સાધારણ એવો આહાર પણ, શરીરના નિર્વાહ અર્થેજ ગ્રહણ કરે છે. શરીરને પણ ધર્મનું સાધન જાણીનેજ ધારણ કરે છે. ધર્મને પણ મુક્તિનુ કારણ માની બહુમાન આપે છે અને મુક્તિને પણ ઉત્સુક રહિત ચિત્ત વડે વાંચ્છે છે. તેઓ, અસાર એવા સાંસારિક સુખોની પ્રાપ્તિ અર્થે, અનેક અનર્થના હેતુભૂત એવા અર્થ—ધનને શી રીતે

ગ્રહણ કરે ? પરોપકાર પણ, ધર્મોપદેશ રૂપી દાનદ્વારા જ તેમના માટે શાસ્ત્રમાં સમર્થન કર્યું છે; બીજી રીતે નહિ. માટે એ વિષયમાં આગ્રહથી બસ."

કેવા સુંદર સરલ અને સરસ વાક્યોમાં કવિએ રાજાની ઉદાર પ્રાર્થનાની અને મુનિની વિશુદ્ધ વૃત્તિની આકૃતિ ખેંચી છે. વિશેષ શું. ઉત્તરોત્તર આનંદ દાયક એના આવાંને આવાં પ્રકરણોથી તિલકમંજરીની મહત્તા અતિશય ઉચ્ચ થઇ ગઇ છે.

ભોજન કરતી વખતે એકલા મિષ્ટાન્નથી જેમ મનુષ્યનું મન કંટાળી જાય છે અને તેનાથી વિરક્ત થઇ, વચમાં વચમાં તીખા કે ખાટા સ્વાદ વાળી સ્વાદિષ્ટ વસ્તુ ખાવાની ઇચ્છા થાય છે તેમ, કથાના રસના આસ્વાદન સમયે પણ કેવળ ગદ્યથી વાચકની વૃત્તિમાં વિરક્તતા આવવા ન પામે, તે હેતુથી કવીશ્વરે, ઉચિત પ્રસંગે મોગરાની માળામાં ગુલાબ ના પુષ્પોની માફક, મધુર, આલ્હાદક અને સુંદરવર્ણવિશિષ્ટ, નાના જાતિનાં પદ્યો સ્થાપન કરી, સુવર્ણમાં સુગંધ મેળવ્યું છે.

કવિની પૂર્વે કાદંબરી આદિ કથાઓ વિદ્યમાન હતી અને તેમનો આદર પણ વિદ્વાનોમાં અતિ હતો. પરંતુ તેઓમાંથી, કોઈ કથા જ્યારે કેવળ શ્લેષમય હતી, તો કોઈ કેવળ ગદ્યમય ત્યારે કોઇ પદ્યપ્રાધાન્યજ. એ કથાઓ સર્વગુણસંપન્ન હોવા છતાં પણ તેમની એ એકાંતતા, ગુલાબના ફુલમાં કાંટાની માફક, સહૃદયોના હૃદયમાં ખટકતી. તેમના વાચન વખતે રસિકોના મનમાં વહતી રસની ધારાનો વેગ સ્ખલાતો. તેમનો એ દોષ, સાહિત્યકારો પોતાના નિબધોમાં સ્પષ્ટપણે પ્રકટ કરતા. ધનપાલથી પણ એ સંબધમાં મૌન નહી રહેવાયું. પોતાના પૂર્વના મહાકવિઓના ગુણો મુક્તકંઠે ગાવા છતાં પણ, તેમની તે, દુષિત કૃતિ માટે ટકોર કરીજ દીધી છે. તિલકમંજરીની પ્રસ્તાવનામાં કહે છે કે—

" वर्णयुक्तिं दधानापि स्निग्धांजनमनोहराम् ।
नातिश्लेषघना श्लाघां कृतिर्लिपिरिवाश्नुते ॥ १६ ॥
अश्रान्तगद्यसन्ताना श्रोतॄणां निर्विदे कथा ।
जहाति पद्यप्रचुरा चम्पूरपि कथारसम् ॥ १७ ॥ "

તાત્પર્ય એ છે કે, જનોનાં મનને હરણ કરનારાં એવાં મધુર વર્ણનો યુક્ત હોવા છતાં પણ અતિ શ્લેષવાળી કવિની કૃતિ પ્રશંસા પામતી નથી. સતતગદ્યવાળી કથા પણ શ્રોતાઓને આનંદ આપી શકતી નથી. તેમજ પ્રચુર પદ્યોવાળી ચંપૂકથા પણ રસ પોષી શકતી નથી. કવિના આ ત્રણ આક્ષેપો, ક્રમથી સુબંધુ કવિની 'વાસવદત્તા,' 'બાણકવિની' 'કાદંબરી' અને ત્રિવિક્રમભટ્ટની 'નલકથા' ઉપર થયેલા જણાય છે. પ્રથમનું શ્લેષકઠિન્ય, બીજાનું ગદ્યપ્રાધાન્ય અને ત્રીજાનું પદ્યપ્રાધાન્ય અને ત્રોજાનું પદ્યપ્રાચુર્ય સુપ્રસિદ્ધજ છે. સાહિત્યજ્ઞોની દ્દષ્ટિમાં, આકૃતિઓ, તેમની એકપ્રિયતાને લીધે, કાંઇક હીનગુણવાળી જણાયલી હોવાથી ધનપાલે પોતાની કૃતિને એ ત્રણે માર્ગોથી દૂર રાખી, નવીન માર્ગેજ દોરવી છે. આમાં નથી સઘન શ્લેષો કે નથી કઠિનપદો. તેમજ સતત ગદ્ય પણ નથી અને પ્રચુર પદ્ય પણ નથી. મધ્યમ કથા, સરલ અને સુપ્રસિદ્ધ પદો દ્વારા પ્રસાદ ગુણવડે અલંકૃત થયેલી છે. થોડા થોડા અંતર પછી, પ્રસંગોચિત સ્થાને, એક, બબ્બે કે તેથી વધારે ભાવદર્શક પદ્યો પણ આવેલાં છે. ગદ્યની માફક, તિલકમંજરીનાં પદ્યો પણ બહુ રમણીય અને પ્રૌઢ છે. રસ અને ધ્વનિથી પૂરિત છે. દ્દષ્ટાંત તરીકે એક પદ્ય લઇશું.—

" विपदिव विरता विभावरी नृप ! निरपाय मुपास्स्व देवताः ।
उदयति भुवनोदयाय ते कुलमिव मण्डल मुष्णदीधितेः ॥ "

મેઘવાહન રાજા એક પ્રાતઃકાલમાં સંતતિના અભાવથી, બૌદ્ધદર્શનની માફક સર્વત્ર શન્યતા જોતો અને સંતાનની સિદ્ધિને માટે, આમતેમથી, તે તે ઉપાય ચિંતવતો બેઠો છે. એટલામાં પ્રાભાતિક કૃત્યો નિવેદન કરવા માટે બંદિવાન આવે છે અને તે ઉપર લખેલ અપરવક્ત્ર જાતિનું પદ્ય બોલે છે. એ પદ્યમાં કવિએ પોતાની પ્રતિભાનો પ્રકાશ અપૂર્વ રીતે પ્રકટ કર્યો છે. એ પદ્ય સાંભળી રાજાના મનમાં શા શા ભાવો ઉદિત થાય છે તે તો તિલકમંજરીનું તે સ્થળ વાંચવાથીજ જણાય તેમ છે. હેમચંદ્રાચાર્ય જેવા અસાધારણ વિદ્વાને પણ તિલકમંજરીનાં પદ્યોને અતિ ઉચ્ચકોટિનાં માન્યા છે અને પોતાના કાવ્ય સાહિત્યના નિબંધોમાં અનેક સ્થળે શ્રેષ્ઠ ઉદાહરણ તરીકે ટાંક્યાં છે. 'काव्यानुशासन'ના ૫ મા અધ્યાયના.

" अर्थभेदभिन्नानां भङ्गाभ्यां युगपदुक्तिः श्लेषः । "

એ સૂત્રની વ્યાખ્યામાં એકવચન અને બહુવચનના ભંગ શ્લેષ તરીકે, તિલકમંજરીની પીઠિકાનો.

" प्राज्यप्रभावः प्रभवो धर्मस्यास्तरजस्तमाः ।
ददतां निर्वृतात्मान आद्योऽन्येऽपि मुदं जिनाः ॥ २ ॥

આ ચમત્કારિક શ્લોક ઉલ્લેખ્યો છે. તથા 'छन्दोऽनुशासन' ના ૫ મા અધ્યાયમાં પણ

"पाचदाश्च तृतीये पञ्चमे चो जो लीर्वा पञ्चाग्निस्त्रिपात् पूर्वार्द्धा मात्रा ॥१६॥"

એ સૂત્રની વૃત્તિમાં માત્રા નામક છંદના ઉદાહરણ રૂપે તિલકમંજરીમાં (પૃ૪ ૬૭૭) પ્રભુની સ્તુતિનું જે—

" शुष्कशिखरिणि कल्पशाखीव,
निधिर धन ग्राम इव,
कमलखंड इव भारवे ऽध्वनि,
भवभीष्मारण्य इह,
वीक्षितोऽसि मुनिनाथ ! कथमपि ॥ "

આ પદ્ય, સમરકેતુના મુખેથી, કલ્પતરના ઉદ્યાનમાં આવેલા જિનાયતનમાં, કવિએ બોલાવેલ છે, તે ઉદ્ધૃત છે.

**કથાની પીઠિકા.**

કવિએ વિસ્તારરૂપે લખી છે. ન્હાના મ્હોટા એકંદર ૫૩ કાવ્યોમાં ઉપોદ્ઘાત પૂર્ણ કરવામાં આવ્યો છે. સાહિત્યકારોએ 'મહાકથા' ની આદિ માટે બાંધેલા.

" श्लोकैर्महाकथायामिष्टान्देवान् गुरून्नमस्कृत्य ।
संक्षेपेण निजं कुलमभिदध्यात्स्वं च कर्तृतया ॥२० ॥ "

(काव्यालंकार, १६ अध्याय. )

આ નિયમને પૂર્ણ રીતે અનુસરવામાં આવ્યો છે.

સુંદર, સરલ, અને ભાવપૂર્ણ શબ્દોવાળા એવા—

" स वः पातु जिनः कृत्स्नमीक्षते यः प्रतिक्षणम् ।
रूपैरनन्तरैकैकजन्तो र्व्याप्तं जगत्रयम् ॥ "

આ ભાવ મંગલથી કથાની મંગલ કરનારી શરૂઆત થાય છે. ૭ મા કાવ્ય સુધી પોતાના અભીષ્ટદેવ એવા જિનેશ્વરની તથા શ્રુત દેવતા–સરસ્વતીની સ્તવના કરી છે. તે પછીના ૧૧ શ્લોકોમાં સુકવિઓની પ્રશંસા અને ખલજનોની નિંદા તથા સત્કાવ્યનું સંકીર્તન અને દુષ્ટ કવિતાનું દોષોદ્દઘાટન કરવામાં આવ્યું છે. કવિ અને કાવ્યોના વિષયમાં કથાકાર કહે છે કે—

" स्वादुतां मधुना नीताः पशूनामपि मानसम् ।
मदयन्ति न यद्वाचः किं तेऽपि कवयो भुवि ॥
काव्यं तदपि किं वाच्यमवाञ्चि न करोति यत् ।
श्रुतमात्रममित्राणां वक्त्राणि च शिरांसि च ॥ "

અર્થાત્—માધુર્યગુણદ્વારા સ્વાદુતાને પ્રાપ્ત થયેલી જેમની વાણીઓ, પશુઓના મનને પણ જો હર્ષિત નહી કરે તો શું તેઓ પૃથિવીમાં કવિ કહેવડાવવા લાયક છે?! અને તે પણ શું કાવ્ય કહી શકાય કે જેના શ્રવણ માત્રથીજ જો શત્રુઓના મુખ અને મસ્તક નીચા નહિ થઈ જાય?!! **ઉપાશ્રયે ઉપાશ્રયે વિરાજમાન થયેલા આપણા આધુનિક મુનિકવિઓ જરા આ વાકયને વિચારપૂર્વક વાંચવાની તસ્દી લેશે?** ૧૯ મા શ્લોકમાં 'ત્રિપદી' ધારક શ્રી ઇંદ્રભૂતિ ગણધરને નમસ્કાર છે. ૨૦ મા શ્લોકમાં આદિકવિ તથા રામાયણ અને મહાભારતના કર્તા, મહર્ષિ વાલ્મીકિ અને વેદવ્યાસને વંદન છે! **પરમાર્હત એવા એ કવીશ્વરની ગુણાનુરાગતા તરફ સ્વ સંપ્રદાયના સાધુ સિવાય અન્યને બહુ માનથી પણ નહિ બોલાવનાર આજકાલના ક્ષાયક સમ્યક્ત્વીઓ, શો અભિપ્રાય આપતા હશે તે ખાસ જાણવા જેવું છે!** આ પછીનાં બે શ્લોકોમાં, ગુણાઢ્ય કવિની 'बृहत्कथा' ની તથા પ્રવરસેનના 'सेतुबंध' મહાકાવ્યની પ્રશંસા છે. ૨૩ મા શ્લોકમાં, પાદલિપ્તાચાર્યની બનાવેલી ૧ 'तरंगवती' કથા ગંગાની માફક પૃથિવીને પાવન કરનારી કથા છે. ૨૪ મા શ્લોકમાં, 'जीवदेवसूरि' ના પ્રાકૃત પ્રબંધોની પ્રશંસા છે. પછીના ૪ શ્લોકોમાં ક્રમથી, કાલિદાસ, બાણ અને ભારવિ કવિને વખાણ્યા છે. ૨૯ મા શ્લોકમાં શ્રી હરિભદ્ર સૂરિના समराइत्य ચરિતનો મહિમા છે. ૩૦ મું પદ્ય મહાકવિ ભવભૂતિના ઉત્કર્ષનું પ્રકાશક છે. ઘણીજ ખૂબીથી કવિએ, એ ભવભૂતિની ભારતીને વખાણી છે.

---

૧ 'प्रभावक चरित' માં આનું નામ 'तरंगलोला' આપ્યું છે.
" कथा तरंगलोलाख्या व्याख्यातामि नयापुरः । "
" सीसं कहवि न फुट्टं जमस्स पालित्तयं हरंतस्स ।
जस्स मुहनिज्झराओ तरंगलोला नई वूढा । "

" स्पष्टभावरसा चित्रैः पदन्यासैः प्रनर्तिता ॥
नाटकेषु नटस्त्रीव भारती भवभूतिना ॥ "

૩૧ મા શ્લોકમાં, વાક્પતિરાજના 'ગૌડવધ' ની કીર્તિ છે. ૩૨ મા શ્લોકમાં, શ્વેતાંબર શિરોમણિ શ્રી બપ્પભટ્ટિ-ભદ્રકીર્તિ સૂરિના બનાવેલા 'તારાગણ' નામના કાવ્યનું સંકીર્તિન કર્યું છે. ૩૩ મામાં, યાયાવર રાજશેખર કવિની વાણીને વખાણી છે. ૩૪ મો શ્લોક કવિએ પોતાના ગુરૂશ્રી મહેંદ્રસૂરિનાં વચનોની પ્રશંસા માટે લખ્યો છે; પછીના બે શ્લોકોમાં, રૂદ્રકવિની 'ત્રૈલોક્ય સુંદરી' ની તથા તેના પુત્ર કર્દમરાજની સૂક્તિઓની પ્રશંસા છે. આવી રીતે, સ્વમત તથા પરમતમાં થઇ ગયેલા મહાકવિઓની ઉદાર વૃત્તિથી ભૂરિ ભૂરિ પ્રશંસા કરી ઉપસહાર કરતાં કહે છે કે

" केचिद्वचसि वाच्येऽन्ये केऽप्यशून्ये कथारसे ।
केचिद्गुणे प्रसादाद्यै धन्याः सर्वत्र केचन ॥ ३७ ॥ "

આના પછીના ૪ કાવ્યોમાં, પરમાર, વૈરસિંહ, સીયક, સિંધુરાજ અને વાક્પતિરાજનું વર્ણન છે. ૪૩ થી ૪૯ માં કાવ્ય સુધી કવિના આશ્રય દાતા રાજા ભોજના પ્રતાપ અને પ્રભાવનું વર્ણન છે, ૫૦ મા કાવ્યમાં પ્રસ્તુત કથાની ઉત્પત્તિનું કારણ દર્શાવ્યું છે. ( એ શ્લોક ઉપર ટાંકવામાં આવ્યોજ છે ) ૫૧-૫૨ માં કાવ્યમાં પોતાના પિતામહ અને પિતાની પ્રશંસા કરી છે. " મધ્ય દેશમાં આવેલા સાંકાસ્યનામા પ્રદેશમાં દેવર્ષિનામા દ્વિજ હતો કે જેનો પુત્ર સર્વશાસ્ત્રમાં કુશળ સ્વયંભૂ જેવો ×સર્વદેવ નામા મ્હારો પિતા છે." આમસંક્ષેપમાં પોતાનું પુરાતન વાસસ્થાન અને કુલપ્રકાશિતકરી છેલ્લા કાવ્યમાં કવિ કહે છે કે—

" तज्जन्मा जनकाङ्घ्रि पङ्कजरजः सेवाप्तविद्यालवो
विप्रःश्रीधनपाल इत्यविशदामे तामबध्नात्कथाम् ।

×પ્રબંધ ચિંતામણિમાં પણ આજનામ આપેલું છે; તેમાં જણાવ્યું છે કે.'પૂર્વે ધણીજ સમૃદ્ધિવાન વશિલા નામની નગરીમાં, મધ્ય દેશમાં જન્મેલો કાસ્યપ ગોત્રી સર્વદેવ નામે બ્રાહ્મણ રહેતો હતો. '—જ્યારે આત્મ પ્રબોધમાં અવંતી પુરીમાં સર્વધર નામે ભોજરાજાનો પુરોહીત વસતો હતો' એમ જણાવી સર્વધર નામ આપ્યું છે. અને ઉપદેશ પ્રાસાદમાં ધારાનગરીમાં લક્ષ્મીધર નામે એક બ્રાહ્મણ હતો ' એમ જણાવી લક્ષ્મીધર એ નામ આપ્યું છે. આમ સર્વદેવ, સર્વધર અને લક્ષ્મીધર એ ત્રણ નામોમાં સર્વદેવજ સત્ય પ્રતીત થાય છે કારણ કે તે ધનપાલે પોતેજ જણાવેલું છે, (પીઠીકાના શ્લોકો ૫૧-૫૨ આ પ્રમાણે છે.)

आसीद् द्विजन्मा खिल मध्यदेशे प्रकाशसांकाश्य निवेशजन्मा ।
अलब्ध देवर्षिरिति प्रसिद्धिं यो दानवर्षित्व विभूषितोऽपि ॥
शास्त्रेष्वधीती कुशलः कलासु बन्धे च बोधे च गिरां प्रकृष्टः ।
तस्यात्मजन्मा समभून्महात्मा देवः स्वयंभूरिव सर्वदेवः ॥

છતાં નામમાં કેવા ફેરફાર કાલાંતરે થાય છે. એ જણાવવા ખાતર આ દર્શાવેલું છે
—તંત્રી.

